# બેડરનું તત્ત્વજ્ઞાન

**સન** ૧૯૩૧ના ડિસેમ્બરની ચૌદમી તારીખ હતી. એકવીસ વરસનો જુવાન વિમાની બેડર પોતાના મિત્રોને મળવા વુડલીના વિમાનઘર પર ઊતરતો હતો. મિત્રોને ખબર હતી કે બેડર એક ઉસ્તાદ વિમાની છે અને વિમાનને આડુંઅવળું, આઘુંપાછું, સરકસના ખેલમાં સાયકલને કે મોટર સાયકલને ફેરવે છે તેમ, ફેરવવામાં એક્કો છે. કેટલાક દોસ્તોને એથી આ કળાનો પ્રત્યક્ષ લહાવો લેવાનું મન થયું એટલે એમણે બેડરને વિનંતી કરી.

બેડર જાણતો હતો કે આ પ્રમાણે કરવું એ શાહી વિમાની દળના નિયમોની ખિલાફ હતું. વળી આજે એ જે વિમાન લઈને આવ્યો હતો તે ફાઇટર વિમાન હતું. એના હંમેશના વિમાનથી એ ભારે હતું એટલું જ નહિ પણ એને ફેરવવાનું અઘરું હતું એટલે એણે ના પાડી.

મિત્રોમાંથી બેચાર જણે એને ડરપોક કહ્યો અને ટાણા માર્યા એટલે એ છંછેડાઈ ગયો અને એણે પડકાર ઝીલી લીધો.

વિમાનને એકદમ ઊંધું ઊંચું લઈને એને વાળી લીધું અને જમીનને લગભગ અડીને એ વિમાન ચલાવવા લાગ્યો. વળાંક લેતાં એના વિમાનની એક પાંખ નીચે જમીન સાથે અફળાઈ અને એના વિમાને ગોળમટું ખાધું. એણે પડતા વિમાનને બચાવવા ઘણાયે ધમપછાડા કર્યા પણ વ્યર્થ. ધડાકા સાથે એન્જિન તૂટયું અને ક્ષણવારમાં તો છાપું ફાટી ટુકડા થઈ જાય તેમ એના વિમાનના ટુકડે ટુકડા થઈ ગયા.

બેડર એની બેઠક સાથે પટાથી બંધાયેલો હતો એટલે એ ઉછળ્યો નહિ. એને તો માત્ર એક મહા ભયંકર, કાન તોડી નાખે તેવો અવાજ સંભળાયો અને એ અવાજના ભણકારા કાનમાં શમ્યા

ત્યારે એના ઘૂંટણમાં એને દુઃખતું લાગ્યું. નજર કરી તો માલૂમ પડયું કે એનો ડાબો પગ, એની બેઠક નીચે પૂરો વળી ગયો હતો. અને જમણો પગ તો દૂર જઈ પડ્યો હતો. એના દૂધ જેવા સફેદ ગણવેશની જમણા પગની બાંય તૂટી ગઈ હતી અને લોહીથી ખરડાઈ હતી. અને એના ઘૂંટણમાં કશુંક આરપાર પેસી ગયું હતું.

એ એવો હિંમતવાળો હતો અને પોતાના શરીર પ્રત્યે પણ એવી પરોક્ષ અને બેપરવાઈ રીતથી જોવા ટેવાયેલો હતો કે એને આ બધું ઘણું વિચિત્ર લાગ્યું. એટલામાં એને યાદ આવ્યું કે શનિવારે તો એને રગ્બી મેચ ખેલવા જવાનું હતું. એટલે એ માત્ર એટલું જ બબડ્યો, "અરે, આ તો શનિવારે ખેલવા જવાશે નહિ!"

હૉસ્પિટલમાં ડાક્ટરે એનો જમણો પગ ઘૂંટણ ઉપરથી કાપી નાખ્યો અને બે દિવસ પછી, ડાબો પગ પાકી ઊઠ્યો એટલે ઘૂંટણથી સહેજ નીચેથી એને પણ જુદો કર્યો ! છતા બેડર આ બધું ય જીરવી શક્યો, અને જીવતો રહ્યો. પણ બીજા ઑપરેશન પછી ચોવીસ કલાકે એ ભાનમાં આવ્યો ત્યારે એને પગમાં ભયંકર પીડા થતી લાગી. એ બરાડી ઊઠ્યો, "મારો ડાબો પગ તૂટી પડે છે!" ડાક્ટરે એને ચેનનું ઇન્જેક્શન આપ્યું છતાંયે એની વેદનાનો પાર રહ્યો નહિ.

આમ એ મૃત્યુની અર્ધશાંતિમાં ડૂબ્યો હતો ત્યાં પાસેની બારી પર એક સ્ત્રીના બાળકને ઉદ્દેશી બોલાયેલા નીચેના શબ્દો એના કાને પડ્યા, "એ—ચૂપ, અવાજ ન કર. અહીં પાસે જ એક છોકરો છેલ્લા શ્વાસ ઘૂંટે છે."

આ શબ્દોએ એણે એક વીજળીક આંચકો અનુભવ્યો અને પરિસ્થિતિને હમેશ લાત મારવા ટેવાયેલા આ યુવાનનો હુંકાર જાગી ઊઠ્યો. એણે આ પડકાર ઝીલી લીધો અને જે મૃત્યુની શાંતિમાં એ ડૂબતો જતો હતો તેમાંથી એની જાતને એણે ખેંચી લીધી. ભાન આવતાં વળી પાછું એનું દુઃખ ઉપડયું, પણ એણે આ વખતે એને ગણકાર્યું નહિ. એ તો મનમાં એટલું જ બબડ્યો કે એમ કંઈ મરી જવાય નહિ.

પછી તો એને લશ્કરી ઈ સ્પિતાલમાં લઈ ગયા અને એક દિવસ કૃત્રિમ પગ ચઢાવવા એને લંડન લઈ ગયા ત્યારે એણે ડાકટરને કહ્યું, "જુઓ સાહેબ, મારા પગ જલદી જલદી બેસાડી દો. એક છોકરી મારી સાથે નૃત્ય કરવા રાહ જોઈ રહી છે."

ડાકટરે આને મશ્કરી સમજી હસી કાઢી. વડો ડાકટર જાણતો હતો કે આવા પગથી નૃત્ય થઈ શકે જ નહિ પણ બેડરને એની કંઈ પડી નહોતી.

એના આ ઉત્સાહમાં બંને પગ બેસાડ્યા તે સાથે જ એણે ઊઠીને ચાલવા પ્રયત્ન કર્યો પણ પગ હાલે જ નહિ ! ઘૂંટણ વગરના પગે ચાલવું સહેલ નહોતું. બેડર નિરાશ થયો થયો ત્યારે ડાકટરે કહ્યું કે છ માસથી પગે કશું કામ કર્યું નથી એટલે શરૂઆતમાં એમ જ થશે. વળી પાછો બેડર માથાકૂટ કરવા લાગ્યો. એ પરસેવો પરસેવો થઈ ગયો. ડાકટરે એને કહ્યું કે એ લાકડીને ટેકે જ ચાલી શકશે અને તે પણ જીવનભર. હજુ સુધી વિના લાકડી ચાલેલો કેસ તેમણે જોયો નહોતો. બેડરનો આત્મા છંછેડાઈ ગયો લાકડીને હડસેલી નાખતાં એણે કહ્યું, "એને નાંખો ચૂલામાં મારે ના જોઈએ." થોડી મિનિટોની ભારે મથામણ પછી બેડર જ્યારે લાકડી સિવાય પડતો આખડતો રવેશના કઠેરે પહોંચ્યો ત્યારે મોંમાં આંગળી નાંખી રહેલો ડાકટર બોલી ઊઠ્યો, "અરે લાકડી સિવાય આમ ચાલતાં તો મેં કોઈ એકપગાને ય જોયો નથી !"

પછીના દસ દિવસ એ કેટલીય વખત પડ્યો, આખડ્યો, થાકી ગયો પણ એણે મથામણ ચાલુ રાખી. ઘૂંટણ સિવાયના પગે ઊઠવું એ સહેલ નહોતું; સૌની માન્યતા પ્રમાણે અશક્ય જ હતું.

અગિયારમાં દિવસે ખુરશીમાં બેઠો હતો ત્યાંથી એ આપોઆપ ઊભો થઈ શક્યો. સ્નાયુઓ ટેવાઈ ગયા અને એને કાબૂ આવી ગયો. પછી તો એ એક પગની એડી પર જ ચકરડી લઈ વળતાં શીખ્યો. બીજે અઠવાડિયે એક મિત્ર સાથે એ તળાવમાં પડ્યો અને તરવા લાગ્યો. ખભે બાંધવાના પટા એણે કાઢી નાખ્યા અને સામાન્ય માણસની જેમ એણે પ્રવૃત્તિ કરવા માંડી. એને વિમાની દળમાં પાછા ફરવાની આશા બંધાઈ.

એને નાણી જોવા મધ્યસ્થ વિમાની શાળામાં મોકલવામાં આવ્યો ત્યાં તો એણે વિમાન પહેલાંની જેમ એટલી કુશળતાથી ચલાવ્યું કે શાળાના વડાએ કહ્યું, " તેને કશું નવું શીખવવાની અમારી તાકાત નથી. "

અને એ સીધો સેનાધિપતિ પાસે પહોંચ્યો. એ વડાએ ગળું ખંખેરી બોલવા માંડયું, " તને વિમાન તો સરસ ઉડાવતાં આવડે છે પણ કમનસીબે તારા જેવા અપંગને વિમાની દળમાં રાખવા અંગે નિયમોમાં જોગવાઈ નથી. "

એણે ઘણું યે માથું કૂટયું. દળનો વડો એની કુશળતા જાણતો હતો એટલે એણે એને હાથ જોડી પોતાની અશક્તિ જાહેર કરી. ગુસ્સો અને નિરાશા બંનેનો ભોગ બનેલો, બેડર ધૂંધવાતો ત્યાંથી ચાલી નીકળ્યો. થોડા દિવસમાં સને ૧૯૩૩ના એપ્રિલમાં સરકાર તરફથી એને વિમાની દળમાંથી છૂટો કર્યાનો પત્ર મળ્યો ત્યારે એ એક પેટ્રોલ કંપનીના વિમાની વિભાગમાં નોકરીએ લાગ્યો અને વિમાનો સાથે કંઈક સંપર્ક રહ્યાનો સંતોષ અનુભવતો રહ્યો.

પછી તો એ પરણ્યો. એની પત્નીએ એને ખૂબ ધીરજ અને ઉત્તેજન આપ્યાં અને એ ગોલ્ફ, ટેનીસ વગેરે બધી રમતો બરાબર રમવા લાગ્યો અને એક સામાન્ય આદમીની જેમ જીવનની મોજ માણવા લાગ્યો. છતાં વિમાની દળની વાત એ વીસરી જ શક્યો નહિ. દરેક અધિકારીને એ પોતાને દળમાં પાછો લેવા અરજીઓ કરતો જ રહ્યો. છેવટે બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું ત્યારે એક દિવસ એને કોલ મળ્યો. અને ઉત્સાહભેર એ પહોંચી ગયો. બધા નિયમો નેવે મૂકયા અને એને એ શરતે પાછો કામ પર લેવાયો કે એને મળતુ નિવૃત્તિ પેન્શન બંધ થશે. ખૂબીની વાત તો એ થઈ કે એનું અપંગ પેન્શન ચાલુ રહ્યું અને નવો પગાર પણ! એટલે એ સો ટકા અશક્ત અને સો ટકા સશક્ત એવો વિચિત્ર વિમાની બન્યો.

આમ ૧૯૪૦ના ફેબ્રુઆરીમાં બેડર પાછો વિમાનીદળમાં આવ્યો. રોજ પ્રેક્ટીસ શરૂ થઈ. સવારમાં વિમાનીઓ આકાશમાં મં

એક વિમાનને નિશાન તરીકે રાખી એના પર હુમલો ગોઠવે. એક પછી એક વિમાનો જાય અને હુમલો કરી પાછાં ફરે એવી યોજના હતી. બેડર ભભૂકી ઊઠ્યો, "આ ન ચાલે. દુશ્મન કંઈ તમારા લાઈનબંધ ઘા ખાવા ઊભો રહે નહિ. એ તો એક સાથે, લાગ આવે એણે તૂટી પડવું જોઈએ." પણ એનું કોઈ સાંભળે તેમ નહોતું.

એવામાં નંબર ૨૨૨ ની ટુકડીના લેફ્ટેનન્ટની જગા ખાલી પડી અને એને ટુકડીના વડાએ નોતર્યો. એ તો સહર્ષ દોડી ગયો અને પોતાની ટુકડીને બીજી રીતે હુમલા કરી બતાવી પોતાની રીત વધુ કામીઆબ છે તે પુરવાર કરી બતાવ્યું.

દરમિયાન હિટલરે ફ્રાન્સ પર હુમલો કર્યો અને બેડર જર્મન વિમાન તોડવા થનગની રહ્યો. પણ એનો વારો આવ્યો જ નહિ. છેવટે ડંકર્કથી ભાગવાનું થયું ત્યારે એની ટુકડી બોલાવાઈ. પૂરા પાંચ દિવસ બેડર દિવસરાત ઘૂમતો જ રહ્યો પણ શિકાર જ એને હાથ ચડ્યો નહિ. અકસ્માત એવું બનતું કે પાછો ફરે પછી જ દુશ્મન વિમાનો આવે. છેવટે છઠ્ઠા દિવસે એ ઊંચો ચડતો હતો ત્યાં નીચે એણે એક જર્મન વિમાન જોયું. શકરાબાજની પેઠે એ તૂટી પડ્યો અને થોડીવારમાં તો ભડકે બળતું, ધૂમાડા કાઢતું એ ધરતી પર પહોંચી ગયું ત્યારે સંતોષથી એક આછો ઝલક બેડરના મુખ પર ફરી વળી.

ડંકર્કથી પાછો ફર્યો ત્યારે થાક અને ઉજાગરા એવા થયેલા કે બેડર ચોવીસ કલાક ઊંઘ્યો. પણ એ જાગ્યો ત્યારે એ જુદો જ હતો ઈંગ્લેન્ડ હાર્યું છે એ માનવા કે સ્વીકારવા એ તૈયાર જ નહોતો અને રોજબરોજ ઊડવાની અને લડવાની નવી તરકીબો એ સોચતો જ રહ્યો.

એકાદ પખવાડિયામાં તો એને ઉપસેનાપતિએ બોલાવ્યો અને કશીય પ્રસ્તાવના સિવાય કહ્યું. "તમારી બહાદુરીની કથા મારે કાને આવી છે અને તમને આજથી ૨૪૨ નંબરની ટુકડીના વડા બનાવવામાં આવે છે. એ ટુકડીના વિમાનીઓ કેનેડિયન છે અને બધા

જરા ઊભડેલ છે. તમારા સિવાય બીજું કોઈ એમને રાગે પાડે તેમ નથી ”

બેડર બીજે દિવસે સીધો એમની ઓરડીએ પહોંચ્યો અને ઉઘાડી અંદર દાખલ થયો. એને જોયો છતાં કોઈ હાલ્યું ય નહિ; કોઈ ઊભું પણ ન થયું ! એણે પૂછ્યું, “આનો નાયક કોણ છે?” એક જાડો સરખો સુવાન આરતેથી ખુરશીમાંથી ઊઠી બોલ્યો, “મને લાગે છે કે હું નાયક છું ! ”

એ બધાને જાણે આવ્યું હતું કે નવો વડો બન્ને પગે ઠૂંઠિયો છે, એટલે આટલી બધી બેપરવાઈ હતી.

બેડર તો આગની જેમ સળગતો મહાર નીકળ્યો. પાસે જ પડેલા એક વિમાનમાં ચઢી બેઠો અને સૌના દેખતાં એણે વિમાનને એવી કુશળતાથી હવામાં ફેરવ્યું અને એવી ગુલાટો ખવરાવી કે નીચે ઊભા ઊભા જોતા પેલા પરદેશી વિમાનીઓ તો મોમાં આંગળાં જ ઘાલી ગયા ! નીચે ઊતરી કોઈની સાથે કશું ય બોલ્યા સિવાય એ મોટરમાં બેસી વેગે જતો રહ્યો.

બીજે દિવસે સૌને ઓફિસમાં બોલાવ્યા ત્યારે સૌ ટટ્ટાર થઈ ગયા હતા. એમની પાસે કપડાં નહોતાં તે એણે આપ્યાં, અને ટુકડીને ઉત્સાહિત કરી દીધી. ફ્રાન્સમાં ગુમાવેલી એમની ચીજો એણે લાવી દીધી અને સૌમાં નવા પ્રાણ પૂરી દીધા.

દરમિયાન હિટલરે વિમાનનાં ધાડેધાડાં ઇંગ્લેંડ પર બોમ્બવર્ષા કરવા મોકલવા માંડ્યાં. એ વિમાની યુદ્ધની વાતો સાંભળી સાંભળી બેડર ઊંચો નીચો થઈ ગયો અને પોતાની ટુકડીને તક નહિ આપવા બદલ રોજ વરાળ કાઢવા લાગ્યો. એક વખત એની પત્નીએ એને કહ્યું, “હજુ ક્યાં લડાઈ પૂરી થઈ છે, અને તમે ક્યાં અમરપટો લખાવી આવ્યા છો?”

એ તરત જ ઘૂરકી ઊઠ્યો. “મૂરખ છું, મૂરખ. એક સોપ'ડની છે, માના પગ ટીનના છે અને આગળ એન્જિન છે, પછી મને કોઈ

શું કરવાના હતા ?''

છેવટે ૧૯૪૦ના ઓગસ્ટની ત્રીસ તારીખે એના પર સંદેશો આવ્યો કે તૈયાર રહો. બેડર તો ક્યારને તૈયાર કરી આખો દિવસ ફોન પકડી રહ્યો. એની ચૂંગી પણ ટાઢી પડી ગઈ! છેવટે પાંચ વાગ્યે એમને બોલાવતો સંદેશો મળ્યો! અને એને વુલ્હોલ ભણી દક્ષિણ પશ્ચિમે થઈ જવા સૂચના મળી એ સૂચના એને ગળે ઊતરી નહિ અને કોઈનું માન્યા સિવાય એ પોતાને રસ્તે ચાલ્યો. સોળેક હજારની ઊંચાઈએ ઘૂમતા બેડરે નીચે કાળાં ટપકાં જોયાં. બારેક હજારની ઊંચાઈ પર સોએક જર્મન વિમાનોનો કાફલો આવતો હતો. એમનાં વિમાનની સંખ્યા માત્ર નવ જ હતી. છતાં એ નીચે ઊતર્યો અને પેલાં વિમાન જોતાં જ બેડરને એવી ઝાળ ચડી કે આંધળિયાં કરી એ કાફલાની વચ્ચે તૂટી પડ્યો અને જોતજોતામાં ધમસાણ મચી ગયું. બેડરે બે વિમાન તોડયાં, મેકનાઈટે ત્રણ, ટર્નરે એક અને એમ ગણત્રી શરૂ થઈ.

બાર દુસ્મન વિમાન તૂટયાં, કેટલાંક ઘવાયાં અને જર્મનો ઊભી પૂંછડીએ ભાગી ગવા. એમની ટુકડી આખી યે સહીસલામત. અને એક પણ બોમ્બ તે દિવસે પડ્યો નહિ. સૌના ઉત્સાહનો પાર નહોતો. એમાં ઉમેરો કર્યો વાઈસ માર્શલે જાતે અભિનંદન આપવા આવીને.

બીજે દિવસે એણે વહેલા જઈ ખૂબ ઊંચે ઘૂમતા રહેવાની માગણી કરી. એ મંજૂર થતાં એ ૨૨૦૦૦ ફૂટની ઊંચાઈએ ઊડવા લાગ્યો અને ત્યાંથી જે તૂટી પડ્યો તે વીસ દુસ્મન વિમાનના ભૂક્કા કરી નાખ્યા.

એની આ કારીગરી જોઈ માર્શલે પોતે તેને સાઠ વિમાનનો કાફલો સોંપ્યો ત્યારે એ પોતે પણ ઘડીભર અવાક્ થઈ ગયો અને વિમાસણમાં પડ્યો. છતાં એણે એ જવાબદારી ઊઠાવી લીધી અને ચૌદમી સપ્ટેમ્બરે એનાં આઠ વિમાનો સાથે એ ચોકી કરતો હતો ત્યાં ધૂંધવાયેલા જર્મનોએ મોકલેલો એક મોટો કાફલો આવી

પહેચ્યો બેડરનો વ્યૂહ એ વખત ફેદાઈ ગયો છતા એણે એ મહાયુદ્ધ તે દિવસે ખેલ્યા. પરિણામે ત્રણ દુશ્મન વિમાન તૂટયા અને એના પર અભિનંદન ની ઝડી વરસી હવે તો એર માર્શલ એને પૂછીને જ બધુ કરતો અને જાણે આખા ઈંગ્લાડનો એ જ ચોકીદાર હોય એવુ બન્યુ

૧૯૪૧ના ઓગસ્ટની નવમીએ હુમલા માટે ઊપડ્યો ત્યારે 'પ્રથમ ગ્રાસે મક્ષિકા' ની જેમ ઊડતા જ એક ટુકડી આઘીપાછી થઈ ગઈ ખાડી ઓળગવા જતા જ એના વિમાનનો ગતિદર્શક કાટો તૂટી ગયો અને ખાડી ઓળગી રહ્યા ત્યા તો દુશ્મન વિમાનો દેખાયા એકદમ એ ઓચી ઊઠ્યો, 'તૂટી પડો' ખૂબ વેગથી જતા, ગતિદર્શકની ગેરહાજરીમા, એ આડો જતો રહ્યો અને પેલા કાફલાની મધ્યમા પેઠો પાછા ફરતા જોયુ તો એનો કોઈ સાથી પાસે મળે જ નહિ એ તૂટી પડ્યો અને પેલા વિમાન ભાગ્યા, તે વખતે એને ભારે લાલચ થઈ આવી પાછા નાસતા ત્રણ વિમાનની પૂઠ એણે પકડી, એક તોડયુ અને બીજા બેની વચ્ચે એ પડ્યો ત્યા વળતા કશુ ક થયુ અને એનુ વિમાન નીચે ઊતરવા લાગ્યુ પાછુ ભાળતા એને ખબર પડી કે એનુ વિમાન તૂટી ગયુ છે

સડાક દઈને વિમાનની છત્રી ખોલી તૂટતા પડતા વિમાનથી અલગ થવા એ કૂદી પડ્યો પણ એના ધાતુના પગને કઇ વળગી રહ્યુ હતુ. વિમાનનો હૂક એમા પેસી ગયેલો! હવે શુ થાય? કાતિલ પવન શરીર સોસરવો પેસી જતો હતો, વિમાન ચકરાવો લઈ પડતું હતુ અને સાથે બેડર ખેચાતો હતો સદ્ભાગ્યે એનો પગ સાધામાથી છૂટો થઈ પડી ગયો અને એ છત્રીના જોરે હવામા ટીંગાઈ આસ્તેથી સરકવા લાગ્યો. નીચેની લીલીછમ ધરતી એને ઝપાટાભેર ઊચે આવતી લાગી એટલામા ફડાફડ અવાજ થવા લાગ્યો નજર પડતા ખબર પડી કે ઠૂઠા પગનુ પાટલૂન હવામાં ફરડાટ કરી તૂટી પડતુ હતુ એને દહેશત હતી કે આ નક્કર પગ જમીન સાથે અથડાશે ત્યારે એનુ શરીર ઠોકાઈ જશે સારા પગવાળાને પણ એવુ બને બેડરને થયુ કે એ કેવો સદ્ભાગી કે એના કૃત્રિમ પગ છૂટા થઈ ગયા અને પૃથ્વી પર ભટકાતા એ ઠોકાયો જ નહિ! પગવાળા કરતા

કેટલું ભારે સુખ ! એક જીવતું જોખમ પાર કરી શકાયું !

પછીનાં સાડા ત્રણ વરસ બેડર જર્મન કેદી રહ્યો. ઠૂંઠા પગવાળા એણે ત્યાં કેદખાનામાં પણ એટલો ઉધમાત કર્યો કે સૌ એનાથી ત્રાસી ગયા. શરૂઆતમાં એમને વિનવી એણે લંડન સંદેશો પહોંચાડી એના પગ મંગાવ્યા જે વિમાનદ્વારા ફેંકાયા. ચાલતો થયો એટલે એણે નાસી જવાની તરકીબો ગોઠવાની માંડી. એક વખત તો એના કેદખાનાના ત્રીજા માળની બારીએથી પડી એ નાઠો પણ બીજે દિવસે પકડાઈ ગયો.

ઠેલણગાડીમાં જીવનભર જીવન વિતાવવાની જરૂર પડી હોત તેવા આ કેદીથી જર્મન અધિકારીઓ એવા ત્રાસી ગયા કે એક પછી એક કેટલાંયે કેદખાનાં બદલી છેવટે તેને એક મધ્યયુગી કિલ્લામાં પૂર્યો અને ત્યાંથી જ એ એપ્રિલ '૪૫માં અમેરિકન લશ્કરના હાથે મુક્તિ પામ્યો.

ઇંગ્લાંડ આવી એણે જાપાનીઓ સામે દૂર પૂર્વમા લડવા જવા માગણી કરી પણ વિમાનીદળના વડા તેની તરફેણ કરતા નહોતા એટલે એની ગડમથલ ચાલુ હતી ત્યા જ અણુબોંબ પડયો અને દૂર પૂર્વમાં લડવાની બેડરની બધી યોજના મનની મનમાં જ રહી.

૧૯૪૬ માં એણે બમોંશેલ કંપનીની નોકરી સ્વીકારી અને કામગીરી અંગે એ પોતાના વિમાનમાં યૂરોપ, આફ્રિકા, દૂરપૂર્વ, મધ્યપૂર્વ, દુનિયાના સૌ દેશમાં ફરવા લાગ્યો. એ જ્યાં જાય ત્યાં ઈસ્પિતાલોની મુલાકાત લીધા સિવાય રહે જ નહિ. અને ત્યાં પગ વગરનાને ચાલતા શિખવામાં એ મદદ કરે જ કરે.

૧૯૪૭મા યુ. એસ. એ.ની એક ઇસ્પિતાલની મુલાકાતે એ ગયો હતો. ત્યારે સળિયા અને ઘોડીની મદદથી ચાલવા યત્ન કરતા એના જેવા એક સૈનિકને ઉદ્દેશીને એ બોલ્યો, "અરે, એને ફેંકી દઈ એમ ને એમ ચાલો ને."

પેલો ધૂરકી ઊઠયો, "તું કોણ છે ?"

"તારા જેવો જ દેશ દેશમાં ઘૂમતો એક લંગડો. તારે તો બંને ટાંચણ સાબૂત ". મારે તો એક જ છે."

એ સૈનિકે બેકરને ખભે હાથ મૂકી ચાલવા માંડ્યું અને પછી કોઈનીય મદદ સિવાય એ બે ડગ માંડી શક્યો એટલે બોલ્યો, "આ વખત તો મને એવો કંટાળો આવ્યો હતો કે હું આપઘાત કરતો હતો. હાશ ! હવે બધું ઠીક થઈ ગયું."

એ જ રીતે શિકાગોની ઇસ્પિતાલમાં દસ વરસના એક પગ વગરના છોકરાને એ સમજાવતો હતો કે પગ નથી એથી કંઈ ચિંતા કરવા જેવું નથી, ત્યારે એ છોકરાનો પિતા બોલી ઊઠ્યો, "અરે દુઃખ જ એ છે કે આ છોકરો એની આ સ્થિતિની ગંભીરતા જ સમજતો નથી."

બેકર બોલ્યો. "હાં, એ જ એક ખરી ચીજ છે. એના મનમાં એ વસવા જ ન દેશો કે એ અપંગ બન્યો છે. માત્ર એક નવી ક્રિયા એણે શીખી લેવાની છે. એના મન પર આ અપંગતાનું ભારણ અને ભીતિ પેઠા તો બેત ખલાસ થઈ જાય."

બેકરનું આ તત્ત્વજ્ઞાન પગ એકલાને નહિ, આખા જીવનને આવરી લે છે એમ નથી લાગતું ?

# ફાધર પિયરી

એ સાચે જ ચંડાળ ચોકડી હતી. એ ચારેય ગઠિયાઓનો આગેવાન તો મહાપાશવી, રાક્ષસી, બિહામણી કાયાવાળો આદમી હતો. વીસ વરસ તો એણે ફ્રેન્ચ ગીઆનાનામાં કાળાપાણીની સજામાં ગાળ્યાં હતાં અને એ કેદીવસાહત પર આવ્યા પછી પણ બે ખૂન તો એને નામે ચઢી ગયાં હતાં. એક દિવસ લાગ જોઈને આ ચંડાળ ચોકડી ફ્રાન્સની આ કાળાપાણીની કેદની વસાહત, ડેવિલ આઈલેન્ડ (નરકનો ટાપુ) પરથી નાસી છૂટી અને ઝાડના થડમાંથી બનાવેલા હોડકામાં ચડી બેઠી. પ્રવાહ એમની મદદે હતો એટલે રાત પડતાં પડતામાં તો એ ટોળકી ફ્રેન્ચ ગીઆનાના એક જંગલમાં આવી પહોચી. પેલો 'નરકનો ટાપુ' પાછળ દૂર દૂર રહી ગયો હતો અને સામે જ વિશાળ દરિયો હતો. ટોળકીનો આગેવાન ગ્રાન્ડ માર્સેલ આ આખા વિસ્તારનો પાકો ભોમિયો હતો એટલે એણે રાત ગાળવા માટે એક જગા પસંદ કરી લીધી. ત્યાં પહેલાં એક કેદી–છાવણી હતી.

આ પ્રદેશમાં મચ્છરનો એવો ત્રાસ કે કોઈથી રાત વિતાવી શકાય જ નહિ. ટોળેટોળાં માનવીને જોઈ એવાં તૂટી પડે કે, 'ભૂખ્યાં ડાંસ' ની સાચી કલ્પના આવી જાય એટલે એ ડાંસને ડારવા એમણે તાપણું કરવાનું ઠરાવ્યું. તાપણા માટે લાકડાં શોધવા આ ટોળી ગઈ ત્યાં એક જણે એક ગાઢી વૃક્ષઘટામાં એક પથ્થરનો ક્રૂસ જોયો એટલે માર્સેલને પૂછ્યું, "અહીં, આ કોની કબર ખોદી હશે?"

પોતાની કુહાડીથી એ પથ્થર પર ચઢેલી લીલ હળવેથી ખસેડતાં ખસેડતાં માર્સેલે કહ્યું, "એ ફાધર પિયરીની કબર છે."

"ફાધર પિયરી કોણ હતા?"

"તમારા, મારા જેવો એક ગુનેગાર." અને પછી જાણે પોતાની જાનને જ ઉદ્દેશીને કહેતો હોય તેમ એ આસ્તેથી બોલ્યો, "એતો એક દેવદૂત હતો."

ગ્રાન્ડ માર્સેલના સામાન્ય રીતે ઘૂરરાટ કરતા ઘોઘરા સરખા અવા-

જને રથાને આ એવો તો મૃદુ અવાજ નીકળ્યો કે સૌને નવાઈ લાગી.

કલાકેક પછી પરવારી બધા તાપણાની આજુબાજુ ગોઠવાયા એટલે પેલો આજન્મ ડાકુ મૃદુ અવાજે બોલ્યો, "ફાધર પિયરી...અરે, આજે ય એની મૂર્તિ મારી નજર સમક્ષ ખડી થાય છે અને સૌની હાજરી પૂરતા જ્યારે વૉર્ડર એમનું નામ બોલતો ત્યારે ફાધર અતિ નમ્રતાથી જે જવાબ વાળતા, 'જી, હાજર,' એ શબ્દનો પડઘો અત્યારે ય કાને અથડાય છે.

"હું એમને પહેલવહેલો કેદીઓને લઈ જતા વહાણ પર મળ્યો હતો. એ રોજ સવારસાંજ પ્રાર્થના કરતા ત્યારે બધા કેદીઓ એમના પર ફિટકાર વરસાવતા, કારણ કે સૌ જાણી ગયા હતા કે એક ઘરડી સ્ત્રીના ખૂનના આરોપસર એમને કાળાપાણીની સજા થઈ હતી અને એ 'ઢોંગી' ઈશ્વરની પ્રાર્થના કરતો હતો !

'દક્ષિણ ફ્રાન્સના એક નાના ગામનો ફાધર પિયરી એક પાદરી હતો. આખું ગામ એને ખૂબ ચાહતું. દેવળની સામે જ રસ્તાની બીજી બાજુએ એક વિધવા રહેતી હતી. એક સવારે એની નોકરડીએ જ્યારે એનું બારણું ખોલ્યું ત્યારે એણે પોતાની શેઠાણીને મરેલી જોઈ. એના નવા કપડા ટુકડેટુકડા થઈ ગયા હતા. જાણે કે એને ખૂબ બથ્થંબથ્થા થઈ હોય તેમ.

"વધારામા એના બારણાથી દેવળના પાછળના બારણા સુધી બરફમા ઊંભા લિસોટા પડ્યા હતા એ વિધવા બાઈ ખૂબ વહેમી અને ચીકણી હતી તે સૌ જાણતા. સાંજ પડતા પડતામા તો એ બારીબારણા બંધ કરી અંદર આગળો લગાવી ઘરમા ભરાઈ જતી. કોઈક પ્રસંગે એ ખોલે તો તે માત્ર ફાધર પિયરી બોલાવે તો જ. એણે એનું વીલ કરેલું. તેમા પોતાની બધી મિલકતના વારસ તરીકે એ પાદરીને મૂકેલા. એટલે સૌને પાદરી પર સ્વાભાવિક વહેમ પડે. તેમાં વળી એ પાદરીના રબરના જોડા અને લોહીથી ખરડાયેલી એની બંગડી દેવળના બાગમાથી દાટેલાં મળી આવ્યા એટલે સૌનો વહેમ પાકો થયો અને ન્યાયાધીશે એને કાળાપાણીની સજા ફરમાવી.

"એ પાદરી તો માત્ર એટલું જ કહેતો કે 'પરમેશ્વરને સાથે રાખીને કહું છું કે હું નિર્દોષ છું' એટલે એ રહસ્યમય ઘટના સૌને મૂંઝવતી.

"વહાણ ટાપુ પર લાંગર્યું એટલે બધા કેદીઓને, એક જંગલની છાવણીમાં મોકલી આપ્યા. ત્યાં સૌને ઝાડ કાપવાનું કામ સોંપ્યું. પેલા પાદરીને પણ એ જ કામ મળ્યું, પણ એણે કદી ફરિયાદનો એક શબ્દ ઉચ્ચાર્યો નહિ. ઊલટાનું પોતાનું નિયમ પ્રમાણેનું કામ પૂરું થાય એટલે તરત જ એ નબળા હોય તેમને ઝાડ કાપવામાં મદદ કરતો.

"બીજા વરસે મને રીઢા થયેલા કેદી તરીકે ઓરાપુટની છાવણીમાં મોકલવામાં આવ્યો. આ છાવણી તો પૃથ્વી પરનું ખરેખર નર્ક જ હતું. અમારે કમર સુધી કાદવમાં કળી જઈ કામ કરવું પડતું અને એ બધાં કળણોમાં મચ્છર અને ડાંસનો તો પાર જ નહિ. ટૂંક સમયમાં અમને સૌને મેલેરિયા લાગુ પડ્યો.

"ઓરાપુટ ગયે મને થોડાં અઠવાડિયાં થયાં ત્યાં તો એક દિવસ ફાધર પિયરી મુખ્ય વૉર્ડર તરીકે નીમાઈ ત્યાં આવી પહોંચ્યા. આ પદ માટે સૌ તલસતા. આ જગા ધરાવનાર સૌ પૈસા પણ ભેગા કરતા. પાટાપીંડી, પતંગિયાં પકડવાની જાળી, ક્વિનાઈન વગેરે બધું એ લોકો પૈસા લઈને જ આપતા એટલે મુખ્ય વૉર્ડર તો કમાઈ જ જતો. વળી શિક્ષા થઈ હોય તેને તો ક્વિનાઈન અપાતું જ નહિ. પણ આ પાદરી આવ્યા તેની સાથે પરિસ્થિતિ પલટાઈ ગઈ. છાવણીના નિયમભંગ માટે શિક્ષા પામેલાને પણ તાવ આવે એટલે પાદરી ક્વિનાઈન આપે જ, અને માંદાને માટે એ કોળાં વગેરેની વ્યવસ્થા ગમે તે રીતે કરે. એટલે આ રીઢા ગુનેગારોનાં હૃદય પણ એમણે જીતી લીધાં. એની આ માનવસેવાની એવી અસર પડતી કે મૃત્યુ સમયે ભલભલા ગુનેગારો એની પાસે એકરાર કરતા. સૌ કેદી એને માન આપતા એટલું જ નહિ, પણ જેલના પોલિસો પણ એના તરફ અદબથી જોતા.

"એ છાવણી ડૉક્ટરના હુકમ અનુસાર બંધ કરવાની થઈ ત્યારે ફાધરે પોતાને સેંટ લુઈસની છાવણીમાં મોકલવા વિનંતી કરી. એ

છાવણીમાં બધા પતિયા કેદીઓ રહેતા અને એ છાવણી નદીના ભાઠામાં આવેલા ૫૦૦ વાર લાંબા ટાપુ પર હતી. બધા રક્તપિતિયા કેદી નાની નાની ઝૂપડીમાં રહેતા અને પોતેજ પોતાનું રાંધી ખાતા. બહારની દુનિયા સાથેનો સંસર્ગ નહીં જેવો જ હતો. દરરોજ સવારે તેમના ખોરાકની એક ગુણ કિનારે હડસેલી મૂકવા થોડા પોલિસ આવતા અને દર અઠવાડિયે એક વખત ડાક્ટર ડોકિયું કરી જતા. બાકી કોઈ માનવ-ચહેરો તેમની નજરે પડતો નહિ.

"ફાધર પિયરી સાવ સૂકલકડી એકવડિયા બાંધાનો આદમી હતો. પણ એનું મન ખૂબ મજબૂત હતું. પાંચ વરસ એ આ પતિયા ભેગો રહ્યો ત્યાર પછી એક દિવસ ઓસીલૂનો એને ભેટો થયો. ચોરી માટે સજા પામી એ ડેવીલ ટાપુ પર આવેલો. આઠ વરસ પછી તેને પત લાગુ પડી અને એ લુપ્રસ ટાપુ પર આવ્યો. એને પાટાપીંડી કરવા પિયરી ગયો. ત્યારે એ એક સ્ટ્રેચર પર પડ્યો હતો. એનો ચહેરો આખોયે પતથી ખવાઈ ગયો હતો. ફાધરે નીચા નમી એને આરતેથી પૂછ્યું "ભાઈ, ખૂબ દર્દ થાય છે કે?" અવાજ સાંભળી પેલો પતિયો એના તરફ તાકી રહ્યો અને થોડી ક્ષણમાં તો બેઠા થઈ એણે ભયંકર ચીસ પાડી અને ફાધરને ધક્કો મારી દૂર કરવા પ્રયાસ કર્યો.

હાથમાંનું દૂધનું કેન અને સીગારેટ ધરી પાદરીએ કહ્યું, 'શાલા આદમી, આ ખાઈ લે, એટલે તને ઠીક લાગશે."

પતિયો ગણગણ્યો, "ના, ના, ફાધર પિયરી, એ કદાપિ બનશે નહિ."

"તું મને ઓળખે છે?" પાદરીએ પૂછ્યું.

ઘોઘરા અવાજે પતિયાએ કહ્યું, "મને ના ઓળખ્યો? હું છું ઓસીલૂ."

"એકી ટસે એના તરફ ટીકી ટીકીને પાદરી બોલ્યો, "ગરીબ બિચારો ઓસીલૂ! પ્રભુએ ય એને કેવી શિક્ષા કરી છે!"

ત્યાં સુધીમાં તો કેટલા ય પતિયા ઝૂંપડીને ઘેરી વળ્યા હતા. એ

સૌને ઉદ્દેશીને ગ્રોસીલૂએ કહ્યું, 'હું જાણું છું કે હું મરી જવાનો છું. પણ મારી આટલી વાત સાંભળો, ફાધર પિયરી નિર્દોષ છે. જે ગુના માટે આજથી વીસ વરસ પહેલાં એમને સજા થઈ હતી તે મેં કર્યો હતો એટલું જ નહિ પણ મારા ગુનાની વાત એ જાણતા હતા છતાં કોઈને કહી જ ન શેતી—કોર્ટમાં પણ નહિ.

'પેલી વિધવાને મેં જ મારી નાખેલી. હું ત્યારે ફાધરનો માળી હતો અને એમની ઓરડીની નીચેની ઓરડીમાં જ રહેતો હતો. આ વિધવા પાસે ઘણા પૈસા હતા અને ફાધર સિવાય કોઈને ય માટે તે રાત્રે બારણું ઉઘાડે નહિ એટલે પાદરીનું કપડું અને બૂટ પહેરી હું ગયો. એણે બારણું ઉઘાડતાં જ મને જોયો એટલે એ ચીસ પાડી ઊઠી. મેં એને ચૂપ કરવા એનું ગળું પકડયું હોવાથી એ ધબ થઈ ગઈ.

ત્યાંથી આવી મેં બાગમાં ફાધરનાં કપડાં વગેરે દાટયાં પણ પાછા ફરતાં પાદરી મને જોઈ ગયા. મારા ચહેરા પરથી મેં કંઈક ગુનો કર્યો છે એમ એમને લાગ્યું એટલે મને દેવળના 'એકરાર પાંજરા'માં લઈ ગયા. મેં બધી વાત માની લીધી અને વળતી સવારે પોલિસ આગળ હાજર થવાનું વચન આપ્યું.

'પણ રાત દરમિયાન મારું મન ડગી ગયું. હું જુવાન હતો અને મરવાનું મને ગોઠયું નહિ. ફાધર પકડાયા. કોઈ પણ ક્ષણે ફાધર મારું નામ દેશે અને હું પકડાઈશ એમ મને લાગતું હતું પણ એમણે 'એકરાર પાંજરા'માં કહેલી વાતને ગુપ્ત રાખી અને પોતે સજા વહોરી લીધી !'

ગ્રોસીલૂએ આજીજી કરતા ઉમેર્યું, 'મને કાગળ પેન આપો. હું મારું એકરારનામું લખી નાંખું. હવે મારાથી લાંબું જીવાય તેમ નથી.'

પાદરીએ એ જ નમ્રભાવે કહ્યું, 'ભાઈ, એવું કંઈ લખવાની જરૂર નથી. પ્રભુ આગળ તું સાચો એકરાર કરજે અને એમની ક્ષમા માગજે. મને તો પૂરતી સજા થયેલી છે.'

"તે જ રાત્રે ગ્રોસીલૂ એની ઝૂંપડીમાંથી ગૂમ થઈ ગયો. થોડાક દિવસ પછી નદીમાં તરતું એનું શબ હાથ લાગ્યું."

પછી તો ઘણાએ, એમના ખૂન બાબતનો, ઉપરનો એકરાર સરકારને લખી મોકલવા પિયરીને આગ્રહ કર્યો પણ તેમણે તો માત્ર એટલું જ કહ્યું, "આ કેદીઓને સાંત્વન આપવા જ પ્રભુએ મને પસંદ કર્યો હશે એમ શા માટે ન માનવું? એનું જ ધાર્યું થવા દો ને!"

"થોડા માસ પછી એમની મુક્તિનો હુકમ આવ્યો, પણ તે ઘણો મોડો પડ્યો. ત્યાં સુધીમાં તો એમનું શરીર નંખાઈ ગયું હતું. તેમને મોટી ઇસ્પિતાલમાં ખસેડવા વડા ડાક્ટરે ઘણુંયે કહ્યું, પણ એ તો કહેવા લાગ્યા કે આ સૌ 'મારા' લોક વચ્ચે જ મને રહેવા દો.

"તેમનો દેહવિલય થયો ત્યારે સૌ ગુનેગારોએ એકઠા થઈ તેમની કબર ખોદી અને સિપાઈઓએ કબર પર આ પથ્થર ગોઠવ્યો."

સૌએ આ આખી વાત એકધ્યાનથી અને અપૂર્વ શાંતિથી સાંભળી હતી. વાત પૂરી થતાં માર્સેલની આંખ એ પથ્થર તરફ વ… અને એ ધીમેથી બોલ્યો, "એ સાચે જ માનવદેવ હતો."

વાત પૂરી થતાં સૌ કામળામાં લપેટાયા. અને કાલની આફતના અને ઉપાધિના ઓળા સૌના મન પર પડ્યા છતાં ય એ પથ્થરહૃદયી લાગતા રીઢા ગુનેગારોના મન પર તે આખી ય રાત ફાધર પિયરીનો માયાળુ, દયાળુ અને માનવતાભર્યો આત્મા પકડ જમાવી જ રહ્યો.



# પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન

ફ્રાન્સના એક નાના સરખા ગામડામાં ધોમધખતા એક બપોરે પાછલી ઉંમરે પહોંચેલ એક આદમી ઊંધો પડી દરમાં માથું માર્યા કરતો હતો. ગામનો જમાદાર કેટલાય દિવસથી જોયા કરતો હતો, કે એ ડોસો ઝાળાઝાંખરાં ફંફોસતો હોય, વાડમાં કે ઘાસમાં માથા મારતો હોય કે આમ દરમાં ગોથાં ખાતો હોય, એટલે એને એના પર પાકો વહેમ પડ્યો હતો. બહુ વિચારને અંતે તે દિવસે તો એ ઊંધા પડેલ ડોસા પાસે જઈને એણે કહ્યું, "એ ડોસા, દેશના કાયદાની રૂએ હું તારી ધરપકડ કરું છું."

ધૂળ ખંખેરી ટટ્ટાર થતાં વૃદ્ધે પૂછ્યું, "કેમ, ભાઈ?"

"દિવસોથી હું જોયા કરું છું અને મને ખાત્રી થઈ છે કે તારી હિલચાલ શંકાસ્પદ છે ચાલ, જલદી કર, મારી સાથે થઈ જા"

અતિ ધીરજવાન શિક્ષકની ઢબે એ વૃદ્ધે એને સમજાવવા માંડ્યું કે એ તો દરમાં ને બીજે જીવજંતુનો અભ્યાસ કરે છે. પણ પેલાને ગળે એ વાત ઊતરી નહિ અને ચૂકયો, "તું મને એમ સમજાવવા માગે છે કે આ બળબળતા બપોરે માખીનો અભ્યાસ કરવા તું બહાર પડ્યો છે? પટાવજે બીજા ભિક્ષુઓને! મને એમ છેતરી શકાશે નહિ."

પેલા ડોસાએ જરા ખભા ઊંચા કરી કહ્યું, "ચાલ, ભાઈ, એમ માન ત્યારે!" પણ ત્યાં તો એના ચીંથરેહાલ કાળા કોટના બટનના એક ગાજમાંથી એક રાતી પટ્ટી પેલા જમાદારની નજરે પડી અને એ હબકી ગયો.

એ પટ્ટી તો દેશની સરકાર કોઈ વ્યક્તિનું સર્વોચ્ચ માન કરતી વખતે આપતી એટલે એ તો પોતાની ગિરફ્તી બંધ કરી, ભેરવાઈ ન પડાય તે હેતુસર સરકી ગયો અને પેલો ડોસો વળી પાછો દરમાં ગડમથલ કરવા લાગ્યો.

પોતાની ગરીબાઈ અને નિરાભિમાનતાને કારણે જીવનમા આવા કેટલાય અપમાન પામનાર એ દૃઢ હતો જીન હેનરી ફેબર ફીટક શાસ્ત્રને એ પિતા સને,૧૮૨૩મા દક્ષિણ મધ્ય ફ્રાન્મના એક નાનાશા ગામમા એ જન્મેલો એની માના સાવ નિરક્ષર અને જીવનમા નિષ્ફળ બની અસતુષ્ટકાતમા ગયેલો એક ખેડૂત એનો પિતા આ છોકરો ખેતરોમા ફૂદા, નત ગિયા કે કીડા પાછળ ભમે એને એ આળસની નિશાની ગણતા અને ખનીજ, પથ્થરો, પક્ષીના માળા કે જીવડા ભેગા કરી લાવે તેને નગી મૂર્ખતા લેખતા આવા માતાપિતા પાસે અભ્યાસ અગે ઉત્તેજનની તો આશા જ શી રખાય !

ઉગારો માત્ર એ કારણે થયા કે દેવામા ડૂબેલ એના માબાપે એક પેટ ઓછુ થાય એ ગણત્રીએ એને એના દાદાદાદીને ત્યા મોકલી આપ્યો એ લોકો સાવ ભોળા અને સાચા અર્થમા ધરતીના સતાન હતા એટલે એમણે એને છૂટથી રખડવા દીધો અને ફાવે તેમ વિકસવા દીધો આ જ અરસામા એના કાને દેડકાના સગીતને પારખ્યુ. તમરાનુ ગાણુ ઝીલ્યુ, એની આખે મધમાખીના ઉડ્ડયનને પકડયુ અને એનો હાથ ઊડતા તીડ પર અચૂક નિશાન લેવા લાગ્યો. આ જ અરસામા એના એ અનોખા જીવનની બુનિયાદ નખાઈ, જેના ૯૨ના ૯૨ વરસ વિજ્ઞાનની સેવામા પરોવાયા અને વિજ્ઞાન કે સાહિત્ય રાજા કે સરકાર જે કોઈ સન્માન આપી શકે તે સન્માનથી એને નવાજ્યો

એની આવી બધી નિશ્ચિતતાઓથી એના શાળાજીવનમા એ દોરતી બાધી શકયો નહિ અને એ શાળાજીવન પણ કેટલુ જલદી કપાઈ ગયુ ! ખેડૂત તરીકે સાવ નિષ્ફળ ગયેલો એનો પિતા એક પછી એક શહેરની ગદી મજૂર ચાલીએમા રોટીની શોધમા ફરવા લાગ્યો તે વખતનું એનુ જીવન એટલે નર્યો કકાસ અને કલેશ આમાથી છૂટવા એ ભાગ્યો તે એકલો સ્વતત્ર મજૂર તરીકે અહીંથી તહીં કામની શોધમા ફરવા લાગ્યો પોતા કકાસથી મુક્તિ એ જ એને મન મહાન સુખ હતુ

આમ રખડતા રખડતા એ એ ત્રિક્નોન નામના એક ગામમા આવી

પહોચ્યો, જ્યા એને ખબર પડી કે એક શિક્ષકશાળામા ભરતી માટે એક જાહેર શિષ્યવૃત્તિ પરીક્ષા લેવાય છે. એ તો બેઠો એ પરીક્ષામા અને પ્રથમ નંબરે શિષ્યવૃત્તિ લઈ ગયો. એ શાળામા એ આપમેળે ગ્રીક અને લેટીન ભાષાઓ ભણ્યો અને એ તાલીમને અંતે એને વાર્ષિક ૮૦ પૌંડના દરમાયાવાળી શિક્ષકની નોકરી મળી ગઈ. આ નોકરી વીસ વરસને અંતે એણે નોકરી છોડી ત્યારે પણ એનો પગાર એ જ એંશી પૌંડ હતો !

આ જ અરસામાં એની હડીએ કીટકશાસ્ત્રનું એક પુસ્તક ચઢ્યું અને એનું જીવન બદલાઈ ગયું. એ જીવનપલટાનું કારણભૂત હતું એ પુસ્તકમાનું એક અસત્ય વિધાન. એમા નોંધ્યું હતું કે શિકારી ભમરો પોતાના વંદાના કે ગ્રીલના શિકારને પોતાનો જોરદાર ડંખ મારી પૂરો કરે છે અને પછી પોતાના બચ્ચાને ખોરાક તરીકે આપે છે. આ ભવ્ય શિકારી ભમરાનુ નિરીક્ષણ કરતા ફેબરે જોયુ કે પોતાના શિકારને મારી નાખવાને બદલે એ તો માત્ર એક શસ્ત્રક્રિયા કરનાર દાક્તરની ચોકસાઈથી એને ડંખ મારે છે અને શિકાર જીવતો રહેવા છતા લકવાધારી બને છે. આમ દિવસો સુધી પોતાના ઉછરતા બચ્ચા માટે એ ખોરાકને તાજો રાખી શકે છે.

આ નાની સરખી શોધ પરથી એને સમજાયુ કે વિજ્ઞાનના પુસ્તકોમા નોંધાયેલી બધી વાતો સો ટકા સત્ય નથી અને એનુ પોતાનુ જીવન અતિમર્યાદિત હોવા છતા શોધખોળ માટેનુ ક્ષેત્ર અમર્યાદિત હતું.

હવે તો એને પાકી લગની લાગી એટલે શાળામાથી છૂટતા જ એ પહોંચી જતો, નદીના સૂકા ભાગમા, ઝરણાના વહેણમાં કે એના ગામ નજદીકના જંગલોમા. ત્યા જઈ એ લાગી જતો કોક જંતુ કે જીવના જીવનની કરણીના અભ્યાસમા કલાકોના કલાકો એ બેઠો બેઠો એ જીવજંતુની જીવનકરામતો નીરખતો એમના સંવનન, પ્રજનન, સંવર્ધન, અને સંહારની લીલાનો સાક્ષી બનતો અને અવનવી, માન્યામા ન આવે એવી બિનાઓનુ ભાથુ મગજમા ભર્યા કરતો અને એની નોંધ ટપકાવતો. કંઈક ચાલીસ વરસ સુધી આ કીડાઓ નોંધી, નિહાળી, નક્કી

કર્યા પછી જ એણે જુદાંજુદાં જંતુઓ ને કીટકોની વાત દુનિયા આગળ રજૂ કરી.

ફેબરના આ વૈજ્ઞાનિક સંશોધનો બહાર પાડવા સાથે જ પેરિસ અને બીજા દેશોના કીટકશાસ્ત્રીઓ આપો ચોળવા લાગી ગયા. આજ સુધી કોઈપણ નવા જંતુનો નામકરણની વિધિ વાત એટલે એના વિશેના જ્ઞાનની અવધ આવેલી ગણાતી, અને કીટકસંગ્રહ એ માન મગેલા જીવને ટાંકણીથી ચોંટાડેલા રાખવા ત્યાં જ પર્યાપ્ત થતો. ફેબર જીવતા કીટકો ઉછેરઘરમા રાખ્યા, એમની જીવનનાટિકા, એમની લીલા જોઈ. એની વાતો વાંચી વિખ્યાત વૈજ્ઞાનિક ચાર્લ્સ ડાર્વિન આશ્ચર્યમાં પડ્યો એટલું જ નહિ પણ પ્રાણીઓ વિશેના ઊંડા અભ્યાસમાં એના સહકારની માંગણી કરી. 'અજોડ નિરીક્ષક'નું બિરુદ પણ ડાર્વિને જ એને આપ્યું.

એક દિવસ એ પોતાના વર્ગમા હમેશ મુજબ ભણાવતો હતો ત્યા ફ્રાન્સ દેશનો કેળવણી પ્રધાન એની મુલાકાતે આવ્યો. એ પ્રધાન કેળવણીની આખી પદ્ધતિમાં સમૂળી ક્રાન્તિ લાવવા મથતો હતો ફેબરમાં એને પોતાની કલ્પનાનો શિક્ષક મૂર્તિમંત થતો લાગ્યો. એણે એને પેરિસ બોલાવી શહેનશાહ નેપોલિયન ત્રીજાની મુલાકાતનું બહુમાન આપ્યું એટલું જ નહિ પણ એને આગળ કરેલેખાયેલી 'લિજ્યન ઓફ ઓનર'ની લાલ પટ્ટી માનપૂર્વક અર્પણ કરી.

પણ આ લાંબુ ચાલ્યું નહિ. પેના ક્રાન્તિકારી પ્રધાન સામે આખો ધાર્મિક વર્ગ થયો, અને એને ઉખાડી નાખ્યો ફેબર પણ એમના રોષનો ભોગ બન્યો. છોકરીઓને શાળામાં દાખલ કરી બગાડવાના આરોપસર એને નોકરીમાંથી બરતરફ કર્યો એટલું જ નહિ પણ એ ઘેર પહોંચ્યો ત્યારે ઘરમાલિકણે ઘર ખાલી કરવાનો હુકમ તૈયાર રાખ્યો હતો!

ફેબરની સ્થિતિ સૌ ઘોબીના કૂતરાથી પણ ભૂંડી થઈ. એની બચત તો કશી હતી નહિ નોકરી ગઈ અને પાંચ સંતાન એક

હતી અને વૃદ્ધ પિતાના પોષણની જવાબદારી શિર પર હતી જ આવી વિકટ પરિસ્થિતિમાં થોડા મહિના પર અંગ્રેજ તત્ત્વવેત્તા જોન સ્ટુઅર્ટ મિલ સાથે એક વાર ફરવા ગયેલા ત્યારની વાત યાદ આવી અને એને મદદ માટે લખ્યું મિલે તરત જ ૧૫૦ પૌંડ મોકલી આપ્યા એટલે આ ઘરબાર વગરના વૈજ્ઞાનિકે એક નાનું ઘર ભાડે રાખ્યું અને એનો સંસાર ચાલ્યો. એની પાસે મૂડી તો હતી પેલા અસંખ્ય જીવજંતુના જીવનક્રમની આશ્ચર્યકારક વાતોની અને એણે વાતો કહેવાનું નક્કી કર્યું.

એણે કલમ પકડી અને એની કલમે મોરપતંગિયાના સંવનન મહેફિલથી માંડી કાળા વીંછીના સંવનનનૃત્યો સુધીની એટલી બધી રસભરી કહાની ટપકી કે એ જંતુઓના ગૂંચવણભર્યા જીવનની એ રસ ટપકતી વાતો અજોડ ગણાવા લાગી. એમાં જંતુઓ, જંગલો, ખેતરો, વૃક્ષો અને ફૂલની વિગતવાર કહાણી ઉપરાંત એવો તો સૂક્ષ્મ હાસ્યરસ માલૂમ પડે છે કે વાચક એનો મુગ્ધ પ્રસંશક બની જ જાય! પણ એની ચોપડી પૈસાના અભાવે એવા રદ્દી કાગળ પર, એટલા ઝીણા ટાઈપમાં છપાઈ કે એને વેચાતાં વરસો લાગ્યાં. સમાલોચકોએ તો એને ધ્યાનમાં જ ન લીધી અને વૈજ્ઞાનિકો, વૈજ્ઞાનિક સત્યને એવી સૂકી સૂકી રીતે રજૂ કરવા ટેવાયા હતા કે આમાં નજરે પડતા બુદ્ધિના ચમકારા અને વસ્તુવૈવિધ્યને લઈને એઓ એને વિજ્ઞાન તરીકે સ્વીકારવા તૈયાર થયા નહિ એમને એમ લાગતું હતું કે વિજ્ઞાનનું પુસ્તક તે વળી આવું રસિક હોઈ શકે ખરું!

કીટકોની આ રસભરી સૃષ્ટિ પાછળ ઈશ્વરની અપાર કરામત અને અપૂર્વ ગોઠવણ હોવાની એને એવી તો પાકી શ્રદ્ધા હતી કે એ ગમામાં એને એ નજરે પડતી અને પરિણામે એ પછીનાં કેટલાંય વરસ સુધી, દિવસ પછી દિવસ અને વરસ પછી વરસ એણે આ અલગ અલગ જંતુઓનો અભ્યાસ કરી ત્યાર એમના જીવનમાં કૃત્રિમ વિઘ્ન નાખવાનો પ્રયાસ કરી પ્રભુની ગૂઢ યોજનાનાં પાકાં દર્શન કરતો

એના અભ્યાસને આમ શબ્દબદ્ધ કર્યા છતા એની કંગાલિયત પહેલાના જેવી જ હતી એ માડ પૂરુ કરતો અને ઘરના છોકરાના શરીર પર ભાગ્યે જ માસનો લોચો નજરે પડતો જીવનના પાછલા ભાગમા એણે પોતાનો કહેવાય એવો એક જમીનનો ટુકડો ખરીદ્યો અને એમા પોતાને પ્રિય એવી કીટકસૃષ્ટિ વસાવી પણ અત્યાર સુધીમા જીવનના સુખદુ ખથી એ એવો તો ટેવાઈ ગયો હતો કે કોઈ પરિસ્થિતિ તેનામા લાગણીનો ઉમળકો કે નિરાશાનો ઊભરો લાવી શકતી નહિ ભૂતકાળનો એને પસ્તાવો નહોતો. ભાવિ પાસે એ કશી આશા રાખતો નહોતો.

ધીમે ધીમે એની વિદ્વત્તાની વાતો કર્ણોપકર્ણ બધે પ્રસરી ગઈ અને વિદ્વાનોએ 'કીટકશાસ્ત્રના હોમર' તરીકે એને નવાજ્યો સને ૧૯૧૦ મા એના ૮૭મા જન્મદિન પ્રસંગે દુનિયાએ એની જ્યુબિલી ઊજવી. તે દિવસે એના સેરિગ્નનના નાના ગામમા જે નામાંકિત પુરુષો, લેખકો, વૈજ્ઞાનિકો, અમલદારો, દેશપરદેશના એલચીઓ અને સરકારોના પ્રતિનિધિઓની મેદની જમટી એ જોઈ સૌ મોમા આગળા નાખી ગયા ! એ દિવસે એના ૫૨ માનચદ, ઈનામ અકરામ બક્ષિસ, જાગીર ઇલ્કાબ અને ઉપાધિઓનો દેશપરદેશોની સરકારો તરફથી સાચેસાચ વરસાદ વરસ્યો અને સૌએ એના કીટકશાસ્ત્રના દશ પુસ્તકોને સાહિત્ય અને વિજ્ઞાનના અજોડ પુસ્તકો તરીકે સ્વીકાર્યાં પણ આ બધાએ માનઅકરામનો સ્વીકાર આ વૃદ્ધ શિક્ષક-વૈજ્ઞાનિકે સ્થિતપ્રજ્ઞના જેમ કર્યો એને એ બધુ ગમ્યુ ખરુ, પણ એ એના હૃદયમા ઊર્મિનો હિલોળો જન્માવી શક્યુ નહિ

તે દિવસે એના આ બહુમાનને ધાર્મિક મહત્ત્વ આપવા માગતા એક ખબરપત્રીએ એને સવાલ કર્યો, "આપને પ્રભુમા શ્રદ્ધા છે ખરી?"

ત્યારે એ વિ બુદ્ધિનો ચમકારો દાખવતા એ વૃધ્ધે લાક્ષણિક જવાબ વાળ્યો, "ના જી, હુ પ્રભુમા માનતો નથી, હુ તો એના હરેક સ્થળે પ્રત્યક્ષ દર્શન કરુ છુ"

★

# પ્રાણવાન સર્જકો

એ બંને જર્મનીના નિવાસી. બંને અમેરિકન સૈન્યના યુદ્ધ કેદી બનેલા; એક પકડાયેલો નોર્વેમાંથી, બીજો ઑસ્ટ્રિયામાંથી. એક હતો યંત્રકારીગર અને બીજો હતો નટ. યુદ્ધકેદી છાવણીમાંથી છૂટી બંને બર્લિનમાં આવી લાગ્યા, અને નોકરીની શોધમાં પડ્યા. પેલા યંત્રકારીગર મ્હૂલેને એક ચશ્માંના કારખાનામાં નોકરી મળી ગઈ પણ પેલા નટ રેચલીનનો ક્યાંય પત્તો પડ્યો નહિ નવરો પડ્યો એ કરે પણ શું ?

ખગોળશાસ્ત્રનો એને નાનપણથી જ શોખ એટલે એણે એક નાનું દૂરબીન બનાવ્યું અને એક જાહેર ચોગાનમા એને ગોઠવ્યું. એકએક પૈસે એ લોકોને ચંદ્ર મંગળ અને શનિના દર્શન કરાવતો. કુતૂહલવશ લોકોની કતાર રોજ રાતે એના રમકડા શા દૂરબીન આગળ જામી જતી.

આવા જ એક આકાશદર્શન સમયે સને ૧૯૪૭માં બંને એકઠા થઈ ગયા અને આકાશદર્શન પછી વાતે વળગ્યા. પેલા કારીગરે એના દૂરબીન અંગે થોડાં સૂચનો કર્યાં અને બનેને મઝા પડી. પછી તો બંને થયા દોસ્તો. અને રોજ રાતે ખગોળ વિષેની એમની વાતો વધવા લાગી.

એવામાં એક દિવસે મ્હૂલે દરખાસ્ત મૂકી કે આપણે એક વેધશાળા બાંધીએ બર્લિનમાં બે વેધશાળા હતી પણ બંને પૂર્વ બર્લિન રશિયન બર્લિનમા હતી. પશ્ચિમ બર્લિનના પચીસ લાખ લોકો માટે આવું કોઈ સાધન નહોતું. પણ વેધશાળા બાંધવી એ કંઈ નાનીસૂની વાત નહોતી.

નહોતા બેમાથી એકેય ખગોળશાસ્ત્રી કે નહોતા વેધશાળાના નિષ્ણાત કારીગર. અરે ! વેધશાળાના એક સામાન્ય કદના દૂરબીન માટે જે લેન્સ (કાચ) જોઈએ તેની જ કિંમર ૧૫૦૦ પૌંડ જેટલી બેસે

બાકી બધું જુદું. આ બંનેયે પોતાની બધી મિલકત એકઠી કરી જોઈ તો માંડ ૨૦ પૌંડ થવા!

આ મૂડી અને આ આવડત પર વેધશાળા બાંધવાની વાત વાહિયાત લાગે, છતાં બંને દોસ્તોના મન પર આ વાતે એવો તો કબજો જમાવ્યો કે રોજ રાતે ભેગા થાય ત્યારે એમને વેધશાળા સિવાય બીજી વાત સૂઝે જ નહિ. એમની વાતોમાંથી જ એમનો વેધશાળા માટેનો ઉત્સાહ અદમ્ય બની ગયો અને એમાં ઉમેરો કર્યો થોડાં છોકરાંએ. એ સૌ તો વાત જાણી ત્યારથી જ એમની પાછળ પડયા, "આપણે કયારે મકાન બાંધવા અને દૂરબીન તૈયાર કરવા જવાનું છે? અમે બધાં રોજ સાંજે અને રવિવારે આવીશું પાયા ખોદીશું, રોડાં ભાંગીશું, પાણી લાવીશું અને બધું કરીશું."

એવો જ મૂંઝવતો સવાલ વેધશાળા માટેની જગાનો હતો. બંને દોસ્તો બર્લિનની બધી ભૂગોળ ખૂંદી વળ્યાં, અને એમની નજરે બર્લિનના વિમાનઘર પાસેની એક જગા પર ઠરી. પાસે કોઈ મોટું મકાન નહિ હોવાથી દૃષ્ટિને અવરોધ નહોતો અને એ જગાએ જોખ્ખવર્ષોથી ભગ્નાવશેષ બનેલું એક કલબનું મકાન હતું. એ જગા મેળવવા બર્લિનની નગરપાલિકાને એમણે અરજી કરી. શહેરી સુવાઓને એમની વેધશાળાની યોજના ગળે ઊતરી નહિ છતાં તેમના આગ્રહને વશ બની એક પૌંડના ભાડાથી એ આપવાનું ઠરાવ્યું.

જગા મળી એટલે ૧૯૪૭ના ઓકટોબર માસના એક નમતા પહોરે બંને દોસ્તો ૭ બાળ સ્વયંસેવકોની ફોજ સાથે એ જગા તરફ કૂચ કરી ગયા. હાથમાંની ડોલો અને પાવડા ઉછાળતા, કૂદાવતા અને આનંદથી ડોલતા એ બાળવીરોએ જગા પર પહોંચી જઈ રોડાં માટી, લાકડા અને બીજો કચરો ઉચામવા માંડયો ત્યારે ભગીરથ કામ લઈ બેઠેલી આ ટકડી પર આજુબાજુના લોકો હસવા લાગ્યા, પણ ધ્યેયમગ્ન બનેલી આ ટુકડીએ એ આખાય પહાડને દૂર કરી સમાપ જગા મેળવી લીધી અને દૂરબીન ગોઠવવાને મંચ તૈયાર કરવાની પેરવીમાં પડ્યા. સિમેન્ટ

વગર એ નને નહિ અને નિમેન્ટ મળે નહિ. બર્લિનમા એ વખતે રાટીની કડક માપણી. ચેલા બે દોસ્તોએ પોતાની રોટીના ભોગે— આધ રોટીએ એક થેલી એ હિસાબે સિમેન્ટ મેળવ્યો

અને કામ ચાલ્યુ. ગોકળગાય ની ગતિએ ચાલતુ આ કામ આખો શિયાળો ખેંચાયુ, અને એ વખતનો શિયાળો એટલે ખરાબમા ખરાબ. હિમવર્ષા ને બરફના તોફાન ચાલુ જ રહેતા. કામ કરતા કરતા આંગળી કુકડીના આગળા એવા તો ઠરી જતા કે પકડના મથે તો પણ ઈંટ પર આગળા બેસે જ નહિ, છતા ઉત્સાહની ઉષ્માએ આ બાજી હડીને જોગ કરી વળી નૂપ અને હાંડીને કાબૂમા રાખતા આ દોસ્તો એક ચૂલા પર બટાટા બાફવાની કડાઈ ચડાવેલી જ રાખતા અને જેને જેને ગરમી અને શક્તિની જરૂર પડે તે ઊના ઊના બટાટા આરોગતા. આ બધા માટેના પૈસા એમને મ્હલ્લેના પગાર અને રેચનીકની દૂરબીનની કરાટીમાથી મળતા

મકાનની સૌથી ઓછી તૂટેલા એક ઓરડીને સાફ કરી એમણે નાણી નાખી છાપરુ ચડાવ્યુ અને ત્યા એમની વર્કશોપ શરૂ થઈ આ જ વર્કશોપમાં રોજ રાત્રે ધૂમાડિયા પેરેફીનના દીવાને અજવાળે બને દોસ્તોએ એમનુ વેધશાળાનુ દૂરબીન તૈયાર કર્યુ. શાસ્ત્રીય ધોરણે તો એ દૂરબીન કવા ય લેખામા ન આવે. કારણ કે અવગેષનાથી જડેલી ચાર ઇંચની એક ગટરની પાઈપમા એમણે કાચ ગોઠવેલો. ત્યાથી જ હાથ આવેલા એક ભજ થાળના અને પાઈપના કોટીંગ વડે ઘોડી તૈયાર કરી દીધી એક જૂની ગ્રામોફોન મોટર ગાઠવી અને ફેરવી શકાય અને આકાશના જુદા જુદા ભાગ જોઈ શકાય તેવી ગોઠવણ પણ કરી દીધી ઘોડી અને ખોખુ તો આમ તૈયાર થઈ ગ[illegible] પણ કાચ લાવવો કયાથી? કાચની કિંમત તો હજારો માર્ક થાય અને પાસે તો એક પણ નહોતો. એક જૂનો પુરાણો જાડો કાચ કાવમા આ[illegible] પણ એને ઘસીને ગોળ એવો કરવાનુ કામ અઘરુ

હતુ. કારીગર વગર બને પણ નહિ મ્હૂલે ગ્રાન્ટ નામના એક નવા શીખાઉ કાચ ઘસનારને શોધી કાઢ્યો એ એક ચોકલેટના કારખાનામાં કામ કરતો અને રાતે સીવવાના સંચામાથી તૈયાર કરેલા એક કામચલાઉ મચીન પર કાચને ઘસ્યા કરતો. એને પણ આ બધું ગમ્યું એટને એણે પૈસો ય લીધો નહિ અને એમ ૧૯૪૮ની વસંતઋતુ સુધીમા તો દૂરમીન તૈયાર થઈ ગયુ દૂરમીન પેટે એમને ખર્ચ થયું પાચ શિલિંગનું-ખોખાને વેલ્ડીંગ કરાવવાનું.

નવી વેધશાળા તૈયાર થયાના સમાચાર પશ્ચિમ બર્લિનમાં વાયુવેગે ફેલાઈ ગયા અને લોકોનો ધસારો શરૂ થયો. એક નાની ઓરડીમા ખગોળશાસ્ત્રનો સાપ્તાહિક વર્ગ શરૂ થયો. એ વર્ગની માસિક ફી પાચ શિલિંગ રાખી અને કંઈ કંઈ ધંધાના લોકો-શિક્ષકો, સુથાર કારીગરો અને વિદ્યાર્થીઓ-સૌ વર્ગમા જોડાવા લાગ્યા.

જેમ જેમ લોકોનો રસ વધતો ગયો, તેમ તેમ મદદ મળતી ગઈ. વર્ગમા જોડાયેલ એક વીજળી નિષ્ણાતે વેધશાળાને વીજળીક ફીટીંગ કરી આપ્યુ; એક નળ નાખનારે જૂની પાઇપોને સાધી કરી પાણીના નળ નાખી આપ્યા; એક ફોટોગ્રાફરે છબીઓ ધોવાની ઓરડી ગોઠવી આપી, તૂટેલી કીટલીઓના પતરામાથી લાઈટ માટેના રિફ્લેક્ટર તૈયાર થઈ ગયા અને કામ આગળ ચાલ્યુ એટલે બંને દોસ્તોએ ખગોળપ્રેમી ફૅાર્સ્ટરની યાદગીરી તાજી રાખવા એને 'ફોર્સ્ટર વેધશાળા' એવું નામ આપ્યુ.

વેધશાળાની વાત જેમ પ્રચાર પામતી ગઈ તેમ મુલાકાતીઓની સંખ્યા વધતી જ ચાલી એ બધાને પહોંચી વળવા આ બંનેએ એક પછી એક નવા એમ આઠ દૂરબીન બનાવ્યા આવા એક દૂરબીન માટે ચાર ઇંચ જાડા કાચની જરૂર હતી બર્લિનમા ભગ્નાવશેષ થયેલા જળચરસંગ્રહાલયના કાટમાળમાથી આવો એક કાચ મ્હૂલે શોધી લાવ્યો અને ગ્રાન્ટે એને ઘસી આપ્યો

વેધશાળાનુ કામ હવે એવુ વધી ગયુ કે પોતાનો બધો સમય એ વેધશાળાને આપી શકે તે હેતુસર મ્હૂલેની પત્નીએ એક વીમા કંપનીમા નોકરી લીધી અને ઘરખર્ચની ચિંતામાથી એને મુક્ત કર્યો

હવે તો એમની ટચુકડી વેધશાળાએ ઇંગ્લેન્ડ, સ્વીટ્ઝરલેન્ડ, અમેરિકા વગેરે દેશોની વેધશાળાઓ સાથે સંપર્ક સાધ્યા અને અહેવાલોની આપલે કરવા માડી એમની વેધશાળાની હકીકત શાસ્ત્રીય માસિકોમા આવવા લાગી અને એ વેધશાળા દેશપરદેશમા જાણીતી થવા લાગી

૧૯૫૦ની નાતાલના દિવસો ચાલતા હતા ત્યારે આનદથી ધડકતા હૃદયે રેચવીન વેધશાળામા આવ્યો કાટમાળ ફેંદતા એની દ્રષ્ટિએ બાર ઇંચના લેન્સવાળુ અને વીસ ફૂટની લબાઈનુ એક દૂરબીન ચઢ્યુ હતુ પાચ વરસના વહાણા વીત્યા હોવાથી એ કટાઈ ગયુ હતુ પણ લેન્સ સારો હતો મૂઝવણ હતી માત્ર એ પાચ ટનના રાક્ષસને ખસેડી લાવવાની

આવુ કામ કરનાર એક કંપનીને પૂછતા એણે ૩૫૦ પાઉન્ડ બતાવ્યા એટલે આ બન્ને જાતે જ વળગી પડ્યા કારીગરો પાસેથી જરૂરી હથિયાર, પટા વગેરે માગી લાવી તેમણે કામકાજની શરૂઆત કરી અને દૂરબીનને ટૂકુ પાડ્યુ હવે થાભલો ખસેડવાનો સવાલ આવ્યો એ એકલો જ એક ટનનો હતો અમેરિકન લશ્કરના અધિકારીઓ મદદે દોડ્યા અને એમનુ કામ પતાવી આપ્યુ.

હવે સવાલ થયો આ દૂરબીનની ઓરડીનો ત્યા વિદ્યાર્થીઓ વહારે ધાયા બર્લિનની કડિયાશાળાના વિદ્યાર્થીઓએ જરૂરી ઓરડી ચણી આપી એટલે કામ પતી ગયુ કારણ કે ઈંટોના તો ઢગના ઢગ કાટમાળમાથી હાથ આવતા હતા

આમ ૧૮ વરસના ઉનાળામા એમનુ મોટુ દૂરબીન તૈયાર થઈ ગયુ ત્યા અકસ્માત રેચવીન મૃત્યુ પામ્યો પૈસા તો હતા જ નહિ અને

એકલો પડ્યો એટલે મ્હૂલે આ બધું સંકેલી લેવાનું વિચારતો હતો ત્યાં બર્લિન શહેરની નગરપાલિકાએ પોતાના અતિ તૂટતા બજેટમાંથી આ લોકોના કામની કદર તરીકે, ૨૭૫૦ પાઉન્ડનો વાર્ષિક ગ્રાન્ટ આપવાનો ઠરાવ કર્યો એટલે મ્હૂલેનામાં નવું જોમ આવ્યું. એણે નવી નવી યોજનાઓ વિચારવા અને અમલમાં મૂકવા માંડી છે. એમાંની એક તે આ વરસે ૧૯૫૪ના ૩૦ જૂનના રોજ થયેલા સૂર્યગ્રહણને નીરખવા સ્વીડન જવાની. દુનિયાની બીજી વેધશાળાની ટુકડીઓને સાધનસામગ્રી અને પૈસાથી સજ્જ થઈને આવી, સગવડવાળા સ્થળે રહી આકાશદર્શન કરવાનું હતું જ્યારે બર્લિનની આ લોકોની ટુકડીને ઠેઠ સુધી પોતાનો માર્ગ કરી લેવાનો હતો અને શૂન્યમાંથી સર્જન કરવાનું હતું. ખવાયેલા ટીનના પતરાં અને કાટમાળમાંથી દેહ પામેલી આ કૃતિના પ્રાણવાન સર્જકોને કઠિનાઈ એ જ જીવન છે; એમાં જ એમની મોજ છે



# પ્રેમમૂર્તિ કાગાવા

૧૯૪૬ । એ- વડેની મનારે એક ઉમરે પહોચેલો ઠીગણો આદમી જાપાનના શાહી મહેલના પગથિયા ચપળતાથી ચઢી રહ્યો હતો તેનો પોશાક સાવ વિચિત્ર હતો તેણે પહોળો પાયજામો પહેર્યો હતો અને તે ઉપર કોકનો ઉછીનો આણ્યો હોય તેવો, ખોખ જેવો ફોકકોટ નાખ્યો હતો જાપાનના શહેનશાહે તેને અર્ધો કલાક ઉપદેશ માટે બોલાવ્યો હતો તેની પ્રેમમય દિલમાથી નીકળેલી સચોટ વાણીની એવી તો અસર શહેનશાહ ઉપર થઈ કે દોઢ કલાક થયો તો પણ મુગ્ધ રીતે શહેનશાહ તે સાભળતો જ રહ્યો બિહતા બિહતા ઇશુ ખ્રિસ્તના એ અનુયાયીએ પ્રજાપ્રેમ ન પાદન કરવાનો નીચેનો રાહ શહેનશાહને બતા બો તનારામાથી જે મહાન હશે તે સૌના સેવક હશે ” એ માર્ગદર્શનના વચનો અનુસાર શહેનશાહની સર્વોપરિતા પ્રજાના હૃદયમા ઉપર સેવા દ્વારા જ માણુસ કે દેશ પ્રભુમય બની શકે છે

શહેનશાહને પ્રભુમય જીવનનો રાહ બતાવનાર એ વયોવૃદ્ધ પુરુષ હતો જાપાનનો ગાધી અને મહાન સંત ટોયોહિકો કાગાવા જીવન ભર ઈશુ ખ્રિસ્તના પ્રેમના રસ્તાનુ અનુસરણ કરવામા તેણે પારકા માટે કેટકેટલી યાતનાઓ વેઠી હતી ! જાપાનના પીડિત, દલિત, ત્યક્ત અને ગરીબ–સૌની સેવા પાછળ પોતાનુ જીવન ન્યોછાવર કર્યું હતુ તેના ચાલીસ વર્ષથી સેવાના એ કટકમય પથે ચાલતા તેણે શહેનશાહ અને તેની સરકારનો કેટલાય વખત ખોફ વહોર્યો હતો અને જેલના દ્વાર કઈક વખત તેને અદર લઈને ભીડાયા અને કઈક વખત ઉઘડ્યા હતા શાતિ અને અહિંસાને માર્ગે પીડિતનો ઉદ્ધાર કરતા કરતા તે જાપાનની સહકારી પ્રવૃત્તિનો પિતા બન્યો હતો તો મજૂર સઘનો આદ્યસ્થાપક પણ હતો તેમ જ જાપાનની ખેતસુધાર પ્રવૃત્તિનો અથાક પ્રણેતા હતો આ બધી પ્રવૃત્તિઓએ જાપાનના સામાજિક પરિવર્તનમા ગજબનો ફાળો આપ્યો છે

કાગાવા એક ઉદ્યમટાઉ વેપારીની રખાતનો પુત્ર હતો અને તેમા વળી તેના પિતાએ તેને ઉછેર માટે પોતાની અણમાનીતી પત્ની અને તેની ત્યજાયેલી માતાને સોંપ્યો. પરિણામે બાળપણમા કાગાવાએ પ્રેમ, સ્નેહ, કોમળતા કે લાડ કશાનો અનુભવ કર્યો ન હતો પેલી બન્ને ઉછેડાયેલી અપમાનિત સ્ત્રીઓ વારાફરતી કાગાવાને મારી તેના પિતા તરફનો પોતાનો રોષ વ્યક્ત કરતી. કાગાવા જ્યારે નિશાળે ગયો ત્યારે જ તેને પ્રેમ જેવી ચીજનો અનુભવ થયો. તેના બે અમેરિકન મિશનરી શિક્ષકોએ આ એકાકી બાળકને પોતાના કુટુંબમા સ્થાન આપી તેને હુંફાળો સ્નેહ ચખાડ્યો અને તેને સમજાવ્યું કે આ દુનિયામાં સર્વ મનુષ્યો પ્રેમમય પ્રભુના બાળકો છે અને પ્રેમદ્વારા તેમને ભલાઈ તરફ દોરી શકાય છે. આ ઉપદેશે બાળક કાગાવામા અનાથ, તરછોડાયેલાં અને દલિતને માટે પોતાની સર્વ શક્તિ જીવનભર ખર્ચવાની પ્રેરણા જન્માવી. કાગાવા ખ્રિસ્તી ધર્મશાસ્ત્રોના એવા ઊંડા અભ્યાસમા લાગ્યો કે એને ક્ષયનું જીવલેણ દર્દ લાગુ પડયું. દરિયા કિનારે જીવનના છેલ્ના શ્વાસ એ ચવાના છે એ ગણત્રીએ તે એક નવલકથા લખવામા મશગૂલ બન્યો, પણ એ કથા લખતા લખતા જીવવાની પ્રબળ ઇચ્છા તેનામા જન્મી અને રોગને મહાત કરી તે કોબે શહેરમા પાછો ફર્યો. વળી પાછો કામે લાગવાનો વિચાર કરવા લાગ્યો.

પ્રભુ ખ્રિસ્તે આપેલ પ્રેમ અને કરુણાના સંદેશાની કસોટી કોબે શહેરના ગરીબ વિસ્તારોમા કરવાનો તેણે મનસૂબો કર્યો કોબેમા ગંધાતી સાંકડી એવી આ ગલીઓમા ૧૧૦૦૦ જેટલા માનવીઓ ગંદા ઝૂંપડામા સબડતા હતા એ સૌ હતા ગરીબ અને બેકાર જુગારી અને ભિખારી, ચોર અને વેશ્યાઓ સને ૧૯૦૯ના ડિસેમ્બરની પચીસમી તારીખે સાંજે કાગાવા પોતાનો થોડો સામાન લઈ ઉપડયો. પેલા ગરીબ વિસ્તારની એક ૬ ફૂટ × ૬ ફૂટની ઓરડીમા તેણે પડાવ નાખ્યો અને આજુબાજુના સૌની સેવા પ્રેમથી કરવાની શરૂઆત કરી.

શરૂ શરૂમાં તો તેના પડોશીઓ તેના પર સાશંક નજરે જોવા લાગ્યા. પણ જેમ જેમ તમને સમજાતું ગયું કે તે તો માત્ર તેમની નિઃસ્વાર્થ ભાવે સેવા કરવા આવ્યો છે ત્યારે તો તે સૌ માંદા અને નિર્ધન, ગાંડા અને ગુંડા તેની ઓરડીમાં આવી પડાવ નાખવા લાગ્યા. તેની સાડાપાંચ ડોલરની શિષ્યવૃત્તિ આ લોકો ચટણીની પેઠ ઉડાવી જવા લાગ્યા ત્યારે તેમને માટે મહિને પાંચ ડોલરના પગારથી ધૂમાડિયાં વાળવાનું કામ શરૂ કર્યું. મિત્રો ને મુલાકાતીઓ તેને મૂર્ખ કહેતા. ત્યારે તે જવાબ આપતો, "હા પ્રભુ ખ્રિસ્તનો મૂર્ખો." કેટલાક નીચ ભિખારીઓએ તો તેની ઉદારતાનો ગેરલાભ ઉઠાવવા માંડ્યો. એકે તેનું પાટલૂન માગ્યું તો બીજાએ તેનો કોટ, તો ત્રીજાએ બાઈબિલનું વચન ટાંકી તેનું ખમીશ માગ્યું. કાગાવા પાસે કશું વસ્ત્ર ન રહ્યું ત્યારે તેની એક પરિવર્તન પામેલી શિષ્યાએ તેને પોતાનો ડગલો પહેરવા આપ્યો એ પહેરી કાગાવા કામે ગયો ત્યારે શેરીએ શેરી છોકરાં અને મોટાંના હાસ્યથી ગાજી ઊઠી કેટલાક ગુંડાઓએ તેની પાસે પૈસાની માગણી કરી. તે માગણી પૂરી ન થતાં (પૈસાના અભાવે) તેને ઢોર માર માર્યો અને તેના આગલા દાત તોડી નાખ્યાં. પણ કાગાવાએ તેમના પર ક્રોધ કર્યો નહિ કે કદી કોઈના પર હાથ ઉપાડયો નહિ તે સૌના આ પાશવી આચાર અને જડતા હેઠળ ઢંકાયેલું માનવ હૃદય તેને દેખાતું, કોક ક્ષણે તે પ્રેમની અસર પહોંચતાં સુધરશે એવી અખૂટ શ્રદ્ધા તેને રહેતી. ધીમે ધીમે એ લત્તાનાં સૌ પર એનાં આ વર્તનની એવી જાદુઈ અસર પહોચી કે સૌ પોતાનાં બાળકો તેની શાળામાં ભણવા મોકલવા માંડ્યા. તેમના જીવનના પ્રશ્નો તેની આગળ રજૂ કરવા માંડ્યા અને એકબીજાને મદદ કરવા તેની સલાહ અનુસાર કરવા લાગ્યા. એની ૪૬ ચોરસફૂટની એ ઓરડીમા એટલાં તો માણસ એકઠાં થતાં કે કાગાવાને રાત્રે સૂવાની જગા પણ જડતી નહિ અને તેની ઓરડી ખૂબ સાંકડી પડવા લાગી.

એવામાં એક દિવસ કાગાવાની ગેરહાજરીમાં તેનું કામ જોવા

એક પ્રકાશક તેની ઓરડીએ કુતૂહલવશ થઈ આવી પહોચ્યો. ઓરડીમાં ફેંદતાં ફેંદતાં, કાગળની ચબરખીઓ પર લખેલી કાગાવાની નવલકથા "મૃત્યુને પેલે પાર" તેના હાથમાં આવી. કાગાવા ૫.છો ફર્યો ત્યારે તેના હાથમાં પેલા પુસ્તકના પુરસ્કારની રકમનો એક ચેક આવ્યો. તેમાંથી તેણે પોતાની ઓરડી જોડે એક બીજી ઓરડી ઊભી કરી તેનો ઉપયોગ દવાખાના અને હૉસ્પિટાલ તરીકે કરવા લાગ્યો. કાગાવાનું પહેલું પુસ્તક એવું તો ચટણીની માફક ઊડી ગયું કે પોતાના આ દુઃખીજનોને વધુ રાહત આપવા, માનવતાના સિધ્ધાંતોના પ્રચારાર્થે કાગાવાએ જોરપૂર્વક લખવા માંડ્યું. રાત્રે જ્યારે તેની ઓરડીમાં સૌ કોઈ જંપી જાય ત્યારે કાગાવા પલાઠી વાળી સાકડોમાંકડો લખવા બેસી પડે અને સવાર થતાં સુધી લખ્યા કરે. આ જ સાકડી ઓરડીમાં અને આ જ રીતે કાગાવાએ પોતાની સો જેટલી ચોપડીઓ લખી કાઢી. આજે કાગાવાને આ પુસ્તકોના પુરસ્કારમાંથી વાર્ષિક ૫૦૦૦૦ હજાર ડોલર (અઢી લાખ રૂપિયા) મળે છે છતાં એ સૌનો ઉપયોગ એ પોતાનાં પીડિતજનો માટે જ કરે છે, જ્યારે તેની પાસે તો કશું જ રહેતું નથી. તે એટલું સુધી કે લખાણની શરૂઆતમાં જણાવ્યું છે તેમ સહેનશાહને મળવા જતી વખતે તેની પાસે પોતાનો કોટ નહોતો!

કાગાવાનાં લખાણોની એવી તો સરસ અસર થઈ કે સન ૧૭૨૪માં જાપાની સરકારે જાપાનનાં મુખ્ય શહેરોમાંથી ગંદકીધામો નાબૂદ કરવાનો ખરડો પસાર કર્યો. અને પછી કાગાવા મજૂરોના સંઘ સ્થાપવાના તેમના હક્કની લડત પાછળ મંડ્યો. જાપાનમાં યંત્રયુગના મંડાણ થયાં હતાં અને 'મજૂરોનું ચૂસણ કરી' મૂડીદારો માલેતુજાર બનતા હતા. કાગાવાએ એ સૌને સંભળાવી દીધું કે મજૂરો પણ માણસો છે, બજારુ ચીજો નહિ. તેમને પણ પોતાનું સંગઠન સાધવાનો જન્મજાત હક્ક છે જાપાનની સરકારે ચલાવ્યું નહિ. કાગાવા અહિંસક અને શાંતિના માર્ગે મજૂરોના હકો પ્રસ્થાપિત કરવા

માગતો હતો ત્યાં તો ૧૯૨૧માં કોબેના હજારો બંદર કામદારો હડતાળ પર ઊતર્યા. તેમણે કાગાવાને તેમની નેતાગીરી લેવા આહ્વાહન કર્યું અને કાગાવા લાચાર બન્યો. તેણે મજૂરસંઘ સ્થાપ્યો. એટલે પોલીસોએ તેને ઘેર્યો, માર્યો અને જેલમાં ઘસડી ગયા. તેની ગેરહાજરીમાં સામ્યવાદીઓએ એ મજૂરોને ભરમાવ્યા. તેમણે એવું સમજાવ્યું કે કાગાવા શાંતિમય માર્ગની વાત કરે છે કારણ કે તે ફૂટી ગયો છે. તેમણે આ કામદારોનો બંદરના ડક્કા પર હલ્લો લઈ જઈ તેને તોડી નાખવાની યોજના ઘડી કાઢી.

તેર દિવસ પછી જેલમાંથી બહાર નીકળતાં કાગાવાએ જોયું કે ડક્કા પરના હલ્લાની તૈયારી થઈ ગઈ છે ને કોઈ માને તેમ નથી. બીજે દિવસે સવારે તો પાંત્રીસ હજાર માણસોનું ગાંડાતૂર બનેલું એક ટોળું, હાથમાં ઈંટો ને લાકડીઓ, ડંગોરા અને કુહાડીઓ લઈ ડક્કા તરફ ધસી રહ્યું હતું. ડક્કા પર કોઈ પહેરેગીર નહોતો. બધા રફુચક્કર થઈ ગયેલા—પણ ડક્કા તરફ જતાં એક સાંકડા પુલ પર એક ઠીંગણો આદમી શાંતિથી ઊભો ઊભો બે હાથ જોડી પ્રાર્થના કરી રહ્યો હતો. ધસમસતું ટોળું એ સાંકડા પુલના નાકા પર આવી અચાનક અટકી ગયું. પુલને નાકે ઊભેલો માણસ કશું બોલ્યો નહિ પણ તેનો પ્રભાવ સૌ પર એટલો પડ્યો કે બધા શરમાઈ ગયા અને એકેએક વિખરાઈ ગયા. એ હતો પ્રેમમૂર્તિ કાગાવાનો અહિંસક વિજય! અને એ વિજયની અસર સરકાર પર પણ એટલી પડી કે મજદૂરસંઘ પ્રતિબંધક કાયદો સરકારે પાછો ખેંચી લીધો.

પછી તો કાગાવાએ ખેતસુધારની લડત ઉપાડી અને ખેડૂતોની સહકારી મંડળીઓ ઊભી કરી. ૧૯૩૫ સુધીમાં તો જાપાનના ૫૫ લાખ ખેડૂતો કાગાવાની આ સહકારી મંડળીઓના સભાસદ બની ગયા અને દાક્તરી સારવારથી માંડી પાકના વીમા સુધીની સૌ બાબતોમાં સ્વાવલંબી બની ગયા.

૧૯૩૧માં જાપાનની લશ્કરી સરકારે ચીન પર હુમલો કર્યો ત્યારે કાગાવાએ તેનો ખૂબ વિરોધ કર્યો. પોતાના અને પોતાના દેશની વતી પ્રાયશ્ચિત રૂપે શાંગહાઈના એક ખંડિયેર દેવઘરમાં જઈ તેણે આંખમાં આંસુ સાથે પ્રાર્થના કરી અને પોતાના દેશબાંધવોએ કરેલાં ગુના માટે માફી માગી. તેની આ શાંતિવિષયક અને યુદ્ધ વિરોધી નીતિને કારણે જાપાની લશ્કરી સરકાર સાથે તે વારંવાર અથડામણમાં આવ્યો અને સંખ્યાબંધ વખત તેણે જેલવાસ જોયો.

બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું ત્યારે તો જાપાનના લોકોની દશા બદતર હતી. યુદ્ધ સમય દરમ્યાન તો તે દિગ્મૂઢ અને હતાશ થયેલો હતો. પણ તે પછી નિરાશ્રિતો માટે છાવણીઓ ખોલી, અનાથો માટે અનાથાશ્રમ ખોલ્યા, માનવતાનો સંદેશ દુઃખી દુનિયાને પહોંચાડવા અને ઘવાયેલાં ભગ્ન હૃદયોને આશ્વાસન આપવા તે કામે લાગી ગયો.

આજે તેની આંખ મોતિયાને કારણે લગભગ નકામી છે. વર્ષોના પરિશ્રમથી તેનું અંગેઅંગ થાકેલું અને ભાંગેલું છે છતાં કાગાવાનો આત્મા પ્રફુલ્લ છે. તેનું મગજ ભાતભાતના માનવસુધારાના વિચારો અને યોજનાઓથી ભરપૂર છે. તેનાં પુસ્તકો થોકબંધ વેચાય છે. અને વંચાય છે. તેની સહકારી પ્રવૃત્તિ, તેના મજદૂર સંઘો બધું જીવંત થઈ ગયું છે. આ છ વર્ષના ગાળામાં તો તેણે સંખ્યાબંધ શાળાઓ ખોલી છે, નાના પાયા પરનું ઉત્પાદન શરૂ કરાવ્યું છે અને સહકારી પ્રવૃત્તિ દ્વારા તે કારખાનાં ચલાવે છે.

હજુ પણ આ વામન સ્વરૂપનો વિરાટ લાખો લોકોને પોતાનો બંધુત્વ અને પ્રેમનો સંદેશો વાણી, વિચાર અને કાર્યદ્વારા આપતો રહે છે. યુદ્ધથી જર્જરિત થયેલી દુનિયાને સાચા જીવન માટેનો તેનો પહેલો અને છેલ્લો મંત્ર એટલો જ છે કે બીજાની સેવા માટે તમારું સર્વસ્વ મુક્ત મને અર્પો.

★

# પીક અને રૂથ

સન ૧૯૫૧ના મે માસની નવમી તારીખને એ દિવસ. યુવાન પીક અને એની શિક્ષિકા-પત્ની રૂથ પોતાના ઘરમાં સાંજ પડે આરામગોષ્ઠી કરી કુટુંબજીવનનો આનંદ માણતાં હતા. તેમનું ઘર અને જીવન સુખસંતોષથી ભર્યાં ભર્યાં હતા. કલાકેક એમની ગોષ્ઠી ચાલી હશે ત્યાં બૂમ પડી, "દોડો, દોડો, મિલને આગ લાગી છે."

સફાળો ઊઠી પીક દોડ્યો ને પાછળ રૂથ. જાતમહેનતથી રચેલી પોતાની આખી ભૌતિકસૃષ્ટિ અને પોતાના જીવનનિર્વાહના એકમાત્ર આધારરૂપ એ મિલ આગના ખપ્પરમા હોમાતી પીક જોઈ રહ્યો. એનુ કશું યે વળ્યુ નહિ!

એની રાખ પર નજર નાખતા એની સ્મરણસૃષ્ટિ સળવળી ઊઠી. કયા એ એક વખતનો ખેતમજૂર ને કયા એ ચાલીસ હજાર ડોલરની મિલનો માલિક! એક જ ભેંકાર રાતના થોડા કલાકમાં તો એ વળી પાછો રસ્તાનો મુસાફર બની ગયો! ખેતર છોડી આપમેળે વીજળી કામદાર બનવા નીકળ્યો ત્યારે એને સ્વપ્ન પણ નહોતુ કે એ મોટર વાઇન્ડ કરવાની કામગીરી શરૂ કરશે કે રૂથ જેવી પ્રેમાળ શિક્ષિકા એને પત્ની તરીકે પ્રાપ્ત થશે કે બન્નેની કમાણીમાથી એ ફર્નીચરની દુકાન પણ માંડશે અને એક વખતનો મજૂરી શોધતો એ છોકરો પોતાને ત્યા ડઝનેક ખેતમજૂરોને કામગીરી આપશે! એ આખીયે સૃષ્ટિ વળી પાછી ગાયબ થતી લાગી અને ગઈ કાલનો માલિક આજે નોકરી અને રોજીના વિચારમા ડૂબી ગયો.

એ મિલને ફરી બાંધી શરૂ કરવાનુ તો વિચાર કરી કરી એણે માંડી વાળ્યુ સારા નસીબે મિલના ત્રીજા ભાગનો એણે વીમો લીધો હતો એટલે એને સાડાતેર હજાર ડોલર મળ્યા એ પૈસામાથી એણે એક જીપ ગાડી અને ટ્રેઇલર ખરીદ્યા અને પોતાની બધી ઘરવખરી

એમાં નાખી અમેરિકાના પૂર્વ વિસ્તારમાં આવેલા વિમાન બનાવવાના કારખાનામાં કામ મેળવવા એ નીકળી પડચો. રાત પડે ત્યાં વાસો કરતાં અને દિવસભર આજુબાજુનાં દશ્યો અને પ્રદેશ નિહાળતાં એ પતિપત્ની આગળ વધતાં હતાં ત્યાં કોલોરેડોમાં એમને વાત મળી કે અણુશક્તિ કમિશન યુરેનિયમની ભારે જરૂરિયાતમાં છે ને પાસે આવેલા કોલોરેડો નદીના ઊંડા ખીણ વિસ્તારના પર્વતોમાં આ ધાતુ હાથ લાગવાનો પાકો સંભવ છે. આ ધાતુ દુર્લભ હોવાથી શોધ કરનારનો લંક લાગી જાય તેમ છે.

પીકે કદી ધાતુસંશોધન કે ખાણશાસ્ત્ર કે ભુસ્તરશાસ્ત્રનો એકડો ય ઘૂટચો નહોતો; પણ એને પોતાનામાં શ્રદ્ધા હતી કે પોતે જે વાંચશે તેને સમજી પોતે અમલમાં મૂકી શકશે. ખાવાપીવાની તો હજુ ચિંતા નહોતી. વરસેક ચાલે એટલી મૂડી હતી જ.

કોલોરેડો વિદ્યાપીઠમાં પહોંચી એણે આ અંગેનાં પુસ્તકો મેળવ્યાં. યુરેનિયમનું અસ્તિત્વ બતાવે તેવું એક કાંટાયંત્ર લીધું, તંબૂ તાણવાનો સામાન ખરીદ્યો અને આમ ચારસો ડોલરની સાધનસામગ્રી એકઠી કરી એ પહોંચ્યો ખાણશાસ્ત્રના એક નિષ્ણાત પાસે અને પૂછવા લાગ્યો, "સાહેબ, યુરેનિયમની શકયતા આપને કયા વિસ્તારમાં લાગે છે?" નકશા પર આંગળી મૂકી એ નિષ્ણાતે એંસી માણસની વસ્તીવાળા એક હેન્કસવીલે નામના ગામની આજુબાજુનો વિસ્તાર બતાવ્યો.

પીકે રૂથને પાસેના શહેરમાં ઓરડી રાખી આપી અને પોતે ગાડી લઈ પહોંચ્યો પેલા ગામમાં. દૂર દૂર ચીલો મળે ત્યાં સુધી ગાડી લઈ જઈ, એ પગે નીકળી પડતો. બળબળતા બપોરમાં ને રણવિસ્તારની એ લૂમાં ય પોતાનું કામ ચાલુ રાખતો. આમ જાતઅનુભવે ખાણશાસ્ત્ર અંગે ઘણી માહિતી એણે મેળવી લીધી. મહિનાઓ સુધી આમ રખડતાં રખડતાં કેટલા ય વખત એણે મોતને સામે આવતાં જોયું. એને કેટલા ય પર્વતસિંહનો ભેટો થયો. એક

વખત તો રાત્રે એ સૂતો હતો ત્યાં એને ખરેખર એ પ્રદેશનો એક ઝેરી વીંછી કરડયો. ડંખમાં કાપો કરી લોહી કાઢી શકાય તેમ નહોતું ને વેદના અપાર થતી હતી એટલે એ સમજ્યો કે પોતે હવે થોડા કલાકનો મહેમાન છે. પણ કોણ જાણે ભગવાનનું કરવું તે એ ઊંઘી ગયો અને જાગ્યો ત્યારે પોતાની જાતને જીવતી ભાળી આશ્ચર્યમા પડી ગયો તરત જ પોતાની કુહાડી ખભે મૂકી એ નીકળી પડયો તો સંખ્યાબંધ કાંકરાકાંટની જાતના ઝેરી સાપ એને મળ્યા. આ સાપ તો એવડી મોટી સંખ્યામાં જોયા કે એની બીક જ એના મનમાથી નીકળી ગઈ! અને ૧૨૦°ના તાપમાં પાણીની તાણ તો જીવલેણ જ નીવડે ને ?

બેત્રણ અઠવાડિયે એ રૂથ પાસે જતો. થોડા દિવસ આરામ કરતો અને વળી પાછો નીકળી પડતો. રૂથ એને હર વખતે બીજી નોકરી લેવા સમજાવતી તો એ 'હવે એક જ વાર' એમ કહી પાછો જતો. આમ કરતા કરતા ૧૯૫૨નો જૂન આવ્યો. એમની પાસે માત્ર ૩૦૦ ડોલર રહ્યા હતા. એટલા પૈસા તો પાછા વળવા માટે પેટ્રોલમા જ વપરાઈ જાય!

રૂથે ઘણો ય આગ્રહ કર્યો પણ પીક માન્યો નહિ અને દૂરની થોડી ટેકરીઓમા છેલ્લી અજમાયશ કરી જોવાની એણે હઠ લીધી. એ ટેકરીઓમા પહોચવાનુ અતિવિકટ હતુ, રસ્તો મળે નહિ અને તેમા વળી માઈલમાઈલ ઊંડી ખીણ ને કોતરોમા વહેતી નદીઓ ને ઝરણાંમાંથા માર્ગ કરવાનો!

છતા યે પીક આખરી મજલે નીકળી પડયો. હાથમાં નકશો લઈ એક ટેકરી પર ઊભા ઊભા એણે ગણતરી કરી કે પાસેના એક ઝરણાને બીજા નાનાંમોટાં ઝરણા મળતા હોવાથી એના વહેણમાં થઈ ગાડી લઈ જવાશે એણે તો જીપગાડી નાંખી વહેળામાં. પણ વહેળાની ધારો એવી ઊંચીનીચી ને અસમાન હતી કે એને ગાડી લઈને જવાનો અખતરો છોડી દેવો પડયો.

વગીપ છો એ વિચારમાં પડયો ગો દૂરની યુરેનિયમની શકયતાઓ-વાળી ટેકરીઓ પર પહોંચવા એણે એક કાદવ કળણવાળું વહેણુ પસંદ કર્યું. અનુભવીઓએ એને ચેતવ્યો હતો કે એ વહેણ અને એનાં કળણ છેતરામણા ને ભયગ્રસ્ત છે. ટેકરીઓનો રસ્તો પદર માઈલનો હતો છતા વળતી વહેલી સવારે એ ઊપડ્યો. ખાવાનું પાણી, પર્વત ચડવાની કુહાડી ને પેનું યંત્ર લઈ લીધું ને રસ્તે પડયો. એની પીઠે આમ ૬૫ રતલ વજન લઈ એણે ચડાણ શરૂ કર્યું.

રસ્તો એણે ધાર્યો કરતા વધુ વિકટ, વધુ અસમાન નીકળ્યો. બપોર થતા તો એ થાકીને લોથ થઈ ગયો. તાપમાં એક ટેકરીના મથાળે એ પડયો ત્યારે એના હોશકોશ ઊડી ગયા હતા. પાસેના ઝાડના છાયડે પહોંચવા જેટલી પણ તાકાત એનામા નહોતી રહી. પછી એણે થોડું ખજૂર ખાધું અને એનામા શક્તિનો સચાર થતો લાગ્યો. ચાદની રાતને અજવાળે એ પેલા કાદવવાળા વહેણ નજદીક પહોંચી ગયો. હવે આગળ જવાનો બીજો રસ્તો જ નહોતો

પ્રીણમા નજર નાખતા જ એને સમજાયુ કે ચાલવા માટેની પગથી થઈ શકે તેવા ખડકો વહેણની સામસામી દિશાએ વારાફરતી આવે છે એટલે એને વાર વાર વહેણ ઓળગવું પડવાનું. તળની રેતી એવી સરકતી હતી કે ઊતરી જવાય એટલે. કેટલોક વખત તો એણે અહીંતહીં ઊતરાઊતર કરી વહેણનું જોર, એની ઊંડાઈ બધાનો અભ્યાસ કર્યો પછી પેનું યત્ર, એક હાથે ઊંચું પકડી એણે વહેણમા ઉતરાણ કર્યું.

વહેણ જોરદાર હતું વહેણનું પાણી એના શરીરે વાગતું. નીચેના પથ્થરે સરકણા હતા એટલે એ આસ્તે આસ્તે કરીને સાચવીને ચાલતો. આમ એને સત્તાવીસ વખત એ નદીના વહેણની આરપાર ઊતરવું પડયું.

નીચેના પથ્થર ને ખડકથી છોલાઈ એના પગ એવા તો લીસા થઇ ગયા કે બૂટ પહેરતા જ એમા ફોલ્લા ઊઠયા. પછી બૂટ સિવાય ચાલતા એ ફોલ્લા ફૂટી ગયા ન એમાં નદીની રેતી ભરાઈ ગઈ.

દિવાસળી લઈ એને વારંવાર એ રેતી કાઢી નાખવી પડતી અને ચાલવાની શરૂઆત કરે ત્યારે તો પગે આગ ચંપાવા જેવું થતું. પણ થોડી જ ક્ષણે એ બધું દુઃખ ભુલાઈ જતું.

પાણી બચાવવા એણે એક દિવસ નદીનું પાણી પીધું એટલે વળતે દિવસે એને ભારે ચૂક ઊપડી અને ઝાડા થઈ ગયા. એક બાજુ થાક, બીજી બાજુ ચઢાણ અને ત્રીજી બાજુ ઝાડાથી એ લેવાઈ ગયો. એને પહેલવહેલો ખ્યાલ આવ્યો કે કદાચ એના રામ રમી જશે. રાત આખી એને ઊંઘ આવી નહિ. સવારે એ ઊઠયો ત્યારે એની આંખે અંધારાં આવતાં હતાં, બધું લાલપીળું લાગતું હતું. એને સમજાયું કે એનું શરીર આરામ માગે છે એ આડો પડવા ગયો પણ પાસે જ પડેલા એક ગાયના હાડપિંજરની હાજરીને લીધે એનું મન માન્યું નહિ. હાડપિંજર દુર્ગંધહીન હતું પણ એની નજરે પડતાં જ એના મનમાં પોતાની એવી દશાનો ખ્યાલ આવી જતો.

એટલે પેલા યંત્રને ઠીક ગોઠવી એ લથડિયા ખાતો ચાલવા લાગ્યો ત્યાં તો યંત્રનો કાંટો એની મૂળ સ્થિતિથી ખસેલો એણે જોયો. પાસેના એક વહેળામાં એ થોડો ગયો તો કાંટો પાછો પડયો. પાછા વળી વહેળના મુખ પરનો ખડક આગળ આવ્યો તો કાંટો ખાસ્સો આગળ ખસી ગયો. કાંટાની વાત સાચી હોય તો ત્યાં યુરેનિયમ હોવું જોઈએ. પણ યુરેનિયમવાળા પીળા ખડક એની નજરે પડયા નહિ એણે પોતાની કુહાડીનો એક ટચકો માર્યો તો નીચેથી પીળી પોપડી નીકળી અને મહામહેનતે થોડુંક ઊંચે ચઢી ખડકની એક ધાર પર બીજો ઘા કર્યો તો પુસ્તકના વર્ણન પ્રમાણે નર્યો પીળો ખડક!

એ તરત જ પાછો વળ્યો પણ એ મુસાફરી એને ખાસ યાદ રહી નથી. કારણ કે એ અર્ધ બેભાનાવસ્થામાં જ ચાલ્યો હતો. શરૂઆતમાં એક લાકડાના ઢીમચા પર બેસી ગયો અને વહેણની મદદથી જવા લાગ્યો પણ ઢીમચું એક ખડક સાથે અથડાયું અને તૂટી ગયું. એને

વાગ્યું અને એનો ખોરાક નદીમાં પડી ગયો. જે બચ્યું હતું તે લઈ તે લથડિયા ખાતો ચાલવા લાગ્યો નદીમાં પડેલું ટીન ઉપાડયું તો થોડો જવનો આટો અને ઠરેલું દૂધ હતું. એ ખાઈ એણે પાછી યાત્રા શરૂ કરી. તાપ તો કહે કે મારું કામ એટલે સાંજ પડતાં પડતાંમાં તો એનું ગળુ સુકાઈ ગયું, અને પાણી ખલાસ થઈ ગયું.

રાત્રિના ઓળા ઉતર્યાં ત્યારે ઝાંખા ચંદ્રપ્રકાશમાં એને પરાણે રસ્તો દેખાતો. છતા પડતા આખડતા એણે માર્ગ કરવા માંડયો. શરીરે કેટલાય ઉઝરડા થયા, કેટલેય સ્થળે લોહી નીકળ્યું, આખરે તો એ પેટે ચાલ્યો અને પ્રભુકૃપાથી એ પોતાની ગાડી નજદીક આવી લાગ્યો

ગાડીમા બેસી એણે એ ચલાવી તો આખે આવતાં અંધારાને કારણે સામેનું રણ કંઈ રંગબેરંગી અને ઊંચુંનીચું લાગવા માંડયું. એવામા સામેથી પ્રકાશ આવતો લાગ્યો. પોતાની છેતરામણી નજર પર એને નફરત આવી અને એનું શું થશે એની ગડભાજમા એ પડયો હતો ત્યા એની બાજુમા એક જીપગાડી આવી ઊભી રહી ને તેમાંથી બે માણસો ઉતર્યાં એ આવ્યા હતા એની તલાશમા— દિવસો થયા એની ભાળ,સ નહોતી મળી એટલે એમણે કોફી કરી આપી અને થોડું ખાવાનું આપ્યુ. એના જીવમાં જીવ આવ્યો ને એ બધા એની વીતક,સાભળતા સાભળતા રૂથ પાસે પહોચ્યા ત્યારે રૂથને પણ નવા અવતાર જેવું લાગ્યું.

પોતાના ઘરવખરી ગીરો મૂકી પીકે યુરેનિયમ ખોદવાના સાધનો વસાવ્યાં, પોતાની શોધ સરકારમા નોંધાવી અને થોડાની મદદથી એ ખોદાવેલું યુરેનિયમ અણુકમિશનને પહોંચાડવા લાગ્યો. નસીબની બલિહારી એવી કે એનો ખડક યુરેનિયમનો અખૂટ ભંડાર નીકળ્યો! જેમ ખોદતા જાય તેમ વધુ ને વધુ શુદ્ધ પમાણમાં એ ધાતુ નીકળવા લાગી પીકે પોતાની આ ખાણ કંપની રજીસ્ટર કરાવી અને એને ત્યા પૈસાનો વરસાદ વરસવા લાગ્યો. ગયે વરસે એણે એ ખાણ ત્રાણું

લાખ સિત્તેર હજાર ડોલરે વેચી દીધી, ત્યાં સુધીમાં ખાણે એને સહેજે એક કરોડ ડોલર આપ્યાં હશે !

પીક અને રૂથ હવે એક સગવડવાળા મકાનમાં રહે છે અને આટલા બધા પૈસાનું શું કરવું તેની મીઠી મૂંઝવણ અનુભવતાં અનુભવતા નવી શોધ માટેનો વિચાર કરેછે અને દિવસ દરમિયાન આવતા સંખ્યાબંધ મહત્ત્વાકાંક્ષી યુવાનોને 'માત્ર લોભને વશ ન થતા, કામનાં જોખમ સમજી, આવું સાહસ માથે લેવા અનુરોધ કરે છે.

# જ્ઞાનચક્ષુનાં દ્વાર

૧૮૧૨ની સાલની વાત છે. ફ્રાન્સના એક નાના સરખા ગામડામાં એક નાનો સરખો છોકરો પોતાના પિતાની જીનની દુકાનમાં રમતો હતો. રમતાં રમતાં એના હાથમાં એના પિતાના બે ટાંચણાં આવ્યાં. એ તો એ નવાં રમકડાં પ્રાપ્ત થતાં દોટ મૂકીને નાઠો પણ રસ્તામાં કશું અંટવાજે આવતાં એ પડી ગયો અને પેલાં બન્ને ટાંચણાં એની બે આંખોમાં પેસી ગયાં!

દોડાદોડી શરૂ થઈ ગઈ વૈદરાજ બોલાવ્યા. ઇલાજ શરૂ થયા પણ કુદરતનું કરવું તે કંઈ જ વળ્યું નહિ. એક પછી એક એમ બન્ને આંખનું નૂર બાળકે ગુમાવ્યું અને તે જીવનઅંધ બન્યો આમ અકસ્માત અપંગ બનેલા એ બાળકનું નામ લુઈ બ્રેઈલી.

ગામના લોક આ અંધ બાળક ઉપર ઘણી દયા બતાવતા પોતાના નેતરની લાકડી ઠોકતો ઠોકતો એ જતો હોય ત્યારે સૌના મોમાંથી ઉદ્‌ગાર નીકળી પડતા "બલો બિચારો બ્રેઈલી!" ગામની જુદી જુદી જગાએ ઓળખવા એણે મિત્રોની મદદથી ટકોરાનું એક સંજ્ઞાશાસ્ત્ર ઊભું કર્યું. જ્યાં સૌ છોકરા રમીને વાતો કરતા, આરામ કરવા બેસતા એ ગામના મોટા ઝાડના ચોતરાને ઓળખવા ચાર ટકોરાની સંજ્ઞા; તો જ્યાં તરવાની ને પાણીની રમતો રમવાની મોજ સૌ માણતા એ ગામના વડા તળાવને ઓળખવા ૭ ટકોરા. મોટા થઈ બ્રેઈલીએ જ્યારે અંધ માટેની બ્રેઈલી લિપિ શોધી કાઢી ત્યારે લેખન-વાચનની એ સંજ્ઞાઓને બ્રેઈલી પોતાની ભાષામાં 'થીજેલા ટકોરા' તરીકે ઓળખાવતો.

દસ વરસની ઉંમરે લુઈ પારીસની અંધશાળામાં દાખલ થયો ત્યારે શાળાના સ્થાપક વેલેન્ટીને એને ઝાડની ડાળી વડે તૈયાર કરેલા પચીસ મૂળાક્ષરો પર આંગળીઓ ફેરવાતી તે શિખવાડયા. ધીમે

ધીમે આગળ વધતા વધતા લુઈ પુસ્તકો વાચતા શીખ્યો એ પુસ્તકો પાછળ મહેનત પણ કેટલી અથાગ! કાગળમાંથી અક્ષર કાપી કાગળ પર ચોટાડેલા! અને દરેક અક્ષરનું કદ કેટલું? જાણો છો? દરેક અક્ષર ત્રણ ઈંચ ઊંચો અને બે ઈંચ પહોળો! આવડા મોટા અક્ષરવાળી ચોપડીઓ બનાવવાની અને ફેરવવાની પણ કેટલી મુસીબત! એક શિયાળની દંતકથાને કપડાના આ અક્ષરે લખતા લખતા આઠ આઠ રતલના વજનવાળી સાત જાડી ચોપડીઓ ભરાઈ ગયેલી!

લુઈને ચૌદમું વરસ જતું હતું ત્યારે એક દિવસ એક છાપેલું કાર્ડ એના હાથમાં આવ્યું. કાર્ડમાં ટાઈપ જોરથી દબાઈ હોવાથી બીજી બાજુ ઊપસી હતી. દોડતો અને બૂમ પાડતો એક શિક્ષક પાસે પહોંચી ગયો. "સાહેબ, સાહેબ, જુઓ, આમ અક્ષરો ઉઠાવ્યા હોય તો વાચતા ફાવે!" શિક્ષકને ગળે એ વાત ઊતરી અને ત્યારથી ઉપસાવેલા અક્ષરોનાં પુસ્તકો શરૂ થયાં. છતાંય કચાશ તો ખૂબ રહી. અક્ષરો ખૂબ ઊંચા ઉઠાવવા પડતા અને એવા અક્ષરો ઉઠાવી પુસ્તકો તૈયાર કરવાનું કામ કેટલું કઠણ? એમ કેટલાં પુસ્તકોને ઉઠાવેલા અક્ષરો સાથે તૈયાર કરી શકાય? અને આવાં પુસ્તકોદ્વારા શ્રુતતરનું ગાડું પણ કેવું ક ગબડે? એકાદ સત્રનો અભ્યાસક્રમ પાંચ પાંચ વરસ લે. યુવાન લુઈને મનમાં ખૂબ નિરાશા ઉપજતી કારણ કે એનાથી એના જ્ઞાનમાં વધારો કરી શકાતો નહિ.

પોતાના આ ફરજિયાત અજ્ઞાનનું દુઃખ લુઈને એટલું બધું સાલતું કે એક વખત ઘેર ગયો ત્યારે એના પિતા આગળ એણે હૈયાવરાળ કાઢી. "અંધનું જીવન કેટલું એકાકી છે! પક્ષીઓના અવાજ પરથી હું તેમને ઓળખી શકું છું. ઘરના પ્રવેશદ્વારને સ્પર્શથી હું પહેચાની શકું છું. પણ શ્રવણ અને સ્પર્શથી પર એવા જ્ઞાનનું દ્વાર તો અમારે માટે બિડાયેલું જ ને? પુસ્તકો જ અંધનું જીવન સભર કરી શકે પણ અંધ વાચી શકે એવાં પુસ્તકો લાવવાં ક્યાંથી!"

દિવસોના હૃદયમંથનને પરિણામે એક દિવસ અના દિલમાં સ્ફુર્યું કે શબ્દો અને શબ્દપ્રયોગો માટે કોઈ ચિહ્નશાસ્ત્ર શોધી કર્યું હોય તો! એ વિચારને અમલી બનાવવા એના પિતાની જીનની દુકાનમાંથી એક આખો ઉનાળો એણે ચામડાના ટુકડા ઉથામ્યા જ કર્યા. પરિણામે એના હાથની ચામડી ઉઝરડાઈ ગઈ પણ તાલ બેઠો નહિ. પછી એણે ત્રિકોણ, વર્તુળ, ચતુષ્કોણ, સમભૂજ ચતુષ્કોણ એવી એવી ભૂમિતિની આકૃતિઓની સંજ્ઞા વાપરી એક સંજ્ઞાશાસ્ત્ર (કોડ) તૈયાર કરવા પ્રયત્ન કર્યો પણ એની કોઈ સંજ્ઞાયોજના સો ટકા પાર પડી નહિ છતાંયે એના મન પર સવાર થયેલી ધૂન ઊતરી નહિ.

એટલામાં તો એ પોતાની પારીસની અંધશાળામાં વિદ્યાર્થી મટી શિક્ષક બન્યો હતો. એક દિવસ એ એક મિત્ર સાથે પાસેની હોટેલમાં કોફી પીતાં આરામથી બેઠો હતો અને પેલો મિત્ર એને છાપું વાંચી સંભળાવતો હતો. છાપામાં એવા ખબર આવ્યા કે લશ્કરના એક વડાએ રાત્રે સંદેશો પહોંચાડી શકાય અને અંધારામાં પણ વાંચી શકાય તે માટે ઉપસાવેલા ડોટ અને ડેશની સંજ્ઞા ઊભી કરી છે. જેથી રાત્રે પણ સ્પર્શમાત્રથી સંદેશો સમજી શકાય છે. આ સમાચાર કાને પડતાં જ લુઈ બ્રેઈલી ટેબલ ઠોકી ઠોકીને બૂમ પાડવા લાગ્યો અંધલિપિનો એનો કોયડો એને ઉકલતો દેખાયો.

લુઈને બૂમ પાડતો સાંભળી હોટેલ માલિક દોડતો આવ્યો અને એને શાંત પડવા વિનવવા લાગ્યો. ત્યારે બ્રેઈલીએ કહ્યું: "માફ કરજો, મહેરબાન, પણ અંધોની સુજનતાની અજ્ઞાનતમસની ભીંત આજે તૂટતી દેખાઈ એટલે હર્ષાવેશમાં હું બૂમ પાડી ઊઠ્યો છું."

વળતી સવારે પેલા મિત્રને લઈ બ્રેઈલી પેલા કેપ્ટનને ત્યાં પહોંચી ગયો અને અંધોને જ્ઞાનપ્રકાશ મળે તે હેતુસર તેનો સંજ્ઞા-કીમિયો સમજાવવા વિનવવા લાગ્યો. પોતાની સંજ્ઞાપદ્ધતિના અંધો માટેના આવા અર્થવાહીપણાના જ્ઞાનનો સદંતર ઇન્કાર કરતાં એ

કેપ્ટને કહ્યું કે મેં તો ટાંચણા વતી ડોટ અને ડેશ ઉઠાવ્યાં હતાં. મારી સંજ્ઞામાં એક ડેશનો અર્થ 'આગળ વધો' થતો અને 'એનો અર્થ 'પીછે હઠ' થતો. પણ તમારી વાતચીત પરથી સમજાય છે કે આખી ભાષા માટે આવી સંજ્ઞાપદ્ધતિ તૈયાર કરવી શકય છે.'-

બ્રેઈલી બોલી ઊઠયો : 'તદ્દન શકય છે. અને દુનિયાના અંધો વતી હું તમારો ખૂબ પાડ માનું છું."

ત્યારથી માંડીને પૂરાં પાંચ વરસ લુઈ એની પાછળ મંડયો જ રહ્યો અને આ બ્રેઈલી લિપિમાં એણે પહેલું પુસ્તક પ્રસિદ્ધ કર્યું ત્યારે જ જંપ્યો. વિધિની કરુણતા પણ કેવી કે જે ટાચણાએ એની આંખનું નૂર જીવનભર ઝૂંટવી લીધું હતું તે જ ટાંચણાએ એને આ નવી લિપિમાં પુસ્તક તૈયાર કરી આપ્યું ! આ પાંચ વરસના અથાગ માનસિક પરિશ્રમના પરિણામે લુઈની તબિયત એવી તો લથડી ગઇ ગઇ કે એ તેંતાળીસ વરસની યુવાન વયે મૃત્યુને શરણ થયો.

એની સંજ્ઞાપદ્ધતિમાં એણે મૂળાક્ષરો ઉપરાંત વિરામચિહ્નો અને કેટલાક નાના શબ્દોનો સમાવેશ કરી લીધો અને સન ૧૮૩૬માં ૨૭ વરસની ઉંમરે, અંધ અગ્રેજ કવિ જૉન મિલ્ટનની કાવ્યપ્રસાદી એણે અંધોને ચરણે ધરી. એ પ્રસિદ્ધ કરતાં એણે જણાવ્યું કે દુનિયાના એક મહાન અંધકવિનાં લખાણની હું પ્રથમ પસંદગી કરું તે સર્વ રીતે યોગ્ય જ છે

એક દિવસ તો એણે પોતાના વિદ્યાર્થીઓ અને સહકાર્યકરો સમક્ષ પ્રયોગ કરી સાબિત કર્યું કે પોતાની લિપિની સહાયથી બીજા દેખતા વાચી સંભળાવે તે જ ઝડપે એ લખી શકે છે અને બ્રેઈલી લિપિમા લખાયેલું એટલી જ ઝડપથી વાચી શકે છે.

એની આ અસાધારણ સિદ્ધિએ એના સહકાર્યકરોના મનમા ઇર્ષ્યાનું એવું ઝેર પેદા કર્યું કે એ સૌએ એવો ગંદો અને બેહૂદો પ્રચાર કર્યો કે મિલ્ટનના કાવ્યો તો એણે એવાં ગોખી કાઢયાં છે કે એ સરળતાથી એને લખી વાચી શકે છે !

આ બધાથી કંટાળીને એણે ફ્રેન્ચ અકાદમીને અરજી કરી કે એની આ નવી પદ્ધતિનો પ્રયોગ એમણે જોવો અને ઠીક લાગે તો એ પદ્ધતિ અંધશાળાઓમાં દાખલ કરવી. એ અકાદમીમાં કમભાગ્યે એવા આત્મવંચના કરનાર સભ્યો એકઠા થયા હતા કે તેમણે એની વિનંતીને એ કારણે નકારી કાઢી કે અક્ષર ઉઠાવવાની પધ્ધતિથી અંધોને પૂરતા જ્ઞાન અને તાલીમ પ્રાપ્ત થતા હતા. પરિણામે બ્રેઈલની લિપિ બ્રેઈલી પાસે જ રહી.

છતાંયે સંસ્થાના વિદ્યાર્થીઓ એની પાસેથી છાનામાના એ લિપિ શીખી જતા અને એનો ઉપયોગ કરતા. બ્રેઈલીએ પણ નિરાશ ન થતા આગળ શોધ ચાલુ રાખી. ગણિતશાસ્ત્રીય ચિન્હો માટે એણે સંજ્ઞા તૈયાર કરી સમીકરણ છોડતા સૌને શીખવ્યું. એથી આગળ વધીને એણે સંગીતની સા–રી–ગ–મ તૈયાર કરી અને પોતે એક કુશળ પીઆનો વગાડનાર બની ગયો.

છતાંયે એની છેલ્લી મરણપથારીની માંદગી વખતે જ એની પદ્ધતિ સ્વીકારાયાની એને ખબર મળી. એની પદ્ધતિએ અને એની પાસે જ પીઆનો શીખેલી એક છોકરીએ એક વખત પારીસના એક ફેશનેબલ જનવૃંદ સમક્ષ સંગીતનો જલસો જમાવ્યો અને સભાએ એને તાળીઓના ગડગડાટથી વધાવી લીધી ત્યારે એ લાકડી ઠોકતી મંચની ધારે આવી ઊભી અને કહેવા લાગી, " સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ, મારે આપને વિનંતીપૂર્વક જણાવવાનું છે કે આજે આપ સૌએ જે તાળીઓના માનથી મને વધાવી તે માન તો મરણપથારીએ પડેલા એક આદમીને ઘટે છે—"

અને પછી લુઈ બ્રેઈલીએ એને કેવી રીતે વાચતા લખતા અને ગાતા શીખવ્યું તે કહી બતાવી આંખમાં અશ્રુ સાથે ઉમેર્યું : "બ્રેઈલીએ માત્ર અમારા જ્ઞાનચક્ષુના દ્વાર નથી ખોલી આપ્યાં પણ સંગીત જેવી દિવ્ય કળાના કમાડ પણ ખોલી દીધા છે !" અને આ માણસની આવી સિદ્ધિના લાભથી, ઈર્ષ્યાને કારણે, અંધસમુદાય કેવો

વંચિત રહે છે તે પણ કહી બતાવ્યું.

બીજે દિવસે આ આખી ઘટનાની બિના છાપામાં મોટા અક્ષરે છપાઈ અને બ્રેઈલીની લિપિ ન અપનાવવા બદલ પ્રજાનો રોષ અંધશાળા પર ભભૂકી ઊઠ્યો. સંસ્થાના સંચાલકોએ જાહેર રોષ સમજી જઈ તરત નમતું જોખી દીધું.

એની લિપિ સ્વીકારાયાની આનંદપ્રદ ખબર લઈ મિત્રો બ્રેઈલીને માંદગીને બિછાને દોડી ગયા ત્યારે એની આંખમાં હર્ષાશ્રુ ઊમટ્યાં. ગદ્‌ગદ્ કંઠે એ અંધ દરદી બોલ્યો : "જીવનમાં ત્રણ વખત મારી આંખમાં આંસુએ દેખા દીધી છે. સૌ પ્રથમ જ્યારે હું અંધ બન્યો; પછી જ્યારે પેલા કૅપ્તાનની રાત્રિલિપિની વાત સાંભળી ત્યારે; અને ત્રીજી વખત આજે, જ્યારે મને શ્રદ્ધા જન્મે છે કે મારું જીવન એળે ગયું નથી."

આ પછી થોડા જ દિવસમા એ પુણ્યાત્મા સ્વર્ગે સીધાવ્યો.

# વિદ્યુત બળ

એ હતી ફેબ્રુઆરીની અઢારમી તારીખ મધ્યરાત્રિનો સમય હતો રોય ગેબીની લોરી રસ્તા પર પૂરપાટ દોડી રહી હતી ત્યા અચાનક તે ધીરી પડવા લાગી અને અટકી પડી તપાસ કરતા માલુમ પડયુ કે પેટ્રોલ ખૂટી ગયુ હતુ નજદીકમા પેટ્રોલપપ નહોતો એટને ગેબીએ પોતાની પત્નીને ટેલીફોન કર્યો

ભરઊંઘમાથી ઊઠેલી ગેબીની પત્નીએ સ્વસ્થ થઈ, નાના બાળકને રૂમાલમા લપેટી પોતાની ગાડીમાં મૂકી દીધુ અને પેટ્રોલ લઈ દોડી, પાછા વળતા નાની ગાડી આગળ ચાલતી હતી અને પાછળ પાછળ ગેબીની લોરી એટલામા બાજુના રસ્તેથી પૂરપાટ દોડતી એક ગાડી રસ્તા પર ધસી આવી અને શ્રીમતી ગેબીની ગાડી રસ્તાની એક બાજુ ધકેલાઈ ગઈ પાછળ નજર કરતા શ્રીમતી ગેબીએ જોયુ કે આ અથડામણમાથી બચવા ગેબીએ ગાડીનુ ચક્કર જોરથી ફેરવ્યુ અને એટલામા તો એ, બાજુએ ઊભેલા એક પુરાણા મહાકાય ઓકના ઝાડમા જઈ ધૂસી અને ગેબી એના સ્ટીઅરીંગ વ્હીલ અને મોટરની ગાડીની બીચમા આવી ગયો

એ રસ્તેથી પસાર થતા એક ગાડીવાળાએ પાસેના ગામના સરપચને આ અકસ્માતની ખબર આપી એટલે એ બનેો માણસ હાથ લાગ્યા તે સાધનો લઈ બનાવવાળા સ્થળે દોડી આવ્યો ઓકના ઝાડમા ઘૂસી ગયેલી ગાડીને મુક્ત કરવા માટે તેમણે એક બીજી શક્તિશાળી લોરીને ધક્કો દેવા વળગાડી ઘણોયે પ્રયત્ન કરવા છતા ગાડી ચસકી જ નહિ એટલે, દરમિયાન જમા થયેલા ટોળામાથી કેટલાક પોતપોતાની ગાડીઓ લઈ આવ્યા અને આગળપાછળ નવુ મોટી મોટર લોરીઓ, ગાડીને છૂટી કરવા મથી પણ કશુ વળ્યું નહિ એટલે કચરાઈ ગયેલી એ ગાડીનુ બારણુ તોડી નાખી ડ્રાઈવર ગેબીને છૂટો કરવા ટોળાએ યત્ન કર્યો એ પણ નિષ્ફળતામા પરિણમતા સરપચ હેનરીએ પાસેના

શહેરમાંથી અસરકારક સાધનો મંગાવ્યાં.

પણ એટલામાં તો ગેબીના પગ નીચે આગ શરૂ થઈ અને સૌના જીવ તાળવે ચોંટી ગયા. શ્રીમતી ગેબીની સ્થિતિ તો અકલ્પ્ય જ હતી. આંખો-સમુદાય આમ વિહ્વળ આંખે અને લાચાર દશામાં આ કરુણ પરિસ્થિતિને નિહાળી રહ્યો હતો. ત્યાં તો એક મજબૂત સીદી યુવાન અંધકારમાંથી નીકળી આવ્યો અને પૂછવા લાગ્યો, "મહેરબાન હું સહાય કરું કે ?" હેનરીનું ડોકું હાલ્યું ન હાલ્યું ત્યાં તો એ વજ્રકાય આદમી લોરીના લોખંડના બારણાને બે હાથે વળગી પડ્યો અને એક ક્ષણમાં તો તેને મચરડી નાખ્યું !

જોનાર સૌ દિંગ્ થઈ ગયા: અવાક્ બનેલું ટોળું સ્વસ્થ થાય તે પહેલાં તો તેમણે જોયું કે એ આદમી તો નીચે લાગતી આગને હાથથી બુઝાવી રહ્યો છે. લાગતી સાદડીના તેણે ટુકડે ટુકડા કરી નાખ્યા અને ગેબીના જકડાઇ ગયેલા પગની નીચેનો અગ્નિ તેણે હાથથી જ મસળીને બૂઝાવી નાખ્યો ! એનું આખું કલેવર અંદરથી ધીકતા અને બહારથી શાંત જ્વાળામુખી જેવું હતું !

એટલામા તો હાથ લાંબા કરી તેણે વળી ગયેલું લોરીનું સ્ટીઅરીંગ વ્હીલ પકડી લીધું અને જાણે સીસા કે કલાઈના સળિયાને વાળતો હોય તેમ એક આંચકે તેને સીધુ કરી દીધું ! નીચા નમી ડાબે હાથે બ્રેક પેડલ અને જમણે હાથે કલચને પકડી તેણે એક બીજો એવો તો જબ્બરદસ્ત આંચકો માર્યો કે એ બધું ઊંચકાઈ આવ્યું અને ગેબીના ભરાઈ ગયેલા પગ મુક્ત થઈ ગયા ! આ બધું એ એટલી ત્વરાથી અને ચોકસાઈથી કરતો હતો કે જોનારને એમ જ લાગે કે આ તો માત્ર રિહર્સલ (પુનરાવર્તન) હશે !

પણ સૌથી મુશ્કેલ કાર્ય તો હજુ બાકી હતું. કમનસીબ ગેબીના પગ તો છૂટા થયા પણ તેની છાતીનો ભાગ વળી ગયેલા છાપરા અને સ્ટીઅરીંગ વચ્ચે સજ્જડ ભીંસાયેલો હતો. વળીને કચરાઈ ગયેલા બેઠકના એ ભાગમાં આ પડછંદ યુવાન ધીમે ધીમે પેઠો અને નીચેના

ભાગમા પણ સ્થિર થતા વળી ગયેલા છાપરા નીચે જ્યારે તેણે તેનો ખભો વગાડ્યો ત્યારે ત્યા હાજર રહેલી એક બહેન ચીસ પાડી ઊઠી, "અરે, આ તો છાપરાને ઊંચુ કરવા મથે છે!" એ ચીસના પડઘા શમે તે પહેલા તો કડડડ કરતું એ છાપરુ તૂટ્યુ અને આજુબાજુના સૌએ ગેમીને સહીસલામત ખેચી લીધો ત્યા સુધી એ મહાકાય પુરુષે છાપરાને અદ્ધર કરી રાખ્યુ !

આજુબાજુના સૌ ગેમીને જોવામા પડયા ત્યા સુધીમા તો પેલો તારણહાર ગાયબ થઈ ગયો અને ગામના સરપચ અને શ્રીમતી ગેમી તેનો આભાર માનવા એને શોધવા લાગ્યા તો તેનો પત્તો જ ન લાગ્યો ત્રણ લોરી જે કામ ન કરી શકી તે કરનાર એ વિદ્યુત શક્તિ બતાવનાર આદમી જેટલી શાતિથી આવ્યો તેટલી જ શાતિથી અલોપ થઈ ગયો અને સૌને આશ્ચર્યમા ગરકાવ કરી ગયો

વળતા દિવસના છાપામા મોટા અક્ષરે આ બનાવની વિગતો છપાઈ ગઈ અને સૌ કોઈ આ વિદ્યુત બળ ધરાવનારની શોધ કરવા લાગ્યા પણ 'જમણો હાથ કરે તે ડાબા હાથને ન જાણવા દેવા'ની ઈશુ ભગવાનની શીખને અક્ષરશ અમલમા મૂકનાર આ સીદી યુવાને તો એ અગે પોતાની પત્ની સમક્ષ પણ હરફે ય ઉચ્ચાર્યો નહિ એટલે એની જાણ કોને થાય !

પણ સવારનુ એ છાપુ વચ્યુ ત્યારથી વિચારમા પડી ગયેલા એ યુવાનના શેઠને એ વાત યાદ આવી કે બરાબર એ જ સમયે એણે પોતાના એ સીદી નોકરને એ જ સ્થળની નજદીકમા ખોટકાઈ પડેલી પોતાની લોરીનુ ટયર લઈને મોકલેલો અને જ્યારે આખી ફેક્ટરીના કામદારો આ બનાવની ચર્ચા કરતા હતા તથા એ ગેમી યુવાન વિષે આશ્ચર્યપૂર્વક બની વાતો કરતા હતા ત્યારે એ છાનોમાનો ત્યાથી સરકી ગયેલો એનો વહેમ પાકો થયો એટલે પોતાની કપનીની ફાઈલમાથી એની છબી શોધી કાઢી એ પેલા સરપચ હેનરી પાસે દોડી ગયો અને પેલી છબી ધરી પૂછવા લાગ્યો, 'પેલો ગેબી યુવાન

આ હોય ખરો ?"

હેનરીએ નજર કરતાં જ કહ્યું, "હા એ એ જ." અને એ ગેબી યુવાન પકડાઈ ગયો !

આવું ભગીરથ કાર્ય કરનાર એ સીદી યુવાનનું નામ ચાર્લ્સ ડેનીસ જોન્સ. તેત્રીસ વર્ષની તેની ઉંમર. તેની ઉંચાઈ છ ફૂટ બે ઇંચ અને વજન ૨૨૪ રતલ. આવા આ જોન્સમાં આટલી બધી તાકાત કયાંથી આવી તે જાણવા તેના જીવનના ચૌદ માસ પહેલાંના આવી રાત્રિના એક પ્રસંગમાં ડોકિયું કરવું જરૂરી છે.

નાતાલનો એ દિવસ હતો. સૌ કોઈ પોતાનાં બાળકો માટે ભાતભાતના ફટાકડા ને રમકડાં લઈ આવતાં હતાં. જોન્સને ઘણી મુશ્કેલી હતી. થોડા વખત પર જ તેના મા અને સાસુ ગુજરી ગયાં હતાં. બન્નેનાં દવાદારૂ અને ઉત્તરક્રિયામાં તેને સારું ખર્ચ થયું હતું, એટલે નાતાલ વખતે કશું ય ખરીદવાની તાકાત નહોતી. પણ જોન્સ શરીરે મજબૂત હતો. એટલે સોળ સોળ કલાક કામ કરી તેણે થોડું બચાવ્યું અને તેની મોટી દીકરીનું મન સંતોષવા તે 'ક્રિસ્ટમસ ટ્રી' લઈ આવ્યો. છોકરી રાજીરાજી થઈ ગઈ અને મોડી રાત સુધી એને સળગાવી રહી. તેની પત્ની મિલ્ડ્રેડને ગાવા જવાનું હતું. જોન્સ થાકેલો હતો એટલે પેલું ઓલવી નાખી સૂવા જતો હતો ત્યાં છોકરી બોલી, "બાપુજી, બા આવશે ત્યા સુધી હું જાગીશ. આ ક્રિસ્ટમસ ટ્રીને સળગતું રહેવા દો અને તમે નિરાતે સૂઈ જાવ."

થાકચોપાકચો ચાર્લ્સ ઘસઘસાટ નિદ્રામા પડી ગયો. એ જાગ્યો ત્યારે તે ભારે ગૂંગળામણ અનુભવતો હતો ત્યાં તો તેના કાનમા ચીસો પડી. 'બાપુજી, બાપુજી.' એ સફાળો બેઠો થઈ ગયો અને ધૂમાડાના ગોટગોટામા પાસેના ખાટલાઓમા હાથ ફેરવી કશુંક શોધવા લાગ્યો. પાચ સજીવ 'લોચા' તેણે એક જ બાથમા ઊંચકી લીધા અને બારીએથી, દરમિયાન બહાર એકઠા થયેલાં લોકોના હાથમા સરકાવી દીધા. પછી, તે કૂદી પડયો અને જે ત્રણ ઓરડાનું ઘર તેણે મહા-

મહેનતે ઊભું કર્યું હતું તેને ખાખ થતું જોતો તે સુનમુન ઊભો રહ્યો
ત્યાં તો તેના કાને અવાજ પડ્યો, "બાપુજી, પેલું મારું ક્રિસ્ટમસ ટ્રી હું લઈ આવું ?" અને એ છોકરી એ આગમાં દોડી ગઈ તેની પાછળ જ ગાંડો બન્યો હોય તેમ કોઈની ચેતવણી કાને ધર્યા સિવાય, તે દોડ્યો પણ એ પહોંચે એ પહેલાં તો આખું માળખું તૂટી પડ્યું અને આગની એ બળબળતી ઝાળનો સ્પર્શ થતાં જ ચાર્લ્સ બેભાન થઈ દૂર ફેંકાઈ ગયો. લોકોએ તેને ખેંચી લીધો અને થોડી સારવાર પછી તે સ્વસ્થ થયો તો તેને ખ્યાલ આવ્યો કે તે રસ્તાનો ભિખારી બની ગયો હતો અને તેના પાંચ પ્રેમાળ બાળકોમાંના એકને આગ ભરખી ગઈ હતી એટલે મનમાં ને મનમાં જ આગ સામે સમસમી રહ્યો

દશ વર્ષમાં પહેલી જ વાર, વળતે દિવસે જેન્સ પોતાની ફેક્ટરીમાં ગેરહાજર રહ્યો તેની કમનસીબીની વાત સૌના કાને પહોંચી ગઈ હતી એટલે આઠ વાગતા તો ફેક્ટરીના સૌ કર્મચારીઓમાં એક કાગળિયું ફરતું થઈ ગયું અને દસેક વાગતાં જેન્સના હાથમાં ૭૮૬ ડૉલર અને તેના ૮૮ સહકર્મચારીઓની સહીવાળુ એક પરમીટિયું આવી પડ્યું. મિલ્ફોર્ડ જે કંપનીમાં કામ કરતી હતી ત્યાંથી પણ સારી મદદ આવી પહોંચી અને ટપાલદ્વારા પણ ઠીક રકમ મળી જેણે જેણે છાપાં દ્વારા તેની આ કમનસીબ કહાણી વાંચી એ સૌ તેને પૂછવા લાગ્યા, ' તમને ફ્રાકના માપનો ઓવરકોટ ચાલશે ? તમારા પાટલૂનનું માપ શું ! ઘરમાં કઈ કઈ ચીજો જોઈએ ? અમે શી ચીજ મોકલી શકીએ ?" જાહેર જનતાની આ બની લાગણીથી ચાર્લ્સ ખૂબ ગળગળો થઈ ગયો હતો અને ત્યારથી બીજાને એવી જ સહાય કરવા તે હંમેશ તત્પર રહેતો. એ તક તેને ઉપરના પ્રસંગમાં મળી ગઈ

છતાં સૌને મૂંઝવતો પ્રશ્ન એ હતો કે એનામાં આટલી બધી શક્તિ આવી શી રીતે ? છાપાવાળા તેને ઘેરી વળતા અને એ સવાલ

કરતા તો એ તેમનાથી ભાગી છૂટતો. પણ એક વખત એવું બન્યું કે પાસેના વિસ્તારના એક કારખાનેદારે ચાર્લ્સની આ બહાદુરીની વાત સાંભળી એક રીઢી છોકરાને કૉલેજનું પૂરું ખર્ચ આપવાની શિષ્યવૃત્તિ જાહેર કરી અને આની જાહેરાત કરવા જેન્સના શેઠને લઈ તેને ઘેર આવ્યો. પોતાનાં ચાર બાળકો અને પત્નીથી વીંટળાયેલો જેન્સ આ વાત સાંભળી ગળગળો થઈ ગયો. તેની આંખમાં આંસુ આવી ગયાં અને તે લોકોના પ્રશ્નો અને વાતથી મૂંઝાવા લાગ્યો ત્યારે તેના શેઠે કહ્યું, "જેન્સ, હજુ એક વાતની સમજણ પડતી નથી કે પોલાદનું એ બારણું આગળી નાખવાની એ તાકાત તારામા આવી કયાંથી ?" ત્યારે જેન્સે ટૂંકો અને ટચ એટલો જ જવાબ આપ્યો કે "બીજાને મુશ્કેલીમા જોઈને માણસનામાં કેટલી તાકાત પેદા થાય છે તે એ પોતે પણ જાણતો નથી !"



# શ્રીમતી બેલ કેમ ભૂલાય?

શિકાગો શહેરની દક્ષિણે આવેલા કામદાર વિસ્તારના ફૂટપાથ પર બેઠો બેઠો આઠ વર્ષનો એક છોકરો ડૂસકા ઉપર ડૂસકા ભરતો રડતો હતો. કોઈને એના તરફ જોવાની ફૂરસદ નહોતી પણ એટલામા એ રસ્તે થઈને સિત્તેર વર્ષની એક ડોસી પસાર થઈ એ ડોસીએ કાળો ઝભ્ભો પહેર્યો હતો અને તેના રૂપેરી સફેદ વાળને ઢાકતી એક નાની સરખી કાળી હેટ માથે ઓઢી હતી. એની તેજસ્વી ભૂરી આખોમા સિત્તેર વર્ષના અનુભવે જન્મેલી જીવનની સાચી સમજ ચમકતી હતી. ડૂસકા ભરતો ભરતો એ છોકરો જવાબ આપવા લાગ્યો.

એ છોકરાને આગલી સાજે એક મિત્રે જૂની ખખડધજ બાઈસિકલ આપી હતી. એ બાઈસિકલને મડગાર્ડ હતા જ નહિ, ટાયર પર કેટલીય પટ્ટીઓ લાગેલી હતી, હેન્ડલ કાટુ પડી ગયેલું હતું. છતા આ છોકરાને મન તો એ એક કીમતી અને સુદર ચીજ હતી. સવાર થતા જ એ ઊઠીને ફરવા જવાના આનદની કલ્પના કરતો નીચે દોડયો તો એની સાયકલ મળે જ નહિ! એનુ હૃદય ભાગી ગયુ અને એ ધ્રુસકે ચઢયો.

ડોસીએ એને ધીરેથી પૂછ્યુ, 'એને કોણ લઈ ગયુ હશે તેની અટકળ તુ કરી શકશે?'

'હા, એ પેલો પૉલ જ હશે કાલે જ મારી પાસેથી એ છીનવી લેવા પ્રયત્ન કરતો હતો' છોકરે કહ્યું

'હુ એને ઓળખતી નથી છતા ચાલ આપણે એને મળીએ '

શિકાગો શહેરનો એ કામદાર વિસ્તાર અને કારખાનાનો ધોધાટ વટાવતા આ બન્ને આખરે એક પડુંપડું થઈ રહેલા મકાન પાસે આવી ઊભા. મકાનની ઝઝુમણને પેટું નીકળ્યું હતું, એના રગની પોપડીઓ ઉખડી ગઈ હતી છતા એની નવી સાફ થયેલી બારીઓ અને સફેદ પડદા એમાના પ્રાણની સાક્ષી પૂરતાં હતા. ઘરની આગળ એક સુદર બાગ હતો અને તેમા ભાતભાતના ફૂલ ખીલ્યા હતા. દીવાલ પર બધે વેલ ચઢેલી હતી. આ બધુ જોઈને પેલી

ડોસી બોલી ઊઠી, 'બેટા, આ બાગના ફૂલ જોયા ને! આવા સરસ ફૂલ ઉગાડનાર હમેશા સારા માણસ જ હોય'

ઘરમા પેસતા જ તેમની નજર ભંડારિયા તરફ પડી તો એના અર્ધ ઉઘડેલા બારણામાંથી પેલી સાયકલ તેમની નજરે પડી પેલો છોકરો તો એ લેવા પગથિયા તરફ દોડયો એટલે ડોસીએ તેને રોકતા કહ્યુ, 'જરા થોભ' અને ઉતાવળે પગલે પેલા પૉલ અને તેની મા પાસે જઈ તે સસ્મિત કહેવા લાગી, 'અમે તમારા ફૂલના વખાણ કરતા હતા.'

'આપને જોઈએ તો થોડા ચૂંટી લો. અમારે ત્યા ખૂબ છે' પેલી બાઈએ સાનંદ જવાબ આપ્યો.

'આપનો આભાર. અમે તો આ છોકરાની સાયકલ લેવા જરા થોભ્યા હતા. કાલે પૉલ તે વાપરવા લઈ ગયેલો અને પાછી પહોચાડવાનુ ચૂકી ગયેલો'

પૉલના મોઢા પર દુખ અને શરમના શેરડા ઉપસી આવ્યા

'તુ કેમ પાછી આપી આવ્યો નહિ?' પૉલને એની માએ પૂછ્યુ.

'કોણ જાણે કેમ હુ ચૂકી જ ગયો!' નીચુ જોતા પૉલ બોલી ઊઠયો, 'એ નીચે ભંડારિયામા જ છે હમણા લઈ આવુ છુ'

સાઈકલ લઈને પૉલ આવ્યો એટલી શ્રીમતી બેલે (ડોસા)એ કહ્યુ, 'પૉલ, તેને હવે સાયકલ લાવી દેવી જોઈએ, નહિ?'

પૉલની મા બોલી ઊઠી, 'અમને ય થાય છે તો ખરુ પણ મહામહેનતે ય એક કોડી બચતી નથી'

શ્રીમતી બેલે ડોકુ ધુણાવતા ધુણાવતા કહ્યુ, 'ઠીક છે પણ પૉલ, તુ કમાઈને એ વસાવી શકે છે જો હુ તને કામ બતાવુ છુ આ મસાલાની બાટલીઓ વેચુ છુ, તેમા તુ મને મદદ કરજે. હુ તને આજે સાંજે એક નવી સાયકલ લાવી આપીશ તુ મહેનત કરી થોડે થોડે પૈસા વાળી દેજે અને તારી પોતાની કમાણીની સાયકલ પર

બેસવામા તને મજા પડશે '

પોલે કશુ કહ્યુ નહિ પણ એની ઇચ્છા સ્પષ્ટ વરતાઈ આવતી હતી. તે સાંજે એને સાયકલ મળી ગઈ

સાયકલ સાથે પાછા વળતા ડોશીએ જેકને ( પેલા છોકરાને ) કહ્યુ, બેટા, 'પોલને ચોરી કરવી હતી. એવો વિચાર તારે મનમા ય આવવા દેવો નહિ તને સાયકલની જરૂર લાગતી હતી તેટલી એને ય લાગતી હતી. એણે માત્ર રસ્તો ઠીક લીધો નહિ એટલુ જ.' જેકને ઘેર વળાવી ડોશી પોતાને કામે ગઈ.

ડોશી વિધવા હતી, વર્ષોથી એ લત્તામા રહેતી હતી એને થોડી આવક હતી અને બાકીનુ એ પોતાના ધધામાંથી મેળવી લેતી. એનો ધધો હતો મસાલાની બાટલીઓ વેચવાનો હાથા વગરની તેની નેતરની ટોપલીમાં આ બાટલીઓ મૂકી, તેને બગલમાં મારી એ રોજ નીકળી પડતી અને બે પાચ કુટુંબમા ફરી આવતી. એને આવતી દેખતા જ ઘરવાળી કામ બાજુએ મૂકતી, તેને માટે ચા બનાવતી અને કલાકેક વાતોએ વળગતી ડોશી કદી કોઈને પૂછતી નહિ કે એને એની ચીજ જોઈએ છીએ કે નહિ ઘરવાળી જો એકાદ વીવી માગે તો એ ખુશી થઈને કાઢી આપતી, પણ એ કદી કહે નહિ એની ભલમનસાઈએ સૌના દિલ એવા જીતી લીધા હતા કે એનું ગાડુ ગબડયે જ જતુ.

આ ડોશીનુ એક ઘરાક હતી શ્રીમતી કારમોડી, એના ઘરમા મહેમાનને માટે એક ભાગીતૂટી ખુરસી સિવાય બીજુ કશુ જ રાચ-રચીનુ નહોતુ ડોશી જ્યારે જ્યારે આવે ત્યારે આ ભાગની ખુરસીનુ દુ ખ પેલી બાઈ વ્યક્ત કરતી શિયાળાની એક સવારે ડોશી ત્યા જરા વાતોએ વળગી હતી ત્યા એને સમજ પડી કે ઘરમા કોડીય નથી અને નાતાલ પાસે આવે છે છતા પૈસાને અભાવે એની કશી તૈયારી એ કરી શકતા નથી

પરિસ્થિતિ પામી જઈ ડોશીએ કહ્યુ, 'મને પેલો ઘોડાહારવાળો

એડવર્ડ મળ્યો હતો એને એક પુરાણી ખુરસીની જરૂર છે. આ તમારી ખુરસી એને ચાલશે. એના ૨૦–૨૫ ડૉલર જે ઉપજશે તે હું લઈ આવીશ. એ આવે તો એને ખુરસી આપજો.'

તે દિવસે સાંજે એડવર્ડ આવીને ખુરસી લઈ ગયો અને વળતે દિવસે શ્રીમતી બેલ પૈસા આપી ગયાં. કુટુંબને દિવાળી થઇ.

આ ડોસીના સ્વભાવમાં એક ભારે મળતાવડાપણું હતું. ઘરડાં સાથે એ ઘરડી થતી અને છોકરા સાથે છોકરું. નાની છોકરીઓ સાથે એ લીલાં લીલાં ઘાસમાં બેસી જાય, તેમની સાથે કુકા રમે, વાતો કરે, ચવાણું પણ ખાવા લાગે !

એક વખત મધ્યમ વર્ગના એક ભાઇની નોકરી ગઈ. ફ્રેડને પાંચ છોકરાં હતાં અને એ રેલ્વેમાં સાંધાવાળાની નોકરી કરતો. એ દિવસે એવું ગાંઢ ધુમ્મસ જામ્યું હતું કે બીજા સાંધાવાળાએ આપેલું સિગ્નલ તેને દેખાયું જ નહિ અને એણે સિગ્નલ આપી દીધું. પરિણામે અકસ્માત થયો અને એક વેગનના ભૂકકા થઈ ગયા. ફ્રેડ ઘણુંય કરગર્યો પણ તેનો ઉપરી અમલદાર માન્યો જ નહિ અને એને પાણીચું મળ્યું.

પૂરી વાત જાણતાં જ શ્રીમતી બેલ રેલ્વે બોર્ડના પ્રમુખ પાસે પહોંચી ગયા અને ફ્રેડના વતી બધી વાત સમજાવી. થોડા દિવસમાં ફ્રેડને પાંછા લેવાનો હુકમ મળી ગયો ત્યારે એના અહેસાનનો સુમાર ન રહ્યો, અને વળી વળીને એ પૂછવા લાગ્યો, 'પણ એ પ્રમુખ પાસે જવાનું તમને કયાંથી સૂઝયું'?

ડોસીએ જવાબ વાળ્યો, 'તેં મને કહ્યું હતું ને કે તારો ઉપરી જકકી અને મનસ્વી છે. સિત્તેર વર્ષના અનુભવે હું સમજી હતી કે પ્રમુખ એવો ન હોય. એવાને કોઈ પ્રમુખ બનાવે જ નહિ ને !

આ લોકોની પાડોશમાં થોડા વખત પછી બીલ નામનો એક પુરુષ આવી ચઢયો. એક હોટેલના ભંડારિયામાં એણે એક ખાટલો રાખ્યો. એ લાકડા ફાડવાનું કે બારીઓ સાફ કરવાનું કામ કરતો. એને જે મળે તે પીવામાં જ ખરચાઈ જતું. આનું આ વિચિત્ર

એકાકી જીવન શ્રીમતી બેલ માટે રસનો વિષય બન્યા સિવાય રહે જ કેમ ? એની અનુભવી આંખ પામી ગઈ કે આ કોઈ દુઃખી જીવડો છે. એણે એનું દિલ એવું તો જીતી લીધું કે સૌની સાથે બિલકુલ મૂંગો જ રહેતો. એ બીલ આ ડોસી પાસે હૃદય ખોલતો અને બંને મિત્રો થયાં.

પાડોશમાં જ્યારે મેરી નામની એક છોકરી માંદી પડી ત્યારે બીલ ડોસીને રોજ પૂછતો કે છોકરીને કેમ છે, એ શું શું કરે છે અને ડૉક્ટરે ન્યુમોનિયાનું નિદાન કર્યું છે એમ એણે જાણ્યું ત્યારે તેણે ડોકું ધુણાવી માનવાની ના પાડી, અને પોતાના સમર્થનમાં દલીલો રજૂ કરવા લાગ્યો.

એકાદ દિવસ પછી શ્રીમતી બેલે કહ્યું : 'બીલ, ત્યારે તમે એ બિચારી છોકરીને તપાસી લો ને ? એ તો તમારી દોસ્ત છે.' બીલના વાળ અને દાઢી વધેલાં હતાં અને એનાં કપડાં મેલાંઘેલાં હતાં એટલે એ અચકાતો હતો એમ સમજીને ડોસીએ પોતાના પાકીટમાંથી એક ડૉલર કાઢી કહ્યું, 'લો બીલ, વાળ કપાવી આવો, દાઢી કરાવી આવો ને જરા ઠીકઠીક થઈ આવી રહો. હું મારે ઘેર તમારી રાહ જોઈને બેઠી છું.'

ઠીકઠાક બનેલો બીલ મેરીના ખાટલા પાસે બેસી ગયો. તેનાં બીડાયેલાં પોપચાં હળવેથી ઊંચાં કરી તેણે જોયાં, તેના કપાળ પર હાથ મૂક્યો અને ટકોરા મારી તેની છાતી અને પીઠ તપાસ્યાં. તેણે માત્ર એક જ સવાલ પૂછ્યો, 'મેરી, તારી ડોકની પાછળ દુઃખે છે ખરું ?' મેરીએ ડોકું ધુણાવ્યું એટલે શ્રીમતી બેલ અને એ બહાર આવ્યો અને બીલે કહ્યું, 'આ ન્યુમોનિયા નથી. આ તો મેનિન-જાયટીસ લાગે છે. આ બાબતના નિષ્ણાત ફલાણા છે. તેમની સલાહ લઈ જુઓ.'

નિષ્ણાતે બીલના નિદાનને સાચું ઠેરવ્યું અને મેરીને ઈસ્પિ-તાલમાં ખસેડવામાં આવી. ત્યાં તે થોડા દિવસમાં સાજી થઈ ગઈ.

થોડાં અઠવાડિયામાં જ એક દિવસ બીલ એ પડોશ છોડી ચાલી ગીકળ્યો. એનો સ્વાંગ ત્યારે બિલકુલ લપટાઈ ગયો હતો. તેણે નવાં કપડાં પહેર્યાં હતાં અને તેના હાથમાં એક સૂટકેસ હતી.

'બીલ ડૉક્ટર છે એ તમને શી રીતે સમજાયું ? એક દિવસ કોઈએ શ્રીમતી બેલને સવાલ કર્યો.

શ્રીમતી બેલે કહ્યું : 'મેરીની માંદગીની વાત મેં એને વાત-વાતમા કરી એટલે એની આંખમાં ચમકારો આવ્યો અને આમ મૂઢ જેવો લાગતો આ માણસ એમાં રસ લેવા લાગ્યો. મેરીની હાલત વિશે જે પ્રશ્નો તે મને પૂછતો તે એક ડૉક્ટર જ પૂછી શકે એમ મને સમજાયું એટલે મેં એને ભ્રમ ભાંગવા સમજાવ્યો ત્યારે એક દિવસ તેણે કબૂલ કર્યું કે, એ ડૉક્ટર હતો પણ ભૂલથી એણે એક દરદીનો જાન જોખમમાં મૂક્યો અને એ મરી ગયો એટલે દિલ એવું ડંખ્યું કે એ ઘરબાર અને ધંધો છોડી નાસી આવ્યો અને 'બાહુક' બન્યો. નિષ્ણાત ડાક્ટરે અને મેં એને સમજાવ્યો કે એકાદ કસૂર થઈ જાય તેથી આમ ધંધો છોડી ભાગી આવવું જરૂરી નથી અને ભૂલનો પશ્ચાત્તાપ એણે પૂરો કર્યો છે અને એ વાત ગળે ઊતરી ગઈ અને એ પાછો પોતાને ઘેર જઈ ધંધે વળગ્યો છે.'

પરદેશી (બિન અંગ્રેજ) માબાપનાં એ લત્તામાં બાળકો મોટે ભાગે રખડી ખાતાં, કારણ કે ઘરમાં અંગ્રેજી ભાગ્યે જ બોલાતું અને ઘરપાઠમા માબાપની કે કોઈની મદદની જે જરૂર પડે તે મળતી નહિ. એક દિવસ શ્રીમતી બેલ જ્યારે એ લત્તાની શાળા પાસે થઈ પસાર થતાં હતાં ત્યારે તેમણે થોડાં છોકરાને બાગમાં રમી ખાતાં જોયાં એટલે તેમની પાસે જઈ તેમને કહ્યું, 'બધાં નિશાળે જાવ જોઈએ, નિશાળેથી છૂટો એટલે મારે ત્યાં આવજો. હું તમને સૌને ઘરપાઠમાં મદદ કરીશ.' શરૂઆતમાં તો થોડાં જ બાળકો બેલને ત્યાં આવ્યાં પણ જેમ જેમ ડોસીની પ્રતિષ્ઠા બાળદુનિયામાં ફેલાવા લાગી તેમ તેમ બેલને ત્યાં નિશાળ જામવા લાગી. પછી તો સવારથી એક

વામ્યા સુધી એલની નિશાળ ચાલતી અને ડોસી અપૂર્ણાંક પદચ્છેદ, અને ઉચ્ચારશુદ્ધિ વગેરે અઘરી બાબતો પણ એવી ખૂબીથી શીખવતી કે છોકરાં એને છોડતાં જ નહિ. એલની નિશાળમાં કશી શિક્ષા પણ નહિ. ડોસી કહેતી કે આ તો તરતાં શીખવા જેવું છે. પ્રયત્ન કરતા રહો એટલે આપોઆપ આવડી જાય.

શ્રીમતી એલને આ બધું કરવાની શ્રધ્ધા અને બળ પ્રભુ પ્રત્યેના અડગ વિશ્વાસમાંથી મળતાં. એની આ વાતનું તાદૃશ ઉદાહરણ ગેબ નામના એક આદમીને હાથે થતી ખરાબી તેણે અટકાવી તેમાથી મળી રહે છે.

ગેબ ચાલીસેક વર્ષનો ઊંચો, પડછંદ કાયાનો, અબૂધ આદમી હતો. તેનું મન બાળકના જેવું ચંચળ હતું. તેને સૌ કોઈ ઓળખતું. આમ તો એ નિર્દોષ અને રમતિયાળ હતો. અને કોઈ એને કશું કામ સોંપે તો આનંદથી કરતો. શ્રીમતી એલની ટોપલી લઈને તો એ ઘણી વખત તેમની સાથે ઘેર ઘેર ફરતો.

આ ગેબ પ્રસંગોપાત બાળકો સાથે માગીને રમતો છતાં એને કદી રમત આવડી નહિ. એમ છતાં બાળકો એને રમવા દેતાં. એની અણઘડ રમતથી કંટાળી એક દિવસ એક છોકરો જોરથી બોલી ઊઠયો : 'તને અમારી સાથે નહિ રમાડીએ. તું તો ગાંડો છે, ગાંડો.'

બસ, પતી ગયું. કોઈને ય ખબર પડે તે પહેલાં તો ગેબે ત્રણ જણને ગબડાવી પાડચા અને અને દોડતા જઈ પોતાના હાથમાં બેટ પકડી લઈ તે દીવાલની ઓથે બેટ ઉગામી ઊભો રહી ગયો. શું કરવું તેની કોઈને સમજ પડી નહિ અને એ ગાંડા ચક્રમ પાસેથી બેટ પડાવી લેવાની હિંમત પણ કોણ કરે ? લોકોનું ટોળું જામતું. અને સૌ ભયવિહ્વલ થઈ નિહાળવા લાગ્યા.

પોલિસે આવી ગેબ તરફ રિવોલ્વર તાકી કહ્યું, 'બેટ નીચે ફેંકી અહીં આવ.'

# સ્વપ્નસિદ્ધિ

પૂર ઝડપે એક મેલગાડી દોડી રહી હતીઃ તેના એક ડબામાં સાઠ વર્ષ વિતાવી ચૂકેલો એક પુરુષ અને એની પુત્રી પોતપોતાના કામમાં મશગૂલ હતાં. પેલો વૃદ્ધ કેટલાંક અગત્યનાં કાગળિયાં ઉથલાવી રહ્યો હતો ત્યારે પુત્રી 'આર્યવિન હો' નામની સ્કોટની એક નવલકથા વાંચી રહી હતી.

કાગળ ઉથલાવતાં ઉથલાવતાં વૃદ્ધે અચાનક ઊંચું જોયું અને પુત્રી તરફ નજર પડતાં પૂછ્યું, "બેટા, શું વાંચે છે!"

"આર્યવિન હો", જવાબ મળ્યો.

"એકાદ વાક્ય વાંચી બતાવ જોઈએ."

પુત્રીએ વાક્યની શરૂઆત કરી. વૃધ્ધે એ શબ્દો પકડી લઈ બોલવા માંડયું. વૃદ્ધ બોલતો જાય અને યુવતી પુસ્તકમાં જોતી જાય. લીટીએ લીટી બરાબર! એમ કરતાં કરતાં પ્રકરણ પછી પ્રકરણ વૃદ્ધની જીભેથી સરવા માંડયાં. યુવતી તો દંગ થઈ ગઈ.

એનો ઘટસ્ફોટ કરતાં વૃદ્ધે કહ્યું, "ઓગણીસ વરસની ઉંમરે હું અંગ્રેજી ભણ્યો ત્યારે આ આખું પુસ્તક મારે મોઢે થઈ ગયેલું. આજે ગ્રામોફોનની રેકર્ડ પર પીન મૂકતાં જૂનો અવાજ ગુંજી ઊઠે છે તેમ, સ્મૃતિનાં પાછલાં પડ ઉખેળતાં મને આખું પુસ્તક યાદ આવી જાય છે અને વાચતો હોઉં તેમ મારાથી બોલી જવાય છે."

આવી અજાયબ યાદશક્તિ ધરાવનાર આદમી હતો હેન્રી સ્લીમેન. દુનિયાનો એ પ્રખર ભાષાવિદ્ અને પુરાતત્ત્વવિદ્. જાતે એ જર્મન. દુનિયાની અઢાર ભાષાનો એ ખા જેવો. દરેક ભાષાના નિદાન બે પુસ્તકો એની જિહ્વાગ્રે બેઠેલાં! યુરોપના મહાકાવ્ય ઇલિયડની કાર્યભૂમિ ટ્રોય શહેરને ખોદી કાઢી જગતને ચરણે ધરનાર અને મ્યાસીની પાસેથી આગામેમ્નોનની પુરાણી કબર, ભૂમિના પેટાળમાંથી બહાર લાવનાર વિચક્ષણ પુરુષ પણ એ જ.

એ આઠ વર્ષનો હતો ત્યારે સન ૧૮૩૦ માં એક દિવસ એના

પિતાએ પોતાના દેવળમા બેઠા બેઠા. વિસુવિયસ જ્વાળામુખીએ દાટી દીધેલા પોમ્પી શહેરનુ ખોદકામ તે વખતે ચાલતુ હતુ, તેની વાત કરી અને કહ્યુ, "બેટા, મહાકવિ હોમરનું અમર કાવ્ય ઇલિયડ અને તેમા આવતી ટ્રોયના યુદ્ધની વાત તુ વાચી જજે હો!"

આ વાત સાભળી એ નાનો છોકરો એકદમ બોલી ઊઠ્યો, "તો તો કદાચ પોમ્પીની માફક એક દિવસ ટ્રોય પણ ખોદી કઢાશે!"

એના પિતાએ માથું ધુણાવતાં ધુણાવતા કહ્યું, "અરે ટ્રોય હોય તોયે, હજારો વર્ષ પહેલા ભસ્મીભૂત થઈ દટાઈ ગયેલુ! એ ક્યાથી જડે?"

થોડા દિવસ પછી એ છોકરો દોડતો દોડતો પિતાની ઓરડીમા દાખલ થયો અને કહેવા લાગ્યો, "જુઓ, જુઓ, તમે કહેતા હતા પણ ટ્રોય શહેરનુ આ ચિત્ર જુઓ. એની દીવાલો કેટલી મજબૂત અને જાડી છે અને એનો દરવાજો તો દેખો એ તો પથ્થરનો બનેલો છે. એ કઈ બળી જતો હશે?"

ઠંડુ પાણી રેડતા પિતાએ કહ્યુ "અરે! આ તો કોઈ ચિત્ર કારની કલ્પનાનુ સર્જન છે. ટ્રોય, એવું જ હોય, એવુ કાઈ નહિં!"

છતાયે બાળક પોતાના સ્વપ્નામા રાચતો રાચતો મક્કમતાથી બોલ્યો, 'ના, ના, ટ્રોય છે તો ખરું જ. ક્યાક તો હશે જ."

આઠ વર્ષની ઉમરે કરેલી કલ્પનાને એ બાળક તે પછીના સુડતાલીસ વર્ષ વળગી રહ્યો અને છેવટે સન ૧૮૭૪ના જૂનની પંદર તારીખે ટ્રોયના અવશેષો ભૂતળમાથી ખોદી કાઢી તેણે દુનિયાને બતાવ્યા ત્યારે જ જપ્યો.

એ બાર વરસનો થયો ત્યારે નિશાળ છોડી એને આજીવિકા માટે ધધે લાગવુ પડ્યુ એક ગાધીને ત્યા ઉમેદવાર તરીકે એ દાખલ થયો અને ખાવાપીવાના પગારે જ ચાર વરસ એને સવારના પાચથી રાત્રિના અગીયાર સુધી મહેનત કરવી પડતી.

પાંચમે વરસે જ્યારે એને થોડો પગાર શરૂ થયો ત્યારે કમનસીબે એક દિવસ એક ઘણું ભારે પીપ ઉઠક્ષાવી આઘુંપાછું કરતાં એની છાતીમાં ઈજા થઈ. પરિણામે એનાથી વજન ઊંચકી શકાતું નહિ એટલે ગાધીએ એને તગેડી મૂકયો. ત્યાંથી એ હેમ્બર્ગ શહેરમાં પહોંચ્યો અને મહામહેનતે વેનીઝુવેલા જતા એક વહાણમાં એને કેબીનબોય તરીકે નોકરી મળી.

એક દિવસ સુપ્રભાતે એમની જલયાત્રા શરૂ થઈ. બંદરમાં લાંગરેલું વહાણ મુક્ત થતાં પાણીની સપાટી પર સરવા લાગ્યું. પણ એ નાનું વહાણ માંડ બારામાંથી નીકળી વિશાળ સમુદ્રની છાતી પર વિહરવા લાગ્યું ત્યાં તો એક ભયંકર ઝંઝાવાતે એને ઉથલાવી નાખી એના ચૂરે ચૂરા કરી નાખ્યા. પેલા છોકરાના હાથમાં એક પીપ આવી ગયું અને એને એ વળગી પડચો. પીપે ચોટેલાં એ છોકરાને કલાકો સુધી એ ઠંડા હિમ દરિયામાં પવને ફંગોળ્યા કર્યો અને એવા જ એક મોજાએ અધમૂઆ છોકરાને એક સુક્ષણે હોલેન્ડના કિનારાની રેતી પર ફેંકી દીધો. એ અધમૂઈ દશામાં કોઈકની નજરે એ ચઢ્યો એટલે એને બે જર્મન એલચી કચેરીમાં સોંપ્યો. જર્મન એલચીએ એને બે રૂપીયા આપી આમ્સ્ટર્ડામ જવા કહ્યું એટલે ઘવાયેલો અને ઉઝરડાવાળો એ ત્યાં કામની શોધમાં પહોચ્યો ત્યારે એ દેશની ભાષા એને સાવ અપરિચિત હતી.

એક સંદેશવાહક તરીકે એને નોકરી મળી પણ એમાંથી એનું માંડ પુરું થતું, છતાં એને ફરવાનું–ઘૂમવાનું ખૂબ મળતું. હરેક મહોલ્લા કે શેરીને ખૂણે એ ઊભો રહે ત્યારે ગજવામાંથી ચોપડી કાઢી એ પરદેશી ભાષાનો એક શબ્દ શીખી લેતો. એમ દરરોજ કેટલાય શબ્દ એ શીખી જતો અને પહેલા વર્ષને અંતે તો એણે ડચ, અંગ્રેજી અને ફ્રેંચ ભાષાને પોતાની બનાવી લીધી. અને પછી ત્યાં જ એણે સ્પેનિશ, ઈટાલિયન અને પોર્ચુગીઝ ભાષા પર પ્રભુત્વ

જમાવી લીધું. એણે નિયમ કરેલો કે એક ભાષા ૭ અઠવાડિયામાં શીખી લેવી અને એ નિયમનું એણે ચુસ્ત પાલન કર્યું.

આટાફેરાના આ ધંધામાં એને કંઈ લાભ ફાવ્યું નહિ, પણ સાત ભાષા ભણેલી એ છોકરે એક વખત એક આયાત-નિકાસ કરતી પેઢીના દ્વાર, નોકરીની શોધમાં ખખડાવ્યા ત્યારે એના પાસા પોબાર પડ્યા. એણે પત્રવ્યવહાર અને નામું સંભાળી શરૂઆત કરી. બે વર્ષમાં મેનેજરપદ લગભગ એ પહોંચી ગયો. દરમિયાન રશિયન ભાષા એણે પઢી લીધી અને બીજાં બે વર્ષમાં તો પેઢીના પ્રતિનિધિ તરીકે એને સેંટપીટર્સબર્ગમાં મોકલ્યો. સત્તાવીસ વર્ષની ઉંમરે એણે પોતાની આગવી પેઢી સ્થાપી અને શરૂઆતથી જ સમૃદ્ધિદેવી એને વરી ચૂકી.

ભાષા માટેની એની અદ્ભુત શક્તિને કારણે એ વિશ્વ નાગરિક જેવો થઈ ગયો. એ આખી દુનિયામાં ફરી વળ્યો અને જ્યાં ગયો ત્યાં એને ઘર જેવું જ થઈ ગયું. ધંધામાં પણ પ્રામાણિકતા અને વ્યાજબી ભાવ માટે એણે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી અને ઋજુતા માટેનો એનો આગ્રહ એટલો ભારે હતો કે કદીક કદીક એ મનસ્વી અને આપમતીલો બની જતો. એની પોતાની ઝડપ અને તેજસ્વિતાને કારણે ધીમા લોકોને એ સાંખી પણ શકતો નહિ.

ધંધા માટેની એની લગની ભારે હોવા છતાં એ ધંધામય બની ગયો નહિ. તેના હૃદયને ખૂણે પડેલી વિદ્યા માટેની એની ઉત્કંઠા, ધંધાની દૃષ્ટિએ સફળ એવા જીવનગાળામાં પણ એને કોરી ખાતી. એટલે સમય મળ્યે પોતાનો વિદ્યાભ્યાસ એ વધારતો જ જતો. પરિણામે પ્રાચીન અને આધુનિક ગ્રીક ભાષા પર પકડ જમાવી. એ એરેબિક પાછળ પડ્યો અને આખું કુરાન મોઢે કરી દીધું. એરેબિક પરના પોતાના પ્રભુત્વની કસોટી કરવા તેણે મક્કા હજ કરવા જવાનું ઠરાવ્યું અને પકડાઈ જવાય તો કાફર તરીકે મૃત્યુ ન મળે તે ખાતર તેણે સુન્નત કરાવ્યું; દેશી પોશાક ધારણ કર્યો. ગળામાં કામળો નાખ્યો અને મક્કા પહોંચ્યો, કાબામાં શુદ્ધ એરેબિક ઉચ્ચાર સહિત આખા

કુરાનનો મુખપાઠ કર્યો.

એ તાલીસમે વર્ષે ધંધો બંધ કરી ટ્રોય શહેરની દીવાલો શોધવા એ નીકળી પડચો. એની આ ધૂનની વાત જાણી સૌ પુરાતત્ત્વવિદો હસવા લાગ્યા. કોઈ કહેવા લાગ્યા કે ટ્રોય તો એક કથામાં અસ્તિત્વ ધરાવતું શહેર હતું. તો કોઈ એણે બતાવેલી જગાની સંપૂર્ણ અસંભવિતતા પૂરવાર કરવા મથતા હતા.

એ રીતે સૌ એને તરંગી તરીકે હસી કાઢતા હતા પણ એ તો રોજ ઇલિયડ હાથમાં લઈને એમાં વર્ણવેલી જગા પર ફરતો: જાણે કે ઇલિયડ જગાના નકશા બતાવતું પુસ્તક ન હોય! અને પુસ્તકના લખાણને આધારે એણે નક્કી કર્યું કે પુરાણું ટ્રોય શહેર હેલ્સપોન્ટના કિનારા પાસેની ટેકરી નીચે જ હોવું જોઈએ. અત્યાર સુધીના સૌ વિદ્વાનો એનું સ્થાન-જો સ્થા । ખરેખર હોય તો—બીજે બતાવતા પણ એણે તો જાહેર કર્યું કે ગ્રીક લોકો દિવસમાં બેત્રણ વાર વહાણમાંથી શહેરમાં અને શહેરમાંથી વહાણમાં જતાં અને ઓડિસિયસ સમરભૂમિ પર જવા નીકળ્યો ત્યારે રસ્તામાં તેના કાન પર ભીની જગામાં રહેનાર પક્ષીના સૂર પડચા હતા એટલે એ, એ કિનારા નજદીકની ટેકરી નીચે જ હોવું જોઈએ

ખોદકામ શરૂ કરતાં પહેલાં પોતાની આ વાતમાં શ્રદ્ધાન્વિત એવા એક સાથીની એને જરૂર હતી અને એ સાથી કોઈ એવી ગ્રીક છોકરી હોવી જોઈએ કે જે ગ્રીક ભાષા અને ઇલિયડ બન્ને સારી પેઠે જાણતી હોય. એટલે એણે પોતાના એક પાદરી મિત્રને લખ્યું કે, "મારે માટે એક પત્નીની પસંદગી કરી મને ખબર આપો. એ પત્ની ગરીબ હોય તેનો વાંધો નથી પણ જરા ભણેલી જોઈએ અને 'હોમર' માટે પ્રેમ જોઈએ. એનો ચહેરો વગેરે ગ્રીક જાતનો, એના વાળ કાળા હોવા જોઈએ, અને એનું હૃદય પ્રેમાળ હોવું જોઈએ."

પેલા પાદરીએ એને તરત પોતાનાં સગાંની દીકરીઓની છબિઓ મોકલી તેમાંથી સત્તર વરસની સોફિયા નામની એક છોકરી તેણે પસંદ

કરી અને એને પરણવા' એ એવેન્સ પહોંચ્યો. પરણવા પહેલાં એની પરીક્ષા લેવા એણે એની જૂની 'ગ્રીકમાં લખાયેલ એક લાંબો ફકરો હોમરના પુસ્તકમાંથી મોઢે બોલી જવા કહ્યું. સોફિયા કડકડાટ એ બોલી ગઈ એટલે એણે પૂછ્યું, "વારુ, સોફિયા, તું મને પરણવા કેમ તૈયાર થઈ છે?"

"મારા પિતાએ મને કહ્યું કે તમે પૈસાદાર છો એટલે." સોફિયાએ ભોળાભાવે કહ્યું

બસ, થઈ રહ્યું. રાતોપીળો થતો, પગ પછાડતો એ ઘર બહાર નીકળી ગયો પણ સોફિયાના શાંત જાદુની એના પર અસર થઈ ચૂકી હતી એટલે એનાં મનામણાં સંભવિત બન્યાં અને એ પરણ્યો!

પરણીને બિચારી એ સોફિયાને મધુરજની માટે એ ક્યાં લઈ ગયો, ખબર છે! ઇટાલી અને ફ્રાન્સનાં બધાં સંગ્રહસ્થાનોને ચક-રાવે એને એણે ચઢાવી અને તે પણ પરદેશી ભાષા એને શીખવાડીને. એ બાબતમાં એ એવો તો લાકડા જેવો હતો કે એ એની જોડે, એને ફ્રેંચ ભાષા શીખવવા ફ્રેંચમાં જ વાત કરે! અને એને ફ્રેંચ આવડી રહ્યું ત્યાં એણે અંગ્રેજીનું નાટક શરૂ કર્યું. એટલે શરૂઆતનાં થોડાં વર્ષ, એના જેવા અથાક અને અધીર માણસ જોડે રહેવું એ પણ જુવાન સોફિયા માટે એક મહાન કસોટીરૂપ હતું. અરે, એની છોકરીને પણ એ એવી જ સખતાઈથી રાખતો. પોતાની સાથે સવારે પાંચ વાગે ઉઠાડે, શિયાળાની ઠંડીમાં સવારે પાંચ માઈલ ઘોડેસવારી કરાવી દરિયા કિનારે એને લઈ જઈ એને ત્યાં સમુદ્રમાં પોતાની સાથે સ્નાન કરાવે! પોતાના કુટુંબને રહેવા એણે મહેલ જેવું વિશાળ ઘર બંધાવ્યું પણ એમાં ફર્નિચરનું નામનિશાન ન મળે. એ પોતે ઊભાં ઊભાં, ઊંચા ઘોડા પર પુસ્તક મૂકી વાંચતો કે લખતો: ફર્નિચરની જરૂરિયાતનું એને ભાન કરાવવા એક વખત એની પત્નીએ એને જન્મદિન નિમિત્તે એક આરામ ખુરશીની ભેટ આપી ત્યારે એણે એને બાગમાં મૂકાવી દીધી.

આરોગ્ય માટેની એની ચીવટ અનૂઠી હતી. જ્યારે એના નાના દીકરાને ખ્રિસ્તીવિધિથી નવાડતા હતા ત્યારે પવિત્ર પાણીમા થર્મોમીટર મૂકી જોયું અને પાદરીઓ ગુસ્સે થઈ ઊઠ્યા. એની પત્નીની નરમાશભરી સમજાવટે પાદરીઓને ટાઢા પાડ્યા ત્યારે વિધિ પતી.

આટલો કડક દેખાવા છતાં એનું હૃદય ખૂબ પ્રેમાળ અને કૂણું હતું. તેના હૃદયની વિશાળતા અને ઉદારતા તો ઘણાં ભારે હતાં. ખૂબ સમૃદ્ધિ અને રિદ્ધિ પ્રાપ્ત કર્યાં છતાં એ હંમેશ નમ્ર રહ્યો હતો.

પ્રાણીઓ અને ફૂલો માટેનો એનો પ્રેમ અતિઘણો હતો. એક દિવસ એની દીકરીએ એક ફૂલની કળી તોડી એટલે એ એને બહાર લઈ જઈ કહેવા લાગ્યો, "જો તેં તોડેલું ફૂલ એકાદ દિવસમાં કરમાઈ જશે પણ એને ચૂંટયું ન હોત તો આ બીજાની માફક પૂર્ણતયા ખીલી એ કેવું શોભી ઊઠત !" એની દીકરીએ જિંદગીમા કદી ફરી ફૂલ ચૂંટયું નહિ.

પછી તો એ ટ્રોય શહેરના ખોદકામ માટે તુર્કી સરકારની જરૂરી મંજૂરી મેળવવા કોન્સ્ટાન્ટીનોપલ પહોંચ્યો, અને એક દુભાષિયા દ્વારા એણે વાતચીત શરૂ કરી અને જાતે જ તુર્કી ભાષામાં વાત કરી એ વાટાઘાટોની પૂર્ણાહુતિ કરી.

ત્યારેપુરાતત્ત્વ વિદ્યા બાળક અવસ્થામાં હતી અને ખોદકામની પદ્ધતિ શરૂઆતની દશામાં હતી. પણ એણે તો સો માણસોની ટુકડી કામે વળગાડી સો ફૂટ પહોળી એક ખાઈ ખોદવાનું શરૂ કર્યું. ત્રણ વરસ એનું એ ખોદકામ ચાલ્યું અને એ ટેકરી નીચે એક ઉપર એક એવાં નવ શહેર ચણાયેલાં માલૂમ પડ્યાં. એમાં નીચેથી બીજા શહેરનો દરવાજો બળેલો હતો અને એની દીવાલો હોમરના ટ્રોયની દીવાલો જેવી હેન્રીને લાગી. એ અવશેષોમાં એક મહેલ પણ જડ્યો પણ એ હોમરના મહેલ કરતાં નાનો હતો અને એમાંથી વર્ણન પ્રમાણે કોઈ ખજાનો હાથ લાગ્યો નહિ. એણે એમ માન્યું કે હોમરે થોડી અતિશયોક્તિ કરી હશે અને કવિ તરીકે એ માટે એને માફ કરવો જોઈએ.

છતાં જ્યારે એણે જાહેર કર્યું કે ૧૮૭૪ના જૂનની પંદરમી તારીખે એ ખોદકામ બંધ કરશે ત્યારે એની જાહેરાતમાં રહેલી દુઃખની લાગણી છતી થયા સિવાય રહી નહિ.

ચૌદમી જૂને વહેલી સવારે એ અને એની પત્ની એ ઊંડી ખાઈમાં બળી ગએલી દીવાલ પાસે ઊભાં હતાં. હંમેશ મુજબ સવારે પાંચ વાગ્યે એમણે કામ શરૂ કરેલું અને તે વખતે પૂર્વમાંથી સૂરજ ડોકિયાં કરતો હતો. એના કિરણથી એ પુરાણી રાખના એક ધાતુનો કકડો ચળકી ઊઠ્યો. એના પર નજર પડતાં જ હેન્રીએ એની પત્નીને કહ્યું; "જા, જા, અને જાહેર કર કે હવે વિસામો આપવામાં આવે છે."

આશ્ચર્યથી તાજુબ થયેલી એણે વળતો સવાલ કર્યો, "અરે અત્યારે સાત વાગ્યે વિસામો કેવો ?"

"અરે, જા, જા, એમને કહે છે કે આજે મારો જન્મદિન છે એટલે એક દિવસની વધુ છૂટી મળે છે; અને પાછાં વળતાં તું રાત્રે ઓઢે છે તે શાલ લેતી આવજે."

હંમેશાં એના હુકમને માનવા ટેવાયેલી તેની પત્ની વધુ કંઈ બોલ્યા સિવાય ચાલી નીકળી. તે પાછી આવી ત્યારે તો એ ઘૂંટણીએ પડી, છરી વડે જમીન ખોતરી રહ્યો હતો. એના માથા ઉપર તોળાઈ રહેલા મોટા ખડકનું ભાન પણ એને રહ્યું નહોતું. એની પત્નીએ બધી વાત પામી જઈ પેલી શાલ પાથરી દીધી અને એ શાલમાં દુનિયાને દંગ કરી દેનાર ખજાનો ઉભરાઈ રહ્યો. એ શાલ ખભે નાખી પોતાની ઓરડીમાં લઈ જઈ એણે બધી ચીજો મેળવી જોઈ તો એમાંથી બે મોટા સોનાના મુગટ, ચોવીસ સોનાના હાર, છસો ગ્રામ વજનનો એક સોનાનો જામ, એક સોનાનો શીશો, ૪૦૦૬ ચંદ્રક, ૧૨૨૭૧ વીંટીઓ તથા એરીંગ, બટન, અને મૂર્તિઓ તો પાર વગરની હાથ લાગી. આઠ વરસની ઉંમરે એને આવેલું સ્વપ્ન શબ્દશઃ સાચું પડ્યું અને પુરાતત્ત્વવિદ્ દુનિયાએ એના આગળ પોતાનું શીશ ઝુકાવ્યું.

એ સમયે એ એવો ગેલમાં આવી ગયો કે કીમતીમાં કીમતી ઝવેરાત થાલમાંથી લઈ લઈ એની પત્નીને ગળે, માથે, હાથે, પગે લગાડવા મંડી પડયો. એને આખી રત્નોથી મઢી દીધી. જાણે એ એમ કહેવા ન માગતો હોય કે એનું શ્રેય એની પત્નીને પણ ઘણું ઘટે છે.

ટ્રોયથી સીધો મ્સારીની પહોંચ્યો અને પુસ્તક હાથમાં લઈ આંટા મારતાં મારતાં આગામેમ્નોનની કબરની જગા એણે નકકી કરી. ફરીને એક વાર પંડિતોએ એની મજાક ઉડાવી પણ એણે એ ગણકાર્યા સિવાય ખોદ્યે રાખ્યું. આ વખતે એને વિજયશ્રી જલદી વરી નહિ અને નિરાશ થઈ છોડી દેવાનું એ નક્કી કરતો હતો ત્યાં એક દિવસ હાડપિંજર સાથેની છ કબર એને હાથ લાગી અને એ કબરોમાંથી એને જે ઘરેણાં અને જરઝવેરાત હાથ લાગ્યું એ તો ટ્રોયમાંથી જડેલા ઝવેરાત કરતાં પચાસગણું વધારે હતું.

દુનિયા એની આ સિદ્ધિ જોઈ મોંમાં આંગળાં નાંખી ગઈ અને પથ્થર યુગ પછી એક ઉપર એક ચણાયેલાં પેલાં નવ શહેરોમાંથી ઈલિયડનું ટ્રોય કયું એ નકકી કરવાના વિવાદમાં પડી ગઈ. છેવટે એ પાયાદાર રીતે નક્કી થયું કે નીચેથી છઠ્ઠું શહેર એ જ હોમરનું ટ્રોય છે, પણ હેન્રી તો તે અગાઉ આ દુનિયા છોડી ગયો હતો. છતાં હોમરના ટ્રોયને એક ઐતિહાસિક સ્થળ તરીકે પૂરવાર કરી, તેના પર રચાયેલાં ભૂતકાળનાં ભૂપડને ઉકેલનાર એ બહુભાષી પંડિત અને પુરાતત્ત્વવિદ્દનું નામ ઈતિહાસમાં સુવર્ણ અક્ષરે અંકાયેલું છે.



# અંધ સ્વપ્નદૃષ્ટા

એ ત્રણ વર્ષનો થયો ત્યારે એનાં ભાઈબહેનો જે ચીજો, માણસો કે બનાવોની વાત કરતાં તે બધું તેને વિચિત્ર લાગતું. એમની સાથે ફરવાહરવા છતાં એમાંના કશાનો અનુભવ એને થતો નહિ! ધીરે ધીરે એને સમજાયું કે એ વિચિત્રતાનું કારણ એ છે કે એની આંખોનું તેજ આંખના સોજાના રોગને કારણે કાયમ માટે હણાઈ ગયું છે. જેમ એને માટે જીવનમાં એ મહાકરુણ અપંગતા છે તેમ એના જીવનના ઉદ્ધારની ચાવી પણ એમાં સમાઈ છે.

અંધ દશાથી હારી જવાને બદલે બેવડા જોરથી એણે કામ કરવા માંડ્યું. એના ભાઈબહેનો સાથે એ નિશાળે પણ જવા લાગ્યો અને એ વાંચે તે આખું યાદ રાખવા લાગ્યો. ભાઈબહેનો પાસે વંચાવી આખું કુરાને શરીફ એણે જીભને ટેરવે આણી દીધું અને એની વિદ્વત્તાની એવી ખ્યાતિ પ્રસરી કે એને ખાસ શિષ્યવૃત્તિ મળી. એને કૈરોની અંલઅજાર્દની ધાર્મિક વિદ્યાપીઠમાં એને પ્રવેશ મળ્યો. ઉત્તરોત્તર વધતા જતા એના પાંડિત્ય અને વિદ્યાવ્યાસંગને કારણે એને કૈરો વિદ્યાપીઠમાં પ્રવેશ પ્રાપ્ત થયો અને સન ૧૯૧૪મા યુનિવર્સિટીની સર્વ પ્રથમ પીએચ. ડી. ની ઉપાધિ માન સહિત પ્રાપ્ત કરવાનું બહુમાન તેને મળ્યું. તેનાં તેજને પારખી યુનિવર્સિટીએ પોતાને ખર્ચે તેને પારિસમાં વધુ અભ્યાસ માટે મોકલી આપ્યો અને ત્યાંથી એ એ અંધપંડિત સન ૧૯૧૮માં પાછો ફર્યો ત્યારે પારીસ વિદ્યાપીઠની પીએચ. ડી.ની ઉપાધિ અને પત્ની તરીકે એક ખૂબસૂરત ફ્રેંચ મહિલા લેતો આવ્યો.

એનું નામ ડૉ. તાતા હુસેન. એનું વતન ઇજિપ્ત. ઇજિપ્તના એક નાના ગામના ગરીબ ખેડૂતના તેર સંતાનોમાનો સૌથી કમનસીબ– અંધાપાને કારણે–એ હતો. આજે ભલભલાને ઈર્ષા આવે એવું માનાર્હ-

પદ ૬૪ વર્ષનો એ દૃદ્ધ લેખક અને ક્રાન્તિકાર ઇજિપ્તમાં ભોગવે છે.

ઇજિપ્તની સરકારના પ્રમુખ જ. નજીબ એને માનથી બોલાવે છે. પોતાના સાથીદારોને સાચી દૃષ્ટિ મળે તે ખાતર તેમના વ્યાખ્યાનો એ સાથીદારો માટે જ ગોઠવે છે અને વ્યાખ્યાનને અંતે સૌને કહે છે કે 'આ અંધજનના સોનેરી શબ્દો આપણે નજરમાં રાખીશું તો જ ઇજિપ્તમાં સોનાનો સૂરજ ઊગશે' એક વખત કૈરોમાં સરકારના એક પ્રતિષ્ઠિત એલચીએ સત્કારસમારંભ યોજેલો. એ સમારંભમાં જ. નજીબ મોડા પડ્યા. તેનું કારણ દર્શાવતાં દેશપરદેશના આખા રાજદ્વારી સમુદાયને તેમણે કહ્યું કે મહેરબાની કરી મોડા થવા માટે મને ક્ષમા આપજો. અમારા માર્ગદર્શક ડૉ. હુસેનનું વ્યાખ્યાન હું ચૂકી શક્યો નહિ એટલે મોડું થયું છે!

જ. નજીબ જેવો લશ્કરી મિજાજનો માણસ આ અંધપંડિતને આટલું સન્માને તેનું કારણ તો એ છે કે ઇજિપ્તમાં રાજાશાહીના નિકંદન, લોકશાહીના પ્રસ્થાપન અને મફત કેળવણીના પુરસ્કર્તા તરીકે એ અંધ આખું જીવન ઝઝૂમ્યો છે, રાજાશાહીના સ્તંભોની ખફગી એણે વહોરી છે, જેલજીવનના કષ્ટો વેઠ્યા છે, અને સિદ્ધાંત ખાતર કોઈને નમતું ન આપવાની કૃતનિશ્ચયીતાને કારણે કારમી ગરીબી અને ખેંચ અનુભવી છે. આજે ય ઇજિપ્ત લશ્કરી સરકારના વડાઓને એ છડેચોક સંભળાવે છે કે, "સુવ્યવસ્થા અને શાંતિ એ પૂરતાં નથી. વ્યક્તિગત સ્વતંત્રતાને જોખમે જે સરકાર શાંતિ અને વ્યવસ્થા સિદ્ધ કરે છે તે માણસ જેવા માણસને કીડી જેવો અલ્પ ગણે છે. દરેક માણસને વાણીસ્વાતંત્ર્ય અને વ્યક્તિસ્વાતંત્ર્ય મળવું જ જોઈએ."

ત્રીસ વર્ષ સુધી આ અંધે આવી ને આવી લડત જુલમ અને અજ્ઞાન સામે ચલાવી છે અને રાજા ફરૂકથી માંડી તેના સૌ પ્રધાનોને તેણે સાચી વાત સંભળાવી છે રાજા ફરૂકને પદભ્રષ્ટ કરવા માટેનું જરૂરી વાતાવરણ સર્જવાનું માન પણ એ અંધને ફાળે જાય છે. એની

આ લડતના કેટલાક કિસ્સા આપણે જોઈએ,

પારીસથી પાછા ફર્યા બાદ ડૉ. હુસેનને કેરો યુનિવર્સિટીમા એરેબિકના પ્રોફેસર તરીકે નિયુકત કરવામા આવ્યા વિદ્યાર્થીઓને એમણે સમજાવવના માડયુ કે દરેક વસ્તુનો વિચાર સ્વતત્ર રીતે-પૂર્વ-ગ્રહો કે લાગણીથી દોરવાયા સિવાય કરવો જોઈએ અત્યાર સુધી કુરાનમા આવતી સૌ ગાથો કે પુરાણકથાઓ ઈશ્વરી વચન ગણાતી અને એના વિશે કોઈ શકા લાવી શકતુ નહિ આ અધ પડિતે એક પુસ્તક લખ્યુ અને તેમા પૂરવાર કર્યુ કે ઘણી પૌરાણિક માન્યતાઓ પરીકથા જેવી કાલ્પનિક હતી

એ પુસ્તકે ત્યાના ધાર્મિક જગતમા એવો ખળભળાટ કર્યો કે હુસેન વિરોધી એક મહાવટોળ ફૂકાયો વાત એટની બધી વધી ગઈ કે સરકારને એક તપાસસમિતિ નીમવી પડી તપાસપચે પુસ્તકની સમીક્ષા કરી જણાવ્યુ કે પુસ્તકની વિગતો ચોક્કસ અને પ્રમાણિક માન્યતા પર રચાયેલી છે, છતા પાર્લામેન્ટમાના હુસેનના વિરોધીઓને જપ વળ્યો નહિ પરિણામે એક રાજદ્વારી કટોકટી જન્મી રાજ્ય પ્રધાનમડળે હુસેનને ટેકો આપ્યો અને આ મુદ્દા પર પાર્લામેન્ટમા વિશ્વાસની માગણી કરી બહુમતીએ હુસેનને ટેકો આપ્યો અને વાણી-વિચારસ્વાતત્ર્ય વિરોધી જૂનવાણી ગઢમા હુસેને એક મોટુ ગાબડુ પાડયુ.

સન ૧૯૩૦મા હુસેને કેરો યુનિવર્સિટીના રેકટરપદે ચૂટાયો વાણી સ્વાતત્ર્ય વિશેના એના મુક્ત વિચારોએ એને તે વખતના પ્રજિપ્તના વડા અને લોખડી પુરુષ ઈસ્માઈલ સીદકી સાથે અથડામણમા ઉતાર્યો વડાપ્રધાને ફરમાન કર્યુ કે હુસેને, ગમે તો સરકારની છડેચોક ટીકા કરવાનુ બધ કરવુ વા રાજીનામુ આપવુ ત્યારે હુસેને બહુ લાક્ષણિક જવાબ વાળ્યો, ' આ વ નાનદાર નાહક જીભનો રસ ઉતારો છો ! "

ઈસ્માઈલ ખીજાઈ ગયો અને હુસેનને જગા ખાલી "કરવી પડી છતા શૈક્ષણિક પ્રવૃત્તિઓ પરના બધનો તે નિયમોની કડવી અને આકરી ટીકા એ કરતા જ રહ્યો

એના દીકરાને માંદગી ઘર કરી બેઠી; દાકતરનાં અને દવાનાં બીલ તેની બચત ખાઈ ગયાં અને કારમી ખેંચ અનુભવવી પડી. મિત્રો પાસેથી ઊછીની રકમ લઈ એણે ઢસડવા માંડયું. વિંટબણાનાં આ ત્રણ વર્ષમા એણે અનેક યાતનાઓ વેઠી અને કેદ તથા મૃત્યુનાં જોખમ વહોર્યાં અને સાત પુસ્તકો લખી કાઢ્યાં. એમાંના મોટા ભાગનાં પુસ્તકો પર ઇજિપ્તમાં પ્રતિબંધ મૂકાયો. પણ આખાયે મધ્યપૂર્વમાં એની કીર્તિ પ્રસરી ગઈ. આખરે સીદરી સન ૧૯૩૩માં પદભ્રષ્ટ થયો. અને હુસેન પુનઃ રેકટરપદે નિયુક્ત થયો. ઇજિપ્તની કોલેજમાં વાણી અને વિચારસ્વાતંત્ર્યનો પાયો નંખાયો.

મુસ્કેલીનાં આ વર્ષો દરમ્યા એને દૃઢ પ્રતીતિ થઈ કે ઇજિપ્તમાં લોકશાહીના મંડાણ માટેનો રામબાણ ઈલાજ કેળવણી છે. અને એમાથી જ, મધ્યપૂર્વ અને ઇજિપ્ત માટે તો ક્રાંતિકારી ગણી શકાય તેવો, મફત કેળવણીનો મંત્ર તેણે ગુંજતો કર્યો. ત્યારે પ્રાથમિક શાળાની વિદ્યાર્થી દીઠ વાર્ષિક ફી ઇજિપ્તમાં વીસ પાઉન્ડ જેટલી એટલે કે ત્યાંના એક ખેડૂતની વાર્ષિક આવક જેટલી હતી ! આ ફી સામે હુસેને લડતનો આરંભ કરતાં કહ્યું, "કેળવણી અને વિદ્યા બજારમાં વેચાતી મળતી ચીજો જેવાં ન હોવાં જોઈએ. તે તો હવા ને પ્રકાશની માફક સૌને મળવાં જોઈએ. અને એની ઇચ્છાવાળા કોઈ ને એ દુર્લભ ન હોવા જોઈએ."

"આવા મોજશોખ દેશને પરવડે તેમ નથી." સરકાર તડૂકી ઊઠી.

પણ સરકારનો વાંધો ખર્ચ એકલી બાબત અંગે નહોતો. ફારૂક અને એની ટોળકીને લાગતું હતું કે ગરીબોને લખતાં-વાંચતાં આવડશે તો તેમનામાં અસંતોષ જન્મશે.

હુસેને વળતો જવાબ આપતા જણાવ્યું કે ગરીબોને પોતાની સ્થિતિ પ્રત્યે અસંતોષ પેદા થવો જ જોઈએ, નહિ તો એને સુધારવાનું સામર્થ્ય એમનામાં શી રીતે આવશે ?

હુસેનની આ વાતથી પાર્લામેન્ટની બેઠક ઉઘડી તે સાથે જ સર-કારે જાહેરાત કરી કે આજથી ઈજિપ્તમાં પ્રાથમિક કેળવણી મફત મળશે. હુસેનને માટે આ બસ નહોતું. એને તો માધ્યમિક કેળવણીમાં લેવાતી ફી પણ ખૂંચતી હતી પણ એને સંતોષ એ વાતનો થયો કે શરતનો પહેલો દાવ એ જીતી ગયો હતો.

આ નવી યોજના અમલમાં મૂકવા સરકાર તરફથી હુસેનને કેળ-વણી પ્રધાનના શાસ્ત્રીય સલાહકાર બનવા આમંત્રણ મળ્યું, અને એ પદ પરથી એણે બાળકો માટે મફત દાકતરી સારવારની યોજના અમલી બનાવી, એટલું જ નહિ પણ આજે ૮૦૦૦ વિદ્યાર્થી ધરાવતી એલે-ક્ઝાન્ડ્રીઆ યુનિવર્સિટીની સ્થાપના કરી.

સન ૧૯૫૦માં ઈજિપ્તમાં નવી સરકાર સત્તા પર આવી એણે હુસેનને કેળવણી પ્રધાન બનવા આમંત્રણ આપ્યું એણે જવાબ આપ્યો, "હું પ્રધાન બનું પણ એ શરતે કે ઈજિપ્તને જે કેળવણીની જરૂર છે તે આપવાની મને છૂટ આપો તો" આખરના ચાર્યો નવી સરકારે એ શરત કબૂલ કરી. સૌથી પહેલું કામ એણે કર્યું તે માધ્ય-મિક કેળવણીને મફત બનાવવાનું, અને સત્તર વર્ષ સુધી ફરજિયાત કેળવણીનું. સરકાર સામે હિમાલય જેવો મહાન કોયડો ખડો થયો આટલા શિક્ષકો અને આટલી શાળાઓ ક્યાંથી લાવવા?

હુસેન એની બધી તાકાતથી મંડી કેટલાક ગામોમાં નાના મકાનો એણે ઊભા કરી દીધા તો કેટલાકમાં રહેવાના ઘરને વર્ગમાં ફેરવી નાખ્યા અને ઘણા ટૂંકા સમયમાં ૨૬૦૦ નવા ઓરડા ફાજલ પાડ્યા. શિક્ષકોને તાલીમ આપવા તેણે તાલીમ વર્ગ શરૂ કર્યા અને અઢાર માસમાં ૧૨૦૦૦ શિક્ષકો તૈયાર કરી દીધા

કંજૂસ સરકાર પાસેથી પૈસા મેળવવા એને ભાતભાતની તર-કીબો અજમાવવી પડતી; એમાં સૌથી અસરકારક ઇલાજ એના રાજી-નામાનો હતો પોતાના રાજીનામાનો કાગળ એ કાયમ પોતાના ગજ-વામાં જ રાખીને ફરતો એક વખત શિક્ષકપગાર માટે જરૂરી પચીસ

લાખ પાઉંડની રકમ પ્રધાન મંડળે આપવાની ધસીને ના પાડી ત્યારે તેણે તરત જ પોતો કાગળ ગજવામાંથી કાઢી ધરી દીધો અને બીકના માર્યા પ્રધાન મંડળને રકમ મંજૂર કરવી પડી

કેળવણી પ્રધાન તરીકે તેણે અંગ્રેજી અને ફ્રેંચ સાહિત્યના ઉત્તમોત્તમ પુસ્તકોનું અરબીકમાં ભાષાંતર કરાવ્યું અને સેંકડો જુવાનોને યુરોપ અને અમેરિકા અભ્યાસ અર્થે મોકલી દીધા

આ આખાયે કાળ દરમિયાન એનું સૌથી મહાન વિરોધી બળ રાજા ફરૂક હતો. ફરૂક અને એની મંડળી પર વારંવાર તે જાહેરમાં તૂટી પડતો અને 'ઈજિપ્શિયન ગેઝેટ' નામનું તેનું છાપું સરકારી તંત્રમાં પ્રામાણિકતા, લોકશાહી વગેરેની જે જેરથી એની હિમાયત કરતું કે સરકારે એને બંધ કર્યું 'સરકારી તંત્રમાં પ્રામાણિકતા'—એ શીર્ષકનો એનો લેખ તો એવો તીખો અને તમતમતો હતો. કે એને પકડવામાં આવ્યો, એના પર કોર્ટમાં કામ ચલાવવામાં આવ્યું અને એને દંડની સજા ફટકારવામાં આવી

સરકારનો આવો કડક ટીકાકાર હોવા છતાં રાજા ફરૂકે નીમેલી એક વિખ્યાત વિવેચક સમિતિએ સને ૧૯૪૬માં તેને તે વર્ષના સર્વોત્તમ લેખક તરીકે જાહેર કર્યો અને ૧૦૦૦ પાઉંડનું તેને ઈનામ આપ્યું રાજા ફરૂકને એટલી ચીઢ ચઢી કે પોતે જ નીમેલી સમિતિની ભલામણો તેણે નકારી કાઢી અને આખું ઈનામ રદ કર્યું !

ફરૂકને પદભ્રષ્ટ કરના રચાયેલા લશ્કરી બળવા સાથે તેને કશો સીધો સંબંધ નહોતો તે વખતે તો એટને જુલાઈ '૫૨માં તો એ ટટાનીમાં હતો પણ રાજા ફરૂકને ઉઠાડી મૂકવાના વિચારોનો એ જનક હતો એ સ્પષ્ટ છે આજેય લશ્કરી સરકારને એ ટેકો એ આશાથી આપે છે કે એમાંથી કંઈક સારું અને ઉજળું ભાવિ જન્મશે, છતાં આગળ જણાવ્યું છે તેમ એ લશ્કરી રાજની ટીકા અને લોકશાહીની હિમાયત કરવાની કોઈ તક એ ચૂકતો નથી એટલું જ નહિ પણ આ લશ્કરી સત્તાધારીઓને એ અધારિત પોતાની

વાત મોઢામોઢ સાફ શબ્દોમા સભળાવી દે છે.

એ તો મફત કેળવણીની વાતને જ. નજીમે ટેકો આપેલો. પરિણામે આજે ઇજિપ્તમા વિદ્યાર્થી સંખ્યાનો ૧૯૦૦૮૭૭ જેટલો વિક્રમ નોધાયો છે.

અત્યારે હુસેન પોતાના કુટુબ સાથે કેરોના એક શાત વિસ્તારમા એક સામાન્ય ઘરમા રહે છે પોતાનો સમય તે લખવામા કે ઇજિપ્તના બધારણ પણ વ્યાખ્યાન આપવામા ગાળે છે.

રોજ એ કોઈ ને કોઈ પાસે પુસ્તકો વચાવે છે અને સાભળે છે. એના ઘરની ચારે દીવાલો હજારો ફ્રેચ, અરેબીક અને ગ્રીક પુસ્તકોની હારની હારથી ઢકાયેલી છે. એના લખાણુ એટલા ઉત્તમ છે કે ૧૯૪૭નું નોબલ ઈનામ મેળવનાર ફ્રેંચ નવલકથાકાર એન્દ્રીને જ્યારે તેના અનુગામી પુરસ્કાર વિજેતાનું નામ સૂચવવા કહેવામા આવ્યુ ત્યારે તેણે હુસેન એકલાનું જ નામ આપ્યુ

અધ ડો હુસેનને ઇજિપ્તની સર્વ માનાર્હ ઉપાધિ મળી ચૂકી છે, એટલુ જ નહિ પણ આકસફર્ડ, રોમ લાયોન્સ અને બીજી પર દેશની યુનિવર્સિટીઓએ તેને માનદ ઉપાધિઓ આપી ગૌરવ અનુભવ્યુ છે ફ્રેચ, બેલ્જિયન અને ગ્રીક સરકારોએ તેને ખાસ ઈનામો આપી તેની કદર કરવાનુ માન લીધુ છે ગયે વર્ષે તેને સયુક્ત રાષ્ટ્રસઘની કેળવણી વિષયક વૈજ્ઞાનિક અને સાસ્કૃતિક પરિષદના ડિરેકટર જનરલ બનાવવા ચક્રો ગતિમાન થયા ત્યારે ઈજિપ્તની નજીબ સરકારે એ ચક્રોને અટકાવ્યા એના સમર્થનમા એ સરકારે રજૂ કરેલી દલીલ આ રહી: "ઈજિપ્તને હુસેનની ગેરહાજરી પાલવે તેમ નથી!"



# જીવતો બૉમ્બ

સને ૧૯૪૦ના જૂનની એકવીસમી તારીખ હતી. ફ્રાન્સની શરણાગતિ માટેની જર્મન શરતો જ્યારે ફ્રાન્સની ધરતી પર વંચાતી હતી ત્યારે બ્રિટિશ પૂરવઠા ખાતાની રવેશીમાં એક વિચિત્ર આદમી બેઠો હતો. એના શરીર પર મેલના થર જામ્યા હતા; દિવસોથી ઊંઘ્યો ના હોય તેવી લાલચોળ એની આંખો હતી અને પખવાડિયાથી એણે દાઢી કરી હોય તેમ લાગતું નહોતું. ફ્લેનલનું એનું પાટલૂન મેલુંદાટ હતું, સિપાઈ કોટ ચીંથરેહાલ થઈ ગયો હતો અને પહોળી કાળી કિનારવાળી હેટ એણે પહેરી હતી. એટલે એ કોઈ કોર્સિકન લૂટારા જેવો લાગતો હતો.

પૂરવઠા પ્રધાનને એ મળવા માગતો હતો એટલે પટાવાળાએ એને મુલાકાત અરજી ભરવા કહ્યું. એણે તો એ અરજીપત્રમાં ટૂંકી ને ટચ એવી બે જ વિગતો ભરી આપી. મુલાકાતના કારણમાં જણાવ્યું: 'હીરા' અને મુલાકાત લેનારનાં પૂરાં નામઠામ સામે લખ્યું: 'સફોક'.

આ જોઈ દરવાન બોલી ઊઠ્યો, "અરે તમારું નામ લખો નામ, ગામને શું કરવું છે?" પેલો મુલાકાતી તો સ્થિતપ્રજ્ઞની જેમ જવાબ વાળવા સિવાય બેઠો જ રહ્યો. એટલામાં એનો કોટ ઊઘડી ગયો અને એની છાતી પર ભેરવેલી બે લાંબી મોટી પિસ્તોલો ડોકિયાં કરવા લાગી એટલે પેલો દરવાન અરજીપત્ર લઈ અદૃશ્ય થયો.

ટેલિફોનના દોરડાં તાત્કાલિક ઝણઝણી ઊઠ્યાં અને પેલા વિચિત્ર આદમીને પૂરવઠા પ્રધાન પાસે લઈ ગયા ત્યાં જ એ કહીએ–વિવેક પૂરતીયે પ્રસ્તાવના કર્યા સિવાય બોલ્યો, "મારી પાસે થોડાક હીરા છે. એનું શું કરવું છે?"

પ્રધાને પૂછ્યું, "ક્યાંથી લાવ્યા?"

પોતાની સિગારેટ ફ્રાન્સની દિશામાં ધરતાં ધરતાં એણે ઉમેર્યું, "હજુ તો બહાર મોટરમાં કેટલાય પડ્યા છે!"

પ્રધાન તો ચોકી ઊઠ્યા પણ તપાસ કરાવી તો વાત સાચી હતી એટલે એ બધા હીરા ખાસ ગોકિયાતો સાથે બેંકમાં મોકલી આપવાની વ્યવસ્થા કરી હજુ તો એ સ્વસ્થ થયા નહોતા ત્યાં પેલા આદમીએ એક લાંબા સિગારેટ હોલ્ડરમાં સિગારેટ નાખી એને સળગાવતાં સળગાવતાં કહ્યું 'હવે મને નૌકાખાતાના પ્રધાનનો ભેટો કરાવી આપો. હજુ તો ઘણા બધા હીરા ફ્રાન્સના કિનારા પર સંતાડી હું આવ્યો છું. તે લઈ આવવા એક ક્રુઝર (લડાયક જહાજ) મારે જોઈએ છે."

બધા અમલદારો ઊંચાનીચા થઈ ગયા. ફ્રાન્સ પડું પડું થઈ રહ્યું હતું. મિત્રરાજ્યોનું આખું લશ્કર વહી લાવવાનું હતું. ઇંગ્લેન્ડ પર જર્મન આક્રમણની નોબતો સંભળાતી હતી. તે પ્રસંગે નૌકાખાતાના પ્રધાનને મળવું એ કેટલું મુશ્કેલ કામ?

છતાં એનું નામ સાંભળી એને નૌકાપ્રધાને મોનાયો તો ગંદા ગોબરા અણઘડ દેખાતા એ આદમીને જોઈ એ ધ્રૂજી ઊઠ્યો અને એની હીરાની વાત સાંભળી એનો રહ્યોસહ્યો વિશ્વાસ પણ ઊડી ગયો. 'રણમાં મોતી શોધવા માટે એની ક્રુઝર તૈયાર નથી' એમ ચોખ્ખું સંભળાવી એ જવા તૈયારી કરતો હતો ત્યાં તો પેલા માણસે જરા પણ ખચકાયા સિવાય એના ટેબલ પર એક નકશો પાથરી દીધો અને એમાં આંગળી કરી કહ્યું : એ બધો મસાલો અહીં પડ્યો છે. તમારું વહાણ ત્યાં પહોંચી સિગ્નલ કરશે એટલે બસ થશે' એ નકશો અને એની ઝીણીઝીણી વિગતો જોઈ પ્રધાન ઓર વિસ્મિત થઈ ગયો. એના નૌકાખાતામાં પણ આવી વિગતો બતાવતો નકશો ન હતો.

સુનાકાતી મુલાકાત પૂરી કરી બહાર ચાલ્યો. તે સાથે જ બંદર માંથી એક લડાયક જહાજ ફ્રાન્સના કિનારા ભણી ઊપડી ગયું અને ત્રણ દિવસ પછી હીરા ઉપરાંત બીજી ઘણી અલભ્ય એવી ચીજોના મોટા જથ્થા સાથે પાછું ફર્યું. પેલે બતાવી હતી તે જ જગાએ એ બધું હતું અને એક માણસ એની ચોકી કરી રહ્યો હતો.

આ મુલાકાતી ઇંગ્લેંડનો એક મોટો ઉમરાવ . સફોકનો વીસમો અર્લ અને બર્કશાયરનો તેરમો અર્લ. જન્મ્યો ત્યારથી એ સોનામા આળોટતો હતો વારસામા જ એને ધનદોલત, મોભો, આબરૂ બધુ મળ્યુ હતુ પણ એ સ્વભાવે જ એ એવો હતો કે મોટા લોકોના ધમડ એને ગમે જ નહિ. એમના પહેરવેશ, ખાવાપીવાના, રહેણી-કરણીના બધા રિવાજો ને રૂઢિઓ તોડવામાં જ એને મજા આવે જોખમ અને સાહસમા જ એને જીવન દેખાય. એના વડવાઓ સ્પેનના વહાણ ભરદરિયે લૂટનાર ચાંચિયાનું કામ કરતા અને અજાણ્યા પ્રદેશો શોધવા જનાર પણ એમાથી જ ઘણા પાકયા છે. રાણી વિક્ટોરિયા એના દાદાઓને 'ગાડા હાવર્ડ' એ નામથી જ ઓળખતી અને આ જુવાન પણ 'ભાગફાડિયા જેક' તરીકે ઓળખાતો રાણી ઈલિઝાબેથના વખતના સાગરખેડુ ડ્રેક અને રેલેનુ એ સ્મરણ કરાવતો. જૂનું એટલે નકામું એમ એને લાગતું. નવું અને નવલી શોધ એને બહુ ગમતા. એની બોલીમા એવા તો ગાળકૂલ ઝરે કે હસવી જવાય અને છતા તે એવી રીતે બોલે કે એનુ ઝેર કોઇને ન લાગે!

એ અગીઆર વરસનો હતો ત્યારે એના પિતા સન ૧૯૧૭મા મેસોપોટેમિયાના સમરાંગણમા સૂતા અને એ ઉમરાવ બન્યો. એની માનું વારસાગત લોહી પણ એવુ હતુ કે સૌ માનતા કે આ છોકરો મોટો થશે ત્યારે એક મોટા જ્વાળામુખી જેવો જ નીકળશે.

આવો મહા ઉમરાવજાદો હોવા છતા સત્તરમે વરસે એ એક વહાણ પર ચડી ગયો અને જેક હાવર્ડના નામથી ખલાસી તરીકે રહી ગયો વહાણ તો પહોંચ્યું ઓસ્ટ્રેલિયા એટલે એ ત્યા ઊતરી ગયો અને એક ભરવાડ ભાગીદાર બની એણે રહેવા માડયું. ઓસ્ટ્રેલિયાના ખેડૂતો એને 'પેલો ચક્રમ અંગ્રેજ'' વા ''ભાગફાડિયા જેક હાવર્ડ'' તરીકે જ ઓળખાતા છ વરસ એ ત્યા રહ્યો પણ એ કોણ હતો તેની કોઈને લગારે ય ખબર ન પડી

લંડનના એક છાપાને ખબર પડી કે આ બિરાદર ત્યાં ઑસ્ટ્રેલિયામાં છે. એટલે પોતાના એક પ્રતિનિધિને એની પૂરી વિગતો મેળવવા મોકલ્યો. 'અર્લ ઑફ સફૉક'ની શોધમાં પેલા ખબરપત્રી સાથે આ ભાઈસાહેબ આખો દિવસ ફર્યા અને છેવટે કહ્યું, "તમે મહા અપશુકનિયાળ દિવસે આવ્યા. દર શનિવારે તો એ નામદાર ઢીંચીને ઢગલો થઈ ને ક્યાંક પડી રહે છે એટલે નશો ઊતરે નહિ ત્યાં સુધી એ જડે જ નહિ." બિચારો ખબરપત્રી આખો દિવસ એની સાથે રખડી વીલે મોઢે પાછો ગયો.

૭ વરસ પછી એ પોતાની દસ હજાર એકરની જમીનદારી સાચવવા ઈંગ્લૅંડ પાછો ફર્યો અને સન ૧૯૩૪માં એક નર્તિકાને એ પરણ્યો. ત્યાર પછી એના વ્યક્તિત્વની એક નવી બાજુ છતી થઈ. એણે વિજ્ઞાનશાસ્ત્રી થવાનું નક્કી કર્યું; અને એડિનબર્ગ વિદ્યાપીઠમાં દાખલ થઈ રસાયણશાસ્ત્ર અને દવાશાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો. જે લગનથી એ પહેલાં શિકાર કરતો કે જુગટું રમતો એ જ લગનથી એ વિદ્યાભ્યાસ પાછળ પડ્યો અને ૩૦મે વરસે એ માનસહિત એડિનબર્ગ વિદ્યાપીઠનો સ્નાતક બન્યો અને ઑક્સફર્ડ વિદ્યાપીઠની ન્યુફીલ્ડ પ્રયોગશાળામાં સંશોધન-રસાયણશાસ્ત્રી તરીકે જોડાયો. ત્યાં એનો રસનો વિષય અતિસ્ફોટક અને ઝેરી પદાર્થો હતા.

સન ૧૯૩૯ના ઑક્ટોબરમાં એને બ્રિટિશ પુરવઠા ખાતા અને ફ્રેન્ચ યુદ્ધ હથિયાર ખાતાના સંપર્ક અધિકારી તરીકે મોકલવામાં આવ્યો. ત્યાં એણે જે કામ કર્યું તેને કારણે પેઢીઓના કામથી જે સંપર્ક આ બન્ને દેશની સંશોધન પ્રયોગશાળામાં નહોતો સાધી શકાયો તે શક્ય બન્યો. એ જે અહેવાલો મોકલતો તેમાં વૈજ્ઞાનિક વિગતો ઉપરાંત રાજદ્વારી વ્યક્તિઓના ગામગપાટા અને ગુલબાંગો એવી આવતી કે સૌને એ વાંચવામાં અતિશય મજા પડતી.

એની આવી રીતરસમને કારણે એ નાઝીપક્ષી લોકોમાં અળખામણો થઈ પડ્યો અને ૧૯૪૦માં એવું એક છાપું તેના પર તૂટી

પકડ્યું ત્યારે ફ્રેન્ચ પોલીસે તેને અંગરક્ષક રાખવા સૂચવ્યું. આ ભાઈ તો ઊપડ્યા બંદૂકવાળાની દુકાને અને મોટામાં મોટી બે પિસ્તોલો ખરીદી લાવ્યા અને છાતીના ભાગ પર પટે ભેરવી ફરવા લાગ્યા. પછી એક અંગરક્ષક રાખ્યો તો એ એક નિવૃત્ત ખલાસીને—જેનો દેખાવ ગોરીલા વાંદરા જેવો અને જે છરી ફુલાવવામાં નિષ્ણાત મનાતો. પછી તો એ જ્યાં જાય ત્યાં-ઘર કે રેસ્ટોરામાં-નાટકી ઢબે પહેલો પેલો ગોરીલો પેસે અને અંદર નજર નાખી બૂમ મારે, "સબ સલામત મિ જેક" એટલે આ બિરાદર પ્રવેશે.

એક દિવસ હમેશ મુજબ સફોક ફ્રેન્ચ હથિયાર ખાતાની મુલાકાતે કેટલાંક મશીન ટુલ્સની આકૃતિ માટે ગયો તો ખબર પડી કે જર્મનો આવી રહ્યા છે એ બીકે સૌ ઉચાળા ભરી રહ્યા છે અને જીવ લઈને ફાવે તેમ દોડે છે. એ ફ્રાન્સના પૂરવઠા પ્રધાન પાસે પહોંચી ગયો અને ઉતાવળે એમની પાસે ભલામણના બે શબ્દ વિઝીટીંગ કાર્ડ પર લખાવી લીધા.

સફોકને માલૂમ હતું કે નાઝી એડી નીચે કચરાયેલા બીજા દેશોનાં એન્ટવર્પ, બ્રસેલ્સ, આમ્સ્ટરડામ વગેરે શહેરોમાંથી હીરાના મોટા જથ્થા પારીસમાં આવ્યા હતા એટલે એ તો એ બેંકમાં પહોંચી ગયો અને પેલા લોકો એ બધું મૂકી જવાના હતા એટલે પેલી ભલામણચિઠ્ઠી બતાવી એ બધું ઇંગ્લેંડ લઈ જવાનું એણે નિરધાર્યું. પોતાની મોટી ખુલ્લી ગાડીમાં બેસી એ તો નીકળી પડ્યો અને પેલી ચિઠ્ઠી-અને પિસ્તોલ બન્નેની મદદથી હીરાની થેલીઓ ઉઘરાવી ઉઘરાવી એકઠી કરવા લાગ્યો.

આ ઉપરાંત જર્મનોને ઉપયોગી નીવડે એવી હથિયારોની કેટલીક આકૃતિઓ, કેટલાક અલભ્ય રસાયણો વગેરે એ ભેગુ કરી લાવ્યો અને છેવટે ફ્રાન્સના જે જે વિજ્ઞાનશાસ્ત્રી તેની સાથે કામ કરતા હતા તે સૌને પકડી લાવી તેમને બોર્દો બંદરે મોકલ્યા-એમ કહીને કે ઇંગ્લેંડ

જવાની તેમની પાકી ગોઠવણ થઈ ગઈ છે. જો કે એણે કશું જ કર્યું નહોતું!

બધાને વિદાય કરી, મોટરના પાછળના ભાગમા લૂટનો માલ ભરી, એ અતિ કીમતી માલ પર પેલા ગોરીલાને બેસાડી, પોતે મોટરને હંકારવા બેસી ગયો અને સાથે બેસાડી પોતાની સુદર સેક્રેટરીને. રસ્તા તો બધા હિજરતીઓથી ઊભરાતા હતા અને માર્ગ કરવો કઠણ હતો વારવાર સફોક્ નીચે ઊતરી પડતો અને બે હાથમા ખુલ્લી પિસ્તોલો લઈ મોટર આગળ ચાલી તે માર્ગ કરી આપતો

આમ મહામહેનતે બોર્ડો બદરે પહોચી તેણે એક હજાર પૌંડનો ચેક બ્રિટિશ એલચી ખાતામા વટાવ્યો અને પછી આ રોકડી રકમ હાથમાં ધરી કોઈ વહાણના કપ્તાનને ઈગ્લેન્ડની મુસાફરી કરવા તે લલચાવવા લાગ્યો. ઝડપ એ જીતવાની ગુરુ ચાવી હતી કારણ કે જર્મન પાસે જ હતા અને માર્શલ પેતાની સરકાર તેમની સાથે વાટાઘાટો કરવા લાગી હતી. ત્રણ દિનસ એ બદરમા ઘૂમ્યો પણ કઈ વળ્યું નહિ. એટલામા ચોથે દિવસે એક અગ્રેજ વહાણ, જેને ફ્રાન્સના પતનની ખબર નહોતી, તે બદરમા આવી પહોચ્યુ. તરત જ સફોકે તેની જોડે પટ્ટી પાડી દીધી અને પેલા હીરા, ઓજારો રસાયણો વગેરે બધુ એમા ભરી દીધુ કેટલુક બીજા કોઈને હાથ ન લાગે તેમ કિનારે દાટી દીધુ અને પેલા ફ્રેચ વિજ્ઞાનીઓને લઈ એ લંડન બંદરે આવી પહોચ્યો

આ પત્યુ ન પત્યુ ત્યા એને ખબર પડી કે જીવતા બૉમ્બ એ ઈંગ્લૅંડની પ્રજા માટે એક ભારે કોયડો છે અને સૌને માટે મરણ નોતરવા તૈયાર હોય તેવા થોડા જ માણસો એને આધાપાછા કરવાની હિંમત કરે છે. સફોકને તો જોખમ એ જ જીવન હતુ એણે જાહેર કર્યું કે થોડાક નિષ્ણાતોએ જીવનું જોખમ ખેડી આ જીવતા બૉમ્બને વશ કરવાની કરામતો શોધી કાઢવી જોઈએ અને એ પોતે તેમા લાગી ગયો. એની વૈજ્ઞાનિક તાલીમ એને ભારે ખપમા લાગી. એણે એક

મોટી ગાડીને માર્મિક સાધનોથી સજ્જ કરી દીધી અને અગીઆર સાથીદાર ગોધી કાઢ્યા સમાજના ઉપલા વર્ગના લોકો માટે એને અણગમો હોવાથી લંડનના કામદાર વિસ્તારમાંથી દસ છોકરા અને એક છોકરી તેણે પસંદ કરી લીધા એમની ગામડિયા ભાષા પણ એને બરાબર ફાવતી એટલે ટોળી સરસ જામી એમાંથી કેટલાકને પોતાના હસ્તાક્ષર કરતા પણ આવડતુ નહિ પણ સૌનામાં હિંમત ભારે હતી અને જીવનનુ ખમીર પણ હતુ

થોડા વખતમા સર્કોક આ બોમ્બમા એવો તો મશગૂલ બની ગયો કે બોંબની નવી જાત પડ્યાની ખબર મળે કે એ ત્યાં પહોંચી જાય એક વખત તો એક આલેશાન હોટલની રવેશીમા આવા બે જીવતા બોંબ લઈ એને એ ઠોકરવા લાગ્યો અને ફેરવી ફેરવીને જોવા લાગ્યો મૃત્યુ સાથે ખેલ ખેલતા આદમીને જોઈ પાસે ઊભેલા બે લશ્કરી અમલદારો મૃત્યુને હાથ વેંતમા જોઈ બીકના માર્યા સડક અને ધોળી પૂણી જેવા થઈ ગયા ત્યારે એમને ખાતરી કરાવતો હોય તેમ એ બોલ્યો, "ચિંતા ના કરશો આ બેમાંથી એમાંદ કળ દબાય તો જ એ ફૂટે એમ છે એટલે કંઈ દબાયં તો ફૂટે તે પહેલા તો તાણું છુ" બોમ્બ હાથમા આવે એવો જ એ એને ચારે પ બાજુ હાથ વતે ફેરવી જોઈ લે પછી એને ઠોકરો મારે એ અવાજ સાંભળે અને પછી એને ઉકેલી બહુ જ રસાળ શૈલીમા ચોકક્સ તેની તપાસ પૂરી થાય એટલે આ બોંબને કઈ રીતે ખસેડવો એની યોજના એ પોતાના મદદગારોને વખાણે એ યોજના સિદ્ધ થાય તો પણ શું ના કરવુ તેની તો સૌને સમજ પડી જ જાય. પછી એ પોતાના ખીસામાથી સિગારેટ હોલ્ડર કાઢી ને એવુ જ બીજુ હોલ્ડર જે તે જાકીટના ગજવામા રાખતો તેને પણ કાઢે અને પાસે ઊભેલા માણસને કહે, "લે દાગત અને એક મિનિટ પકડ બોંબ ફૂટ તો એ ભાગી જ" આ કહેતા કહેતા, એટલે આખી ટુકડી દૂર જઈને ઊભી રહે અને પેલા નિર્ધાર યોજના પ્રમાણે કામ કરે

એની આવી રીતને કારણે એનું કામ આંધળિયું લાગે છતાં એ સૌના સંરક્ષણની પૂરતી તકેદારી રાખતો અને જાણીતા સૌ વૈજ્ઞાનિક ઉપાયો લેતો. છતાં દરેક વખતે એ શી રીતે બચતો એ વૈજ્ઞાનિક સંશોધન નિવામક મંડળમાંથી કોઈ કદી કળી શક્યું નથી. પોતાનો પ્રયોગ પૂરો કરી એ પાછો ફરે ત્યારે એ માત્ર એટલું જ કહેતો કે પ્રયોગ કરતાં કરતાં બૉમ્બ ફૂટી ગયો! પણ એ બૉમ્બથી શી રીતે બચ્યો તે વિશે કોઈ સમક્ષ એણે કદી હરફ પણ ઉચ્ચાર્યો નથી.

એના સાથીદારોને મન પણ એમનો નેતા એક કોયડો હતો. શિયાળાની એક સાંજે એ બધા સૂનકાર ગ્રામવિસ્તારોમાંથી પસાર થઈ રહ્યા હતા ત્યારે એણે અચાનક કહ્યું, 'દોસ્તો, અહીં કોઈ ગરમ ગરમ ચા અને કેક લાવે તો! બધા ખાશો?"

બધા ગરજી ઊઠ્યા, "સાચી વાત કહો છો?"

ફટ દઈને એણે ગાડી ઊભી રાખી, પોતાની પિસ્તોલ બહાર કાઢી, હવામાં બે બા'ર કર્યા. તત્ત જ ટેકરી ઓળંગી એક ગાડી આવી ત્યાં ઊભી રહી અને ડ્રાયવર તથા બટલરે ટેબલ કાઢી ચા, કેક વગેરે રાખી દીધાં. બધા તો દિંગ થઈ ગયા. એમને ક્યાંથી ખબર હોય કે પાસે જ એની મોટી જાગીર આવેલી હતી!

એના કાર્યકરોનો એના પ્રત્યેનો ભાવ અદ્દભુત હતો. કોઈ એક બૉમ્બનું કામ પૂરું થાય એટલે સફોક બધાને ગાડીમાં બેસાડી દઈ લંડનના પીકાડીલી સર્કસ નામના વિસ્તારની એક પ્રખ્યાત રેસ્ટોરામાં લઈ જતો એ રેસ્ટોરાંનું એક ટેબલ સફોક માટે કાયમ અનામત રહેતું. દિવસ કે રાતના કોઈ પણ સમયે અને કોઈપણ પહેરવેશમા આ મંડળી એ રેસ્ટોરાંમાં ઊતરી પડતી ત્યારે આજુબાજુના સૌ તાકી રહેતા અને એમનાં મેલાઘેલાં કપડા અને ફાવેતેવા પહેરવેશથી ચડભડી ઊઠતા. ત્યા કોઈ તેમને કાનમા કહે કે એ તો સફોકના અર્લ છે એટલે સૌ ટાઢા પડતા અને માનભરી નજરે જોતા.

એક દિવસે આ રેસ્ટોરામાંથી બહાર નીકળતા નીકળતા આ

ઉમરાવે મુખ્ય વેઈટરને બોલાવી કહ્યું, " અરે ફેલીકસ, એકાદ બે દિવસમાં મારે બદલે મારી એકાદ આંગળી કે કાન જ જમવા આવશે એને પણ સારી રીતે ખવડાવજે, પીવડાવજે કારણ કે એટલો જ આ દેહનો પાર્થિવ અવશેષ હશે."- જાણે કે પોતાના મૃત્યુની એને ખબર ન પડી હોય !

' દરરોજ સાંજે હજી યે ફેલીકસ એનું ટેબલ તૈયાર કરે છે અને કોઈ પૂછે છે તો એ જવાબ આપે છે કે દેવળમાં પરલોક સીધાવેલા આત્મા માટે જેમ મીણબત્તી પ્રગટાવે છે તેવું જ આ છે

એની મંડળીએ અવિરત ખૂબ કામ કર્યું હતું એટલે એમને પંદર દિવસનો આરામ આપવાની ગોઠવણ એણે પોતાની જાગીર પર કરી હતી. એની જાગીર પણ ઘવાયેલા માટેની એક મોટી હોસ્પિતાલ હતી જ્યાં સંખ્યાબંધ સૈનિકો નવું જીવન પામતા હતા. વળતી સવારે ઉપડવાનું હતું એટલે નાનીમોટી બધી ચીજો એ લોકો ઠેકાણે મૂકતા હતા. એવામાં એક ગોળો પુરાણો બોમ્બ તેમના હાથમાં આવ્યો. કોઈકે તેના પર 'પુરાણો દોસ્ત' એવા શબ્દ લખ્યા હતા, અને એ ત્યાં જ પડયો રહેવા સર્જાયો હતો. પણ સફોકને થયું કે એને વગે કરી દેવો. કોઈએ એના તરફ ધ્યાન સરખું આપ્યું નહોતું. ત્યાં તો એક મોટો ધડાકો થયો. પા માઈલ છેટે બારીઓના કાચ તૂટી ગયા અને શહેરની ધરણી ધ્રુજી ઊઠી. એની મંડળીના આઠ માણસોના ફુરચે ફુરચા ઊડી ગયા. પૂણી જેવી એક નાની માંસપેશી હાથમાં આવી તેને નિષ્ણાતોએ સફોકના પાર્થિવ અવશેષ તરીકે જાહેર કરી એટલે તેને વિધિપૂર્વક સફોકના દેવળમાં દફનાવવામાં આવી.

છત્રીસ વરસની ભરયુવાન વયે આમ સૌને ખાતર પ્રાણ આપનાર સફોકને મૃત્યુ પછી, કોઈ પણ પણ નાગરિકને મળી શકે તે 'જ્યોર્જ ક્રોસ'નું સર્વોચ્ચ માન ઇંગ્લેંડના શહેનશાહે આપ્યું અને આમ પોતાની પેઢીગત કીર્તિમાં એક ઓર વધારો કરી એ સાહસિક આત્મા અનંત શય્યામાં પોઢી ગયો.

# વનેચરવિદ્

સને ૧૮૮૦ની સાલની વાત. લંડન શહેરમાં ૧૯ વરસનો એક મનગમતો જુવાન અમેરિકાથી અભ્યાસ કરવા આવેલો. એનો મૂળ વિષય ચિત્રકામ, પણ એને વનસ્પતિ અને પ્રાણીશાસ્ત્રમાં ખૂબ રસ પડતો. ફરતો ફરતો એ બ્રિટિશ સંગ્રહસ્થાનમાં પેઠો અને ત્યાં એ વિષયનાં પુસ્તકોનું પુસ્તકાલય જોઈ એનો જીવ નાચી ઊઠ્યો. એ પુસ્તકો મેળવવા એ ગ્રંથપાલ પાસે પહોંચ્યો તો ખબર પડી કે એકવીસ વરસથી નાની ઉંમરના કોઈને એ પુસ્તકાલયનો સભાસદ બનાવવામાં આવતો નથી. એ અંગેની છૂટછાટ તો વ્યવસ્થાપક સમિતિ જ આપી શકે. પેલા યુવાને વ્યવસ્થાપકોનાં નામ પૂછ્યાં તો મરક મરક હસતાં ગ્રંથપાલે નામ આપ્યાં : વડા પ્રધાન ડિઝરાયેલી, પ્રિન્સ ઑફ વેલ્સ અને કેન્ટીરબરીના વડા ધર્મગુરુ !

આ ત્રણ વડાઓની પાસે કોણ પહોંચી શકે ? છતાં હિંમત હાર્યા સિવાય પેલા છોકરે તો ઘેર જઈ રાત્રે એ ત્રણેયને કોણ જાણે કેવાય ભાવનામય પત્ર લખ્યા કે થોડા દિવસમાં એ ત્રણેયના અંગત પત્રો અને પુસ્તકાલયના આજીવન સભ્યપદનું કાર્ડ બધું એના પર આવી પહોંચ્યું !

અને એ જ્ઞાનભંડારના દ્વાર ખુલતા એ યુવાનની મેધા ચમકી ઊઠી, અને પછીનાં દસ વરસ એ યુવાન કેનેડાનાં જંગલો, પારિસનું કળાભવન અને ન્યૂયૉર્ક–એ ત્રણે વચ્ચે ઘૂમતો ફરતો જ રહ્યો. આ સમય દરમિયાન ચિત્રકામ કરી એ ભરણપોષણ મેળવતો એક ગણુના-પાત્ર કળાકાર તથા વનેચરવિદ્ તરીકે એની પ્રતિષ્ઠા જામવા લાગી.

આવા અવધૂત શા જ્ઞાનપિપાસુનુ નામ અર્નેસ્ટ થોમ્પસન સેટોન. ઇંગ્લેંડના એક નાના ગામડામા રહેતા સ્કોટ માબાપનો એ પુત્ર. એનો જંગલજીવોનો પ્રેમ એના પિતા પ્રત્યેના એના પ્રત્યાઘાતમાથી જન્મેલો. એનો પિતા પાવિત્ર્યડાળી હતો. એની ઓરડીમા દાખલ

થતી વખતે એના દસ પુત્રો જો 'હોશિયાર'ની સ્થિતિમાં ન ઊભા રહે તો ચાબુકથી એ એમને ઠરકરતો ! દરેક છોકરો એકવીસ વરસનો થાય એટલે એના ઉછેર પાછળ કરેલા ખર્ચનું બીલ એ એને ધરી દેતો. અર્નેસ્ટનું બીલ એ હિસાબે ૧૯૦ પૌંડ આવેલું.

આમ તો એનો બાપ સામાન્ય સુખી એવો વહાણમાલિક હતો પણ અર્નેસ્ટ પાંચેક વરસનો થયો ત્યારે એને ધંધામાં વારંવાર ખોટ આવી એટલે થોડા પૈસા બચાવી એ ઇંગ્લેંડથી ભાગી કેનેડા આવી વસ્યો. ત્યાં લિન્ડસે નજદીકના રહેઠાણોમાં જંગલજીવોના ટોળેટોળાં સાથે દોસ્તી બાંધવાની સેટોનને તક પ્રાપ્ત થઈ ગઈ. એ વનેચરો સાથેની એની દોસ્તી જરા જામી ત્યાં એના પિતા ટોરોન્ટો શહેરમાં રહેવા ગયા. પણ એ કારણે તો એની એ ભૂખ ઓર સતેજ થઈ ! એ ભૂખને સંતોષવા એણે થોડા પૈસા એકઠા કરી ડૉ. રોસનું 'કેનેડાનાં પંખીઓ' નામનું પુસ્તક ખરીદ્યું અને પોતાના એ મિત્રો વિશે વૈજ્ઞાનિક જ્ઞાનકણીઓ મેળવી લીધી.

વનેચરોના શોખ પર એના પિતા ઉકળવા લાગ્યા. એ વારંવાર ગુસ્સે થઈ કહેતા કે એમાંથી મળવાનું શું ? અને એવો બેકાર શોખ પોષવો શા માટે ? એટલે શહેર બહાર અતિ પરિશ્રમે, ડૉન નદીની ખીણમાં એણે એક અજ્ઞાત સ્થળે ઝૂંપડી બનાવી અને ત્યાં પહોંચી જઈ એ પોતાની વનેચરોની દોસ્તી ચોરીછુપીથી જમાવવા લાગ્યો. તેમાં વળી રજાઓમાં એ લિન્ડસેના નવા વાસીઓને ત્યાં પહોંચી જતો અને આમ એ ધનુષ્યબાણ વાપરતા અને ત્યાંના આદિવાસીઓનું જીવન જીવતા શીખી ગયો. એ જ જીવન એણે પાછળથી પોતાના 'બે નાના આદિવાસિઓ' એ પુસ્તકમાં વર્ણવ્યું છે અને એ વર્ણનોએ વાચકો પર કેટલી ગજબની ભૂરકી નાખી એનો પુરાવો તો વિશ્વભરમાં એની હજારો નકલો ઊડી ગઈ તે આપે છે.

આ વનેચરોની દોસ્તીનું એક અડકતરું પરિણામ એ આવ્યું કે એ બધા જીવોની આકૃતિઓ દોરતા એ થઈ ગયો. એના પિતાની નજરે

તેની આ સ્કેચકલા ચડતા એણે એને ચિત્રકારને ત્યાં 'શિખાઉ માણસ' તરીકે રહેવા આગ્રહ કરવા માડયો. સેટોને જણાવ્યુ કે સારા ચિત્રકાર થવા માટે એણે પરદેશગમન કરવુ જોઈએ.

અતિ આનાકાની પછી એના પિતાએ એને લંડન મોકલ્યો અને પ્રતિસપ્તાહ એને ખર્ચ માટે એક પૌંડ મોકલતો રહ્યો. લગભગ ત્રણ વરસ અનંરટે માત્ર બ્રેડ અને ગોળની રસી તથા વટાણામાથી બનાવેલી એક જાતની કોફી પર નભાવ્યું. આવો અપૌષ્ટિક અપૂરતો ખોરાક અને ગળાકાપ હરીફાઈ હોવા છતા એણે રોયલ અકાદમીની સાત વરસની શિષ્યવૃત્તિ પ્રાપ્ત કરી અને સ્વાવલબનથી પોતાનો અભ્યાસ આગળ વધારવા લાગ્યો. એ જ્ઞાનભૂખ બ્રિટિશ સગ્રહસ્થાનના પુસ્તકાલયે પોષી અને વિકસાવી.

પછી તો કેનેડાના જગલ વિસ્તારો નજીક એક ઝૂપડી રાખી વિજ્ઞાનને તદપર્યંત અજાણ્યુ એવા કેટલાય પક્ષી અને એના ઇડાં વિશેની સશોધનાત્મક માહિતી એણે પૂરી પાડી અને કીટકવિહીન કનેડાની ભૂમિમા અળસિયાની ગેરહાજરીમા વનસ્પતિજન્ય કચરામાથી ખાતર બનાવનાર સાના ગોહર્સ છે એ શોધ બહાર પાડી સૌ પ્રાણીશાસ્ત્રીઓના મોમા આગળા નખાવી દીધા. આ જ અરસામા એણે દોરેલા ઊંઘતા વરુ'ના ચિત્રને પારિસના કળાસંગ્રહસ્થાનમા સ્થાન આપી એનુ બહુમાન કરવામા આવ્યુ એટલુ જ નહિ પણ Century Dictionary માટે દોરવાના પ્રાણી અને પક્ષીઓના હજાર ઉપરાત ચિત્રોનુ કામ પણ એને જ ફાળે આવ્યુ.

અરસામા એને સમજાયુ કે વિવિધ પ્રાણીઓની આકૃતિઓ અને પ્રમાણ તેમના પીછાનો આકાર કે એના સ્નાયુસધાનો રજૂ કરતી કોઈ કિતાબ અસ્તિત્વમા નથી એટલે પોતે જ એ પ્રજાને ચરણે વગી સહેજ પણ કટાળ્યા સિવાય એણે સેકડો પક્ષીઓ અને પ્રાણીઓનુ શરીર–વિભાજન કર્યું અને એમના અગઉપાગોના

ઝીણવટભર્યાં માપ કાઢયાં અને પોતે એક ઉસ્તાદ પ્રાણીઅંગશાસ્ત્રી થઈ ગયો. અને પોતાને જ ખર્ચે પોતે લખેલું અને પોતે જ સચિત્ર બનાવેલું એ શાસ્ત્રીય પુસ્તક 'આર્ટ એનેટોમી' એણે પ્રસિદ્ધ કર્યું. આજે ય એ પુસ્તક એ પ્રકારના પુસ્તકોમા સર્વોત્તમ પ્રમાણભૂત ગ્રંથ ગણાય છે.

અને એ પુસ્તક પાછળ એણે લીધેલ શ્રમની કલ્પના તો કરી જુઓ! એક વખત મૂઝ નામના હરણની પાછળ એ પડયો. હરણ પણ જબરું અને આ અનેંસ્ટ પણ. ઓગણીસ દિવસ સુધી એની પાછળ પડી એ જંગલના ખાડાટેકરા અને કાદવકીચડમાં ત્રણસો માઈલ રખડી એણે એનો શિકાર કર્યો અને એના માપ લીધાં! અરે! એક દિવસ તાવથી ધમધમતો એ પડયો હતો એની ઝૂંપડીમાં ત્યાં એક ના'ર જેવા સાના પ્રાણીએ એની ઝૂંપડી પર હલ્લો કર્યો. માત્ર એક છરીથી એનો સામનો કરી એને ખતમ કર્યું અને પછી નિરાંતે એના શરીરનો અભ્યાસ કર્યો!

આ રખડપટ્ટીના એના અનુભવોમાં એની તીક્ષ્ણ નજર અને વિચક્ષણ સમજબુદ્ધિને લઈને એ આ જંગલ-પ્રાણીઓની બધી પ્રવૃત્તિઓના પ્રેરણાસ્થાન એવા તો પામી ગયો કે એણે લખેલી જંગલ ખૂનની કથાઓ પ્રખ્યાત શર્લોક હોમ્સની જાસૂસકથાઓને ટપી જાય એવી છે.

આ બધા એના સતત અભ્યાસ ને એની રોમાંચક પ્રજ્ઞાને લઈને આ વનેચરો વિશે એવા તાત્ત્વિક વિચાર પર એ આવ્યો છે કે આપણે અને આ પશુઓ આપણી પાયાની માનસિક કે શારીરિક રચનામાં એકસરખાં છીએ, અને લાગણી, વિચાર, અનુભવના જે ફેરફારો આપણી દૃષ્ટિએ પડે છે તે ઓછાવત્તા પ્રમાણના છે. આ બધા પ્રાણીઓની કથા એણે એકેએક કહી અને એમાં એમના જીવનનાં નાનામોટા કાર્યો ને પ્રકૃતિની માડી એમની લાગણી ને આઘાત-પ્રત્યાઘાતોની વાતો એણે રજૂ કરી.

આમ એ પ્રતિષ્ઠાભર્યું સ્થાન પ્રાપ્ત કર્યે જતો હતો છતાં એને જીવનનિર્વાહની ચિંતા ભારે મૂંઝવતી. એક વખત તો એ આવા જંગલ વિસ્તારમા માલગાડીના ડબ્બામાં બેસીને જતો હતો ત્યારે બરફની આંધી શરૂ થઈ અને એની પાસેના પૈસા ખૂટી ગયા એટલે સાત દિવસ સુધી એણે પોતાની સાથેની મરઘીઓ દરરોજ જે ઈંડા મૂકતી તે જ માત્ર કાચા ને કાચા ખાઈ ચલાવેલુ. લંડન, પારિસમાં એ ઉતરતો એ હોટલો તો સાવ અખાડા જેવી જ. તે પછી સને ૧૮૯૮મા અર્નેસ્ટે પોતાની એક ડઝન જેટલી પ્રાણીકથાઓ ડગમગતા મને એક પ્રકાશકને ધરી. એના અચંબા વચ્ચે એ કથાઓ સ્વીકારાઈ એટલું જ નહિ પણ એના એ પુસ્તક–'મને પરિચિત વનેચરો'–ની પાચ લાખ નકલ ચટણીની જેમ ખપી ગઈ! પછી તો એણે પોતે સચિત્ર કરેલી શિકારના પ્રાણીઓની કથા અને બીજી રસપ્રદ કિતાબો એના તરફથી મળતી રહી. એના આ અને બીજાં પુસ્તકોની વીસ લાખ ઉપરાંત નકલો તો આજથી દસકા પહેલા વેચાયાના આંકડા બહાર પડયા હતા.

અને એની લખવાની તાકાત તો નીરખો. ૮૬ વરસની ઉંમરે સને ૧૯૪૬મા એણે એનુ બેતાલીસમું પુસ્તક પૂરું કર્યું! એ જ ઉંમરે એ વરસમા એણે પોતાના પુસ્તકાલયના પચાસ હજાર પુસ્તકોને પોતે જ પૂઠા ચઢાવ્યા! અરે! તે જ સાલમા એક સ્થાનિક સંગ્રહસ્થાન માટે એક ઉમદા ચિત્ર તૈયાર કર્યું અને દસ હજાર માઈલના એક વ્યાખ્યાન પ્રવાસ માટેની તૈયારીઓ કરી!

આટલી વૃદ્ધ વયે આવી તાકાત ધરાવનાર એ વ્યક્તિ પૈસાની દૃષ્ટિએ સ્થિર થઈ ત્યાં જ તેની નજર પોતાના જીવનના એક સર્વોત્તમ કાર્ય તરફ વળી.

એને લાગ્યા કરતું હતુ કે કિશોરની શક્તિને યોગ્ય વળાંક આપી ગમાવી ચારિત્રઘડતર પેદા કરવા માટે એક એવી સંસ્થાની જરૂર હતી જે કિશોરોને ઘર બહાર કાઢી એમને કુદરતનો પરિચય

કરાવે અને લોકસંગ્રહની વૃત્તિનાં બીજ એમનામાં રોપે. આ હેતુઓ-સર સને ૧૯૦૨માં એણે 'વૂડક્રાફ્ટ ઇન્ડિયન્સ' નામની એક સંસ્થાની સ્થાપના કરી.

પોતાની સંસ્થા ને તેની કાર્યપદ્ધતિ ને પ્રવૃત્તિઓનો વિગતે ખ્યાલ આપતું ચારસો પાનનું એક પુસ્તક એણે બહાર પાડયું અને થોડા વખતમાં એની શાખાઓ અમેરિકા, કેનેડા, ઇંગ્લૅંડ, દક્ષિણ આફ્રિકા–બધે શરૂ થઈ ગઈ.

એની પ્રવૃત્તિઓમાં તે સમયના ઇંગ્લૅંડના સરસેનાપતિ લૉર્ડ રૉબર્ટ્સનને એટલો બધો રસ પડયો કે એમણે પોતાના એક લશ્કરી અધિકારી જનરલ બેડન પોવેલને આ પ્રવૃત્તિનો વિકાસ ઇંગ્લૅંડમાં કરવા અંગત સૂચના કરી. સેટોન સાથે પત્રવ્યવહાર કરી બેડન પોવેલ સને ૧૯૦૮માં સ્કાઉટ-(બાલવીર) પ્રવૃત્તિની સ્થાપના કરી. સેટોનની સેનાઓએ નવે નામે સ્કાઉટમાં દેખા દીધી. 'બધાં નિર્દોષ વનચરો પ્રત્યે દયાભાવ રાખો' એ સેટોનનું સૂત્ર 'સ્કાઉટ બધાં પ્રાણીઓનો મિત્ર છે.' એ નવા સ્વરૂપે આવ્યું અને 'દરરોજ નિદાન એક સ્વાર્થ-હીન કર્તવ્ય બજાવો' એ સેટોનનો આદેશ 'સ્કાઉટે દરરોજ એક ભલું કામ કરવું જોઈએ'—એ સ્વરૂપે પુનર્જન્મ પામ્યું !

લૉર્ડ નોર્થક્લીફ જેવી કેટલીયે નામાંકિત વ્યક્તિએ સેટોનને બેડન પોવેલના નામમાં ભાગીદાર બની પોતાની પ્રવૃત્તિ જારી રાખવા સૂચવ્યું પણ સેટોને એ ધ્યાન પર લીધું નહિ એટલું જ નહિ પણ અમેરિકામાં 'બાલવીર પ્રવૃત્તિ' શરૂ કરવા સ્થપાયેલી સમિતિમાં એ સભ્ય તરીકે ફરજ બજાવવા લાગ્યો ! છતાં આજે ય બે કરોડ જેટલા કિશોરોને તાલીમ આપતી 'બાલવીર પ્રવૃત્તિ'નો બીજક પિતા અર્નેસ્ટ હતો એ ભૂલવું ન ઘટે.

આજે સેટોન પોતાના ૨૫૦૦ એકરના રહેઠાણમાં રહે છે. એનું પથ્થરનું મકાન ઢંગધડા વગરના ઘાટનું છે. પણ એક વખત એની મુલાકાત લઈએ તો એના જીવનનાં કેટલાંય રોમાંચક સંસ્મરણો ત્યાં

નજરે પડે છે. એણે મજબૂત દોરડા જાળથી પકડેલા વરુએ એ દોરડાને કરડી ખાધેલુ એનો નમૂનો એ તુમુલ યુદ્ધની યાદ આપે છે. એના ટેબલ પર રશિયાના ઝારથી માડી દેશદેશની સરકારો અને સંસ્થાઓ તરફની મળેલા માનચદ્રક પડ્યા છે. એ જ મકાનમા એના જીવનના દસ ઉત્તમ વરસ એણે એ પુસ્તક પાછળ ગાળ્યા ને જેના પંદરસો ચિત્રો પણ પોતે જ દોર્યા તે ઐતિહાસિક ગ્રંથ-Lives of game animals ના ચાર ગ્રથ એની અથાગ મહેનત અને સમૂળી ક્રાન્તિ-મય દૃષ્ટિનો પુરાવો આપે છે. એ ગ્રથ પ્રસિદ્ધ થયો ત્યારે એણે આગાહી કરેલી કે એની પચાસેથી વધુ નકલ નહિ જાય. એ એના આગાહી ખોટી ઠરી છે. સને ૧૯૪૬મા એનુ વેચાણ ૨૬૫૧ નકલે પહોચ્યું હતું !

એનું જીવન પણ કેટકેટલુ સમૃદ્ધ ! વનેચરોના જીવન વિષે અવનવી વાતો પીરસી વિશ્વની ત્રણ પેઢીઓને એમનામા રસ લેતા કરવા ઉપરાત ઉત્તર ધ્રુવવૃત્તીય 'અર્ન ગ્રે ની'ની શોધ એણે કરેલી અરે ! અમેરિકાના આદિવાસીઓ આજે ય એને પોતાના ધર્મ પર એક અગ્રગણ્ય પ્રમાણભૂત વ્યક્તિ તરીકે સ્વીકારે છે. એની આ વનેચરવિદ્યાની કદર તરીકે રશિયાના વનેચરવિદોએ એમના ધ્રુવપ્રદેશમા પ્રાપ્ય એક હરણનુ નામ એના નામ પરથી આપ્યુ છે અરે ! પ્રખ્યાત સાહિત્ય રડ્યાર્ડ કિપલીંગને એની 'જંગલકથાઓ' શબ્દબદ્ધ કરવાની પ્રેરણા આપણા સેટોને જ આપેલી, અને 'લોબો' નામની એની પહેલી વરુકથા બહાર પડી ત્યારે ટાલ્સટોય બોલી ઊઠેલા કે એમના જીવનમા સેટોનની આ વરુકથા જેવી સુદર કથા એમણે કદી વાચી નથી !

પુસ્તક લખવાની એની ઝડપ હવે ઉત્તરાવસ્થામા ઘટી [illegible] વરસે એક કિતાબને સ્થાને એણે ૭૫ થી ૮૫ની ઉમરમા [illegible] સમા પાચ જ પુસ્તક લખ્યા છે છતા એના મગજમા [illegible] પુસ્તકો સળવળાટ કરી રહ્યા છે !

છ ફૂટ ઊંચી એની દેહયષ્ટિ જીવનની આટલી ઉત્તરાવસ્થામા ય માથા પરના રૂપેરી વાળના ગુચ્છાથી શોભી રહી છે. એની ચમકતી આખો નીચે હવામાં ઊડતી મૂછો ચનગનાટ કરી છે. અને આટલી ઉત્તરાવસ્થામા ય જરાકે ય નવરા બેસી રહેવાનું એને ગમતું નથી. ત્રણ પેઢીને આ વિષયનો રસ ચખાડનાર એ આજે ય પોતાની સાત વરસની દત્તક પુત્રી ને એના મિત્રોને એના જીવનમા મિત્રસમા આ વનેચરોની રસભરી રંગીલી કથાઓ કહે છે ત્યારે ઘરડા ને યુવાન સૌને ત્યાં બેસવાનું મન થઈ જાય છે. ઘણું જીવો એ સદા યુવાન સેટાન!



# એ શે ભૂલાય?

આ સદીની શરૂઆતમાં ફિલિપાઈન્સ ટાપુઓમાંના એક પર વસતા એક આદિવાસી કબીલા વચ્ચે એક ખ્રિસ્તી પાદરી આવી લાગ્યા. એ કબીલાના માનવીઓ ત્યારે અર્ધનગ્ન અવસ્થામાં રહેતા અને માનવશિકારના ખાસ શોખીન હતા.

આ પાદરીએ આવી એમની પાસે ધર્મપલટાની—ખ્રિસ્તી થવાની —વાત કદી કરી જ નહિ. એ તો એમ કહેતો કે આપણે વધુ સ્વચ્છ, વધુ આરોગ્યમય જીવન વિતાવતાં શીખવું છે.

આ પરિવર્તન માટે એણે વાપરેલું સાધન પણ અનોખું હતું. એને બેઝબોલની રમત સારી આવડતી. એ રમતને જ પોતાના સુધારાનું વાહન એણે બનાવ્યું. બધો ય વખત એ જંગલી લોકો સાથે એ અને એનું કુટુંબ કામ કરતું અને સાંજ પડવે ખેલતું. એમનું બેઝબોલનું સ્વચ્છ ચોખ્ખું સપાટ મેદાન એ એમનું પ્રાર્થના-સ્થાન અને એમની શાળા પણ બધા આદિવાસીઓ, રવિવારે એ મેદાન પર પલાંઠી વાળી ગોઠવાઈ જાય એટલે પાદરી સ્થાનિક ભાષામાં પ્રાર્થના કરે. પ્રાર્થનામાં જીસસ પ્રભુ અને ઈશ્વરને એ પર્વતોની પેલી મેર વસતા મહામાનવો તરીકે ઓળખાવતો, અને કહેતો કે એ મહામાનવો આપણને આપણા પાડોશીઓના માથાં કાપવાનું બંધ કરવા, આપણી તકરારોનો નિવેડો ભાલાના જોરે લાવવાને બદલે, પાદરી પાસે સમજૂતીથી લાવવાની વાત કરે છે. આપણે તીતીઘોડા લક્ષીએ એનો એને વાંધો નથી પણ આપણે કૂતરાનું ભક્ષણ તો બંધ જ કરવું જોઈએ. આ અને આવી જીવનની નાની મોટી વાતો એ રજૂ કરતો અને એમના મનમાં ઉતારતો.

એની આ અહિંસક પદ્ધતિની કસોટીની વાત પણ એક દિવસ આવી લાગી. એ જ ટાપુ પર પાસે વસતી બીજી માનવટોળીમાં મુસલમાન ધર્મનો પ્રચાર ચાલતો હતો. એ પ્રચારને એવા કામી

ઝેર ને ઝનૂનનો રંગ આપવામાં આવતો કે શેળીના કોઈ કોઈને કેફી પીણામાં તરબતર કરી તેના પાસે પ્રતિજ્ઞા લેવડાવતા કે એ પોતે ખ્રિસ્તીઓને મારતો મારતો જ મરશે

એક દિવસ આમની મેઝમોલની રમત જામી હતી ત્યાં જ એવો એક ઝનૂની આદમી માથા પર એની ચકરી ફેરવતો ફેરવતો આ આ રમનાર પર તૂટી પડ્યો રમનાર અને પ્રેક્ષકો સૌમાં નાસભાગ શરૂ થઈ ગઈ પણ પેલો પાદરી તો હાથમાં મેઝમેટ પકડ્યું હતું તેમ જ પકડી સ્થિર ચિત્ત અને સ્થિર શરીરે ઊભો જ રહ્યો એની આ સ્થિરતાથી પેલો એવો તો પ્રભાવિત થઈ ગયો કે એ પણ અટકી ગયો ત્યાં સુધીમાં તો અર્ધો ડઝન ભાલાધારી આવી પહોંચ્યા જેમણે એને ત્યાંથી ખસેડી રસ્તે પાડી દીધો

જીસસ પ્રભુની અહિંસાનો એવો પદાર્થપાઠ આપનાર એ પાદરીનું નામ રોનાર્લ્ડ એના પિતા અને દાદા બન્ને પાદરી હતા, ૭ ભાષા એ બોલી શકતો અને અગિયારેક જેટલી વાંચી શકતો એણે દાક્તરી અભ્યાસ શરૂ કર્યો એ અડધે રસ્તે પહોંચ્યો હશે ત્યાં તો એના દાદા મરણપથારીએ પડ્યા એ પથારીમાંથી એમણે વાર્ડને કહ્યું બેટા લોકોને તારે સહાય કરવી હોય તો તેમના અગત્યના અંગ આત્માને જ મદદ કર ને !

દાદાની આ વાત માથે ચડાવી તે દાક્તરી કૉલેજ છોડી ધર્મવિદ્યા શીખવા દાખલ થઈ ગયો અને પાદરી થયો

તેનો પુત્ર લખે છે કે જીસસપ્રભુએ કહ્યું છે કે ગરીબની કુટિરમાં જ ઈશ્વરનો વાસ છે તે પ્રમાણે અમારી કુટિરની બધી ચીજો એકઠી કરો તો જીવનમાં કદી ૧૦૦ ડૉલરથી વધુ કિંમતની નથી થઈ બાકી પારાવાર ગરીબાઈમાં રહેવા છતાં માતા પિતાએ તેનું દુઃખ કદી અનુભવ્યું નથી ઊલટાના એ કહેતા કે સુખસગવડો માણસને સુખ આપી શકતી નથી સુખ એ તો ભક્તિ અને વિચારનું બાળક છે

એ જે વિસ્તારનો પાદરી હતો તેમાં ચારપાંચ દેશ હતા એ

દેવળોની મુલાકાતે જતાં એ જીવનોપયોગી જ્ઞાન-વિજ્ઞાનની કેટલીક વાતો કહેતો અને એનું ઘડતર કરતો. એ આ આખા વિસ્તારનાં ઝાડ-પાન, પશુ, પક્ષી સૌની ખાસિયતો, ટેવો અને જીવનની નાની મોટી વિગતો એની જીભને ટેરવે હતી. પહેલા વિશ્વયુદ્ધ સમયે એણે ફ્રાન્સમાં સેવા આપી. તે પછી એને અમેરિકાના જ્યોર્જિયા પરગણાના થોમસ વીલેના ગ્રામ્યવિસ્તારમા મૂકવામા આવ્યો. એ વિસ્તારમા એણે જે નિસ્વાર્થ લોકસેવા કરી એથી એનું નામ લોકજીભે ચઢી ગયું.

એના એ પ્રેમસંપાદનની પ્રતીતિના કેટલાક પુરાવા આજેય મોજૂદ છે. એને મોટર હાંકતા કદી આવડતું જ નહિ. કારણ ઘોડા જોડે તો જીવંત તાદાત્મ્ય એ અનુભવી શક્યો, જે નિર્જીવ એવું એંજિન આપી શક્યું નહિ. પરિણામે વહેલા પહોચવા એ રસ્તાની વચ્ચે ઊભો રહેતો અને જેની ગાડી જતી હોય તેમા બેસી જતો. એનો સ્વચ્છ છતા અસુઘડ પોષાક, દાઢી પણ વધી ગઈ હોય તેવો ચહેરો અને એના કપડા એને બેસતા કદીય ન હોય, કારણ કે કોઈ પણ રસ્તે જતું ગરીબ એને સામે મળે એટલે એ કપડા સુદ્ધા ઊતારી આપી બીજાના માગી પહેરી લેતો છતા એણે ઊભી રાખેલી ગાડીએ એની અવગણના કર્યાનું કોઈને યાદ નથી.

નાતજાત અને ધર્મના ભેદભાવને એ પહેચાનતો જ નહિ. એટલે તો મુશ્કેલીમા આવેલો હરકોઈ ગરીબ એને ત્યા ગમે ત્યારે આવી પહોચતો અને હરેકને મદદ મળતી જ એવા સેંકડો લોકોને એણે સહાય કરી હશે. કોઈને ગાય જોઈતી હોય, કોઈને નોકરી જોઈતી હોય, કોઈને ઠપકાની જરૂર હોય, કોઈને હિંમતની—સૌને જરૂરિયાત પ્રમાણે મળતું.

થોમસવિલાની બે મોટી વેપારી પેઢીઓએ પોતાના હાજરી-પત્રકમાં એક વિભાગ વાઈટ પાદરીના માણસોનો જ રાખેલો. એ ભલા પાદરી પર એમને એટલી શ્રદ્ધા હતી કે આર્થિક મંદીના જમાનામા પણ એ લોકોએ પાદરીના મોકલેલા વીસ વીસ માણસોને

અને તે પણ અશક્તોને ઠેકાણે પાડેલા.

તાજેતરમાં જ એ પાદરીનો પુત્ર એક વિમાનમાં દમાસ્કસ જતો હતો ત્યારે એને એક આદમીનો ભેટો થઈ ગયો. વાતવાતમાં એણે જાણ્યું કે ભલો પાદરી ગુજરી ગયો ત્યારે એ બોરબોર જેવડાં આંસુએ રડી પડ્યો. શાંત થતાં એણે કહ્યું,

'વરસો પહેલાં હું હાથથી ગયેલો માણસ હતો. મારે કુટુંબ હતું, ઘર હતું પણ ખોટી લતે ચડી હું ફનાફાતિયા કરી રહ્યો હતો. તમારા પિતાનું નામ સાંભળી હું એમની પાસે એક દિવસ ગયો તો એ બાગમાં નિંદતા હતા. એ નિંદતા રહ્યા ને મેં મારી વીતક કહી એટલે મારે શું કરવું તે એમણે કહ્યું. એમણે બાગના નીંદામણ સાથે મારા જીવનનું નીંદામણ પણ કરી લીધું, અને મને ધીરજ, હિંમત અને શ્રદ્ધા આપી, મારે જરૂરી ચીજો ઘરમાંથી લાવી આપી દીધી. તે દિવસથી મેં નવો અવતાર ધર્યો અને મારી ગાડી પાટે ચડી.'

૧૯૩૦માં આર્થિક મંદી ભયંકર હતી. એ વખતે આ પાદરીનું ઘર ગરીબોનું સ્વર્ગધામ બન્યું. ઘરમાં કુટુંબીજનોને સૂવાનો ખાટલો કે ખાવાની રોટલી ઘણી વખત રહે જ નહિ. ત્યારે આ પાદરી ચૌમસ વીલાના કોઈ પણ સ્ટોર કે દુકાનનાં પગથિયાં ચડી એના કબાટમાંથી પેલા ગરીબોને જરૂરી ચીજો ઉઠાવી લેતો અને કહેતો, 'તમારાં કરતાં આ ચીજની વધારે જરૂરિયાતવાળા એક જણની વાત હું જાણું છું એટલે આ લઈ જાઉં છું પણ એના પૈસા હું કે તે આપી શકીએ એમ નથી.' ખૂબીની વાત એ રહી કે દરેકોઈ દુકાનદારો એની આ ઉઠાંતરી હસતે વદને સહી લેતા અને પોતાને પુણ્યનિમિત્ત બનાવનાર એ ભલા પાદરીને મનોમન નમતા.

આ બધા સમય દરમિયાન એને પોતાને ત્યાં પણ પારાવાર ગરીબાઈ હતી પણ એ તરફ એનું લક્ષ હતું જ નહિ. એની પત્ની અને એનાં બાળક ઘરનું ગાડું જેમ તેમ ચલાવવા રાત દિવસ મજૂરી કરતાં પણ લોકદુઃખ આગળ એ પોતાનું દુઃખ વિસારે પાડતાં. એ

પાદરી પણ પોતાના પુત્રોને કહેતો કે છાનમાં માર્ગ કરતા માણસને નિસ્વાર્થ અને વ્યવહારુ બુદ્ધિની જ જરૂર છે, મારા સંસર્ગમાંથી એ મળી રહેશે એટલે બસ છે.

તે જમાનામાં અમેરિકાના ગ્રામ્ય વિસ્તારોના લોકો ઉશ્કેરાય ત્યારે ગમે તેને કાયદો હાથમાં લઈ મારી નાખતા. આવા લોહીતરસ્યા ટોળાનો સામનો કરવાનું ભલભલાને મુશ્કેલ પડતું. છતાં જીવનમાં કેટલીય વખત આવા ટોળાનો એણે સફળતાપૂર્વક સામનો કર્યો છે. ઉશ્કેરાઈને આવતાં ટોળાં પાસે એ પહોંચી જતા અને બધાંને ટાઢા પાડી દેતો. એક વખત તો એની પણ ભારે કસોટી થઈ. એ દિવસના અથાગ પ્રયત્નને પરિણામે પણ લોક વિખરાયા નહિ અને રાત પડી. આ ભક્ત સૂઈ ગયો ત્યારે એકઠા થઈ ટોળાએ મધરાતે જેલ ભણી કૂચ આદરી. ટોળાને દોરનાર એના બે આગેવાનોએ થોડી વારમાં એમને એવો તો નશો ચઢાવ્યો કે લોકો ભાન ભૂલ્યા-અને મશાલ સળગાવી 'મારો કાપો'ની ચીસો પાડતા જેલ ભણી દોડયા.

આ ધાંધલથી જાગી ઊઠેલ પાદરી કોઈની મોટરમાં બેસી ધાંધલના સ્થળે પહોંચી ગયો. અને મોટરની બત્તીના પ્રકાશમાં જેલનાં પગથિયાં પર ચિંથરેહાલ દશામાં એક સૌમ્ય શાંત મૂર્તિનાં દર્શન ટોળાને થયાં. શરૂઆતમાં તો ભાનભૂલેલા એ ટોળાએ એની સાથે કિકિયારીઓ કરી, એના પર ગાળનો વરસાદ વરસાવ્યો છતાં ન તો તે ઉશ્કેરાયો કે ન તો એના ચહેરા પર અશાંતિનાં દર્શન થયાં. ટોળું જરા જરા ટાઢું પડતાં ધીર ગંભીર અવાજે એ વૈષ્ણવજન માત્ર આટલું જ બોલ્યો 'સૌ-સૌને-ઘેર જાવ'

એ અવાજની જાદુઈ અસર એવી થઈ કે કશીય ધાંધલ સિવાય નીચાં મોઢાં કરી સૌ સૌને ઘેર પહોંચી ગયા.

જીવનમાં બે વખત આ ભલો આદમી બિમાર પડી ગયો હતો પહેલી બિમારી વખતે એ રસ્તા પર આવી ઊભો રહ્યો અને એક ઘરડી ડોસીની મોટરમાં હોસ્પિતાલ જવા ચઢી ગયો. રસ્તામાં પેલી ડોસીએ એવા એક કુટુંબની વાત કાઢી કે જેનાં બાળકો દૂધ માટે

તલસતાં હતાં. ગામોના ધણવાળા એક મિત્રની આ પાદરીને ઓળખાણ હતી એટલે પાંચ માઈલનું ચક્કર મારી એ ત્યાં પહોંચ્યો ને ગાય લીધી. પણ ગાયને લઈ જઈ શકાય તેવી ગાડી તેમની પાસે નહોતી એટલે એપેન્ડીસાઈટીસના ચૂંકથી બેવડો વળી જતો આ પાદરી ચાર માઈલ એ ગાયને દોરી દૂધભૂખ્યાં પેલાં બાળકોને ત્યાં પહોંચાડી ઈસ્પિતાલમાં પહોંચ્યો ત્યારે મરણતોલ અવસ્થામાં હતો.

બીજી વખત એ બિમાર પડ્યો ત્યારે એને લકવો લાગુ પડ્યો હતો. ઇસ્પિતાલમાં એનાં પત્ની પુત્ર એની ખબર કાઢવા પહોંચ્યાં ત્યારે જાણ્યું કે લકવો થવાનું કારણ એ હતું કે છેલ્લા સપ્તાહમાં દિવસ-રાત એક વિધવાના ખેતરનો પાક લણવા એ પહોંચી ગયો હતો. અને રવિવારે દેવળમાં જવા એ નીકળતો હતો ત્યાં ખબર પડી કે એની કોઈ પર છાપરું નહોતું એટલે એ છાવા એ રહ્યો ત્યાં સુધીમાં તો દરદે એનો કબજો કરી લીધો હતો.

જ્યારે ઈસ્પિતાલમાં ખાસ દાક્તરે નિદાન કર્યું કે એ બે પાંચ વરસ જીવી શકશે. પણ એના સ્નાયુઓ હવે કામ આપી શકે એ સ્થિતિમાં નથી ત્યારે એણે પૂછ્યું, 'કોઈ આશા નથી?' ડૉક્ટર ડોકું ધુણાવી ઓરડી બહાર ગયો એટલે પોતાનાં પત્ની, પુત્રને એણે આસ્તેથી કહ્યું, 'કૃપા કરી મને... ભૂલી જશો નહિ.' એણે આંખ બંધ કરી તે કરી. દુનિયા પર નિરર્થક જીવી ભારરૂપ બનવા કરતાં પ્રભુનાં દરબારમા પહોંચી જવું એ ભક્ત હૃદયને સવિશેષ ગમ્યું.

જીવન દરમિયાન બીજાને લાખો ડોલરને મદદ કરનાર આ ભક્ત અવસાન પામ્યો ત્યારે એની પાસે ૮૭ ડોલર, થોડાં ચિથરેહાલ કપડાં હજામતનો સામાન અને ગામના લોકોએ મોકલાવેલ એક ઘડિયાળ એટલી પૂંજી હતી. એના આખી જિંદગીની આ ભૌતિક કમાણી એનો પુત્ર એની એક મૂઠીમાં ઘાલી ઘેર લઈ ગયો. પણ એના ભક્ત જીવનની મીઠી ફોરમ, એના દયાર્દ્ર હૃદયની વત્સલતા હજુ યે લોકહૃદયમા તાજી જ છે અને આજે ય રૉબ વાઈટનું નામ કાને પડતાં એ વિસ્તારના સૌ કોઈ એને મનોમન નમે છે. અને ઉચ્ચારે છે: એ શે ભૂલાય?'

# જનતા કાજે જીવનાર

૧૮૬૦-૭૫ના અરસાની વાત છે અમેરિકાના કેટલાક વિસ્તારો ત્યારે સાવ અર્ધજંગલી દશામાં હતા ન મળે વાહનવ્યવહારનું ઠેકાણું કે ન મળે દવાદારૂની સગવડ એ જમાનામાં જ્યોર્જિયા પરગણાના એક કસહીન ખેતરના કંગાલ માલિકને ત્યાં ટોમ મેકીન્ટોસ નામનો એક છોકરો ઉછરતો હતો,

એક દિવસ એ અને એનો એક દોસ્ત રમતા હતા રમતા રમતા એનો દોસ્ત છાપરા પરથી પડી ગયો અને અપાર પીડા ભોગવી એ મરણને શરણ થયો કારણ કે આજુબાજુ માઈલો સુધી કોઈ વૈદ્ય કે ડૉકટરનું નામનિશાન ન હતું સારવારના અભાવે નિપજેલા પોતાના મિત્રના આ કરુણ અવસાનથી નાના ટોમનું દિલ એવું તો વલોવાઈ ગયું કે એની કબર પર એણે સોગંદ લીધા કે પોતે એક અચ્છો ડૉકટર બનશે

પોતાના મિત્રના મૃત્યુની આ દારુણ સ્મૃતિએ એને એવો તો પ્રજ્વલિત કર્યો કે ભૂખ, ગરીબાઈ અને અગવડ વેઠીને પણ એ એકવીસ વરસની ઉંમરે પહોંચતા તો એક વૈદ્ય તરીકેની લાયકાત મેળવી ચૂક્યો. આટલી લાયકાત અને ઉપાધિથી કોઈ પણ ઠીક શહેરમાં પાટિયું મારી એ જમાનામાં, એ સુખ ચેનથી રહી શક્યો હોત પણ એને તો એ વિસ્તારના સર્વશ્રેષ્ઠ ડૉક્ટર બનવું હતું એ ને તે જમાનાના એ વિસ્તારના વાઢકાપ નિષ્ણાત ડૉ. ગ્રિવીને ત્યાં એ પહોંચી ગયો અને તેમના હાથ નીચે ઉમેદવારી શરૂ કરી ભૂખ્યો અને તરસ્યો યુવાન ટોમ પડછાયાની માફક ડૉ. ગ્રિવીની સાથે ફરવા લાગ્યો અને એ જે કરે, જે કહે તે બહુ ચીવટાઈથી નોંધવા લાગ્યો એની આ નિષ્ઠાથી પ્રભાવિત થઈને ડાકટર અને વારંવાર પોતાનો હાથ અજમાવવાની તક આપ્યા કરતો એવી એક ગંભીર અને ગૂંચવણભરી શસ્ત્રક્રિયા

જ્યારે ટોમે સફળતાપૂર્વક કરી ત્યારે વિલી બોલી ઊઠ્યો, 'બેટા મને આવડે છે તેટલું તો તું શીખી ગયો!'

હવે તો એક સર્જન તરીકે ગમે ત્યા પ્રેકટીસ શરૂ કરી પોતાની ભૂખ ભાગી શક્યો હોત પણ એના મને ગળવો ઊઠાવ્યો કે હજુ તે પોતે સર્વશ્રેષ્ઠ ફીઝિશયન નહોતો. એટલે એણે એક વહાણમાં બેસી જર્મનીની વાટ લીધી અને હીડનબર્ગ વિદ્યાપીઠની દાક્તરી કોલેજમા એ દાખલ થયો.

ત્યા કોલેજના સૌ વિદ્યાર્થીઓમા એ જુદો જ તરી આવતો. એની નાની સરખી કાયા પર જ્યારે પ્રિન્સ આલ્બર્ટ કોટ અને ખાસી ઊંચી ટોપ હેટ ચડતી ત્યારે એ હતો તે કરતાં ઊંચો લાગતો. અને એની લાબી ઊડની દાઢી એને જુવાનીમા પણ પૌઢત્વનો ઓપ આપતી. આવા અસરકારક વ્યક્તિત્વની એની છાપ જ્યારે એનો તીણો અવાજ નીકળતો ત્યારે ઓસરી જતી. પણ આ બધાની એને કંઈ પડી નહોતી. એ તો અભ્યાસ પાછળ એવો પડ્યો હતો કે માન સાથે પાસ થયો અને જ્યોર્જિયાના એક અકિંચન ખેડૂતપુત્રનું જીવનસ્વપ્ન આકાર પામ્યુ.

આટલી વિદ્વત્તા અને નિષ્ણાતપણું પ્રાપ્ત કર્યા પછી એણે જે આદર્યુ એને કારણે તો એના સૌ દોસ્તો અને સગાએ એને તરત મૂરખનો ઇલ્કાબ આપી દીધો. કોઈ એક મોટા શહેરમા દબદબાથી દવાખાનું શરૂ કરવાને બદલે એ તો જઈ બેઠો થોમસવીલા નામના એક નાના સરખા ખેતીપ્રધાન ગામમા! એણે પોતાના જીવનના એક બીજા સ્વપ્નને સિદ્ધ કરવાની શરૂઆત કરી.

ગામના લોકોને જ્યારે એ ગામમા થોડી દુકાનો, થોડાં ઘર અને એક યુદ્ધ સ્મારક એટલા જ દેખાતા હતાં ત્યારે ટોમની આંખોને ત્યા નજરે પડતીઃ એક સરસ ઇસ્પિતાલ, રોગનિદાન કેન્દ્રો, આયા તાલીમશાળા અને એ આખા ય જનપદ વિસ્તારની સેવા કરતું એક પ્રવૃત્તિ-

શીલ તબીબી કેન્દ્ર. એની એ કોઈ વખત વાત છેડતો તો સૌ એને 'તરંગી ગણી હસી કાઢતા. આટલા બધા પૈસા આ ખેડૂતલોકો લાવે જ ક્યાંથી ?

પણ એ તો મન્યો જ રહ્યો. સૌ પ્રથમ એણે એ વિસ્તારમાં જુવાન ડૉક્ટરોને સ્થિર થવા આકર્ષ્યા. પોતાને ત્યાં ઉમેદવારી કરતા સૌ જુવાનોને એ ધગશ, એવા પ્રેમ અને એટલી ઉત્કટ તલ્લીનતાથી શીખવતો કે ચાલીસ વરસનો થયો ત્યાં સુધીમાં તો દંતકથા જેવું લોકવાયકે ચઢ્યું. એના સંસર્ગમાં આવતા સૌ જુવાનોમાં ડૉક્ટર થવાની ભાવના એ રેડતો એટલું જ નહિ એ માટે જરૂરી નાણાં અને પ્રબંધ પણ એ કરી આપતો. અને એના આ પ્રેમાકર્ષણથી એ'ચાઈ સૌ તૈયાર થઈ એની સાથે પડોશી વિસ્તારમાં જ કામે લાગી જતા.

પોતાના યુવાન ડૉક્ટર મિત્રોને એ હંમેશા કહેતો કે તમારે પૈસાદારની દવા કરી ખૂબ પૈસા પડાવવા હશે તો પણ તમારે ગરીબ લોકોની દવા કરવી પડશે કારણ કે દવા કરવાનું શીખવા માટે તમારે બિમારીનો ઈલાજ કરવો પડશે અને પૈસાદાર કરતાં ગરીબ લોકો વધારે મોટી સંખ્યામાં બિમાર પડે છે. મારા સ્વપ્નમાં રમતી હૉસ્પિતાલ જ્યારે અહીં ખડી થશે ત્યારે દસ દસ ફૂટ મોટા અંક્ષરોમા હું લખવાનો છું. કે આ હૉસ્પિતાલ 'કોઈ પણ જાતના ગરીબ કે તવંગર દરદીઓ માટે છે.'

એની ડૉક્ટર તરીકેની ખ્યાતિ એટલી તો ચોમેર પ્રસરી કે જેમ યુવાન માણસો તેની પાસે શીખવા આવતા તેમ દરદીઓ પણ દોડી આવતા. સાથે સાથે એની ભૂંડી બોલી અને આકરા મિજાજની વાતો પણ સૌ સ્થળે વહેતી થઈ. પણ એના ભૂંડા મિજાજ અને બોલીની પાછળ એક અતિ કરુણામય હૃદય ડોકિયાં કરી રહ્યું છે તે તેના મિત્રો સિવાય બીજા ભાગ્યે જ જાણતા. જ્યારે ક્યારેક એ કોઈ મદદવાંચ્છુ દરદી કે વિદ્યાર્થી, પડોશી કે ગ્રામવાસી પર ચિડાતો વા એને એ ઉધડો લેતો ત્યારે મિત્રો સમજતા કે પેલાને પાકી મદદ મળી ગઈ!

એની આ ભાડચૂનીલા પાઠગતું માનસશાસ્ત્રીય રહસ્ય એ હતુ કે પોતે કરેલી મદદની વાત કોઈએ ય જાણવી ન જોઈએ. પ્રભુ ઈસુના ઉપદેશની જેમ જમણા હાથે આપેલું, ડાબા હાથે જાણવું ન જોઈએ એ એનું જીવનસૂત્ર હતુ. એટલે કોઈ મિત્ર કોઈ વખત એને મોઢે કે કોઈની હાજરીમા એની ગુપ્ત મદદનો ઉલ્લેખ સરખોય કરે તો એ એના પર તૂટી પડતો. એને મોઢે એટલે ગામનો પાદરી જે એના આ રહસ્યને પિછાનતો તે, કદીય દેવળમા ન જનાર એવા આ ખરાબ જીભવાળા ધર્મવિરોધી ટોમને ઉત્તમ ખ્રિસ્તી તરીકે જાહેર કરતો ત્યારે સૌ મનમા સમસમી ઊઠતા

એના સૌ દોસ્તો અને સૌ દુશ્મનો એક વાતમા એના વિશે સંમત હતા કે એ પાકો કંજૂસનો કટકો છે. વરસો સુધી એની ઓપરેશન રૂમ એ જ એનું ઘર હતુ. દિવસે જે ટેબલ પર એ દરદીઓની વાઢકાપ કે પાટાપીંડી કરતો એ જ ટેબલ રાત્રિ દરમિયાન એનું શયનસ્થાન બનતું અને જે સ્ટવ પર એ પોતાના સાધનો સ્ટરીલાઈઝ કરતો, એના જ પર એ રાંધતો. પોતાના કપડા પોતે જ ધોઈ કાઢતો, અરે પોતાનો સાબુ પણ એ સ્વયં બનાવી લેતો અને મોજા તૂટે તો એને સાંધી લેવાનું પણ એ જ કરતો એની ગદાથી નાની ઓરડીની દિવાલો પર જમાના જૂની છબીઓ અને એના પોતાના પ્રમાણપત્રોની હારની હાર લટકાવેલી હતી અને ઓપરેશન ટેબલ પર ઊંચે એની લાબી દાઢીને ઓપરેશન વખતે વીંટાળવાની જાળી હતી. દર ૭ વરસે એ અતિ કચવાતે મને પ્રિન્સ આલ્બર્ટ જાતનો નવો કોટ ખરીદતો અને દર પંદર વરસે એક ટોપ હેટ. અરે આટલી બધી કમાણી હોવા છતા ગામમા વીજળી આવ્યા પછી પણ એ સસ્તુ હોવાથી ફાનસ જ વાપરતો. આનંદ પ્રમોદને એ પિછાનતો જ નહિ એટલે એણે કદી ય દારૂ પીધો નથી, કદી કોઈને ય ચા પાણી માટે નોતર્યા નથી, કદી સિનેમા જોવા એ ગયો નથી કે પત્તા પણ ખેલ્યો નથી. બીડી એ એક માત્ર એના વૈભવનું સાધન હતુ. એના આવા ઉગ્ર તાપસી જીવનની

ખૂબી તો સૌને એના મરણ બાદ જ સમજાઈ !

એ બે પૈસા ખરચતો પોતાની બગી અને ઘોડા પાછળ; વૈદ્યકીય પુસ્તકો અને ઓજારો પાછળ; અને થોમસવીલામાં સૌથી પહેલી મોટર ખરીદનાર પણ એ જ. આવા કંજૂસને એક નહિ પણ બે ગાડી ખરીદતો જોઈ ભલભલા વિમાસણમા પડેલા પણ એને મન તો એ પોતાના દૂરદૂરના દરદીઓ પાસે જલદી પહોચવાનું સાધન માત્ર હતી, એટલે એના લાંબા કોટના ઊંડા ગજવામાથી મોટર માટેના જરૂરી પૈસા એણે કાઢી આપ્યા ત્યારે સૌ નવાઈમા પડેલા અને એને ઉતાવળ કેટલી હતી કે મશીનની કામગીરી સમજાવતા માણસને બાજુએ હડસેલી કાઢી એ તો ચઢી બેઠો તે જાય સીધો ! રસ્તામાં આવતા માણસોને એણે ઘણી ય બૂમો પાડી પણ કોઈ ખસ્યા જ નહિ એટલે એણે મોટરને જરાક વાળી તે જઈને અથડાઈ યુદ્ધ સ્મારકના ઓટલા પર. ઓટલાના પથ્થર ભાગ્યા અને મોટરના તો ભુક્કેભુક્કા ઊડી ગયા. એ ભગ્નવશેષોમાથી ડોકિયુ કરતો ડૉ. ટોમ પેલા લોકોને ગાળો ભાંડતો ભાંડતો પહોચ્યો તે બીજી ગાડી લઈ આવ્યો.

એક દિવસ એણે જમીનનો એક ટુકડો ખરીદ્યો અને બાધકામ શરૂ કર્યુ. સૌને એમ લાગ્યુ કે એ નવું ઘર બાધતો હશે ! પણ જમીન ઊંચે આવ્યુ ત્યારે સમજ પડી કે એ તો એક ઈસ્પિતાલનું મકાન હતુ. એ ઈસ્પિતાલની હરેક ચીજ મકાન, સાધનો બધાનું ખર્ચ એણે જ આપ્યુ અને તેમા પ્રયોગશાળા વગેરે બધું આધુનિક ઢબનુ બનાવ્યુ.

આ પત્યું એટલે મિત્રોએ માન્યું કે હવે એનું એક જીવનસ્વપ્ન પૂરું થયું એટલે એ ઠરીઠામ થઈ બેસશે, પ્રભુતામા પગલા માડશે. અને આનંદ કરશે.

પણ સૌની આ ધારણા ખોટી પડી. ટોમ કદી પરણ્યો જ નહિ. હા, જીવનની શરૂઆતમા એ એક યુવતી સાથે પ્રેમમા પડેલો. એક રવિવારે સાંજે એણે એને મુલાકાતનો સમય આપેલો, પણ તે જ

વખતે એક મીદી છોકરાનો હાથ ભાગી ગયાના સમાચાર આવ્યા એટલે પેલી છેડાઈ પડી અને બોલી ' જરા ઊભો રહે, અને કહેતો જા કે તારે મન કોણ વધારે અગત્યનું છે : હું કે એક સીદી બચ્ચિયો !'

જરાય થોભ્યા સિવાય તેના તીખા અવાજે ટોમ બોલ્યો, 'એનો જવાબ તો હું નહિ આપું પણ હું એટલું જરૂર કહીશ કે ડોકટરની પત્ની થવાને તું લાયક નથી. '

ત્યારની ઘડી અને આજનો દહાડો. તે પછીની પચાસ વરસની એની જિંદગીમાં એણે કોઈ સ્ત્રી સાથે જરા પણ સંબંધ બાંધ્યો જ નહિ. એ એમનાથી અળગો જ રહેતો. માત્ર બે જ સ્ત્રીઓની હાજરી એ ખમી શકતો. એક એની બહેન અને પાછલા જીવનની એની રસોઈવણ સીદી બાઈ.

આવો સ્ત્રીધૃણાળો ટોમ બાળકપ્રેમી હતો એમ કોઈ કહે તો આપણા માન્યામાં ન આવે. પણ એનો બાળક માટેનો પ્રેમ એટલો તો ઉત્કટ હતો કે કોઈ મા-બાપ છોકરાને સરખી રીતે ન રાખતાં હોય તો ય વઢી નાખતો, એની ધૂળ ખંખેરી કાઢતો અને એટલે તો એના લાંબા ગંદા આલ્બર્ટ કોટના ગજવામાં કોઈ બાળકને આપવા માટે પીપરનીંટ ન હોય એવું કદી બન્યું નથી.

ગામમાં અદ્યતન ઇસ્પિતાલ શરૂ થઈ એટલે ગામનો તો ચહેરો જ બદલાઈ ગયો, છતાં ટોમમાં કશો ય ફેર ન થયો. એ તો એનું એ જ સાદું, કરકસરિયું જીવન જીવી પૈસા બચાવ્યા જ કરતો કારણ કે એ હમેશાં વગાળ કાઢતો કે હજુ તો કેટલાંય દરદીઓને બહાર ઓટલા પર પડી રહેવું પડે છે. કેટલાય નવાં ઓજારોની શોધ થયા કરે છે. એટલે નવાં ઓજારો, નવાં સાધનો અને નવાં મકાનો માટે એ પ્રયત્ન કર્યો જ કરતો.

આવા આ ટોમને મિત્રો હતા. એક વખત માણસ ગમી ગયો. એટલે એ કોણ છે, કઈ જાતનો, નાતનો છે, શું કરે છે એવું કશું ય એ પૂછતો નહિ. કર્નલ ઓલિવર નામનો એનો એક પૈસાદાર મિત્ર હતો. એક વખત ટોમે એની એક ઋતુ દવા કરી. ચેલો બહુ વળગ્યો

ત્યારે ટોમે ૫૦ ડોલરનું બીલ કર્યું. પેલે જણાવ્યું કે હું ન્યુયોર્ક ગયો હોત તો મારે ૧૫૦૦ ડોલર સહેજે ખરચ આવત. એટલે એણે પંદરસો ડોલરનો ચેક લખી આપ્યો. ટોમે એ ચેક ધર્માદા આપવાની જાહેરાત કરી એટલે પેલા મિત્રે કહ્યું કે એ પોતે પણ ધર્માદા આપી શકે છે અને એ બીજા પંદરસોનો ચેક લખી ધર્માદા આપી બહાર જવા ઊભો થયો. ત્યાં ટોમે એનો કોટ પકડી કહ્યું, 'પણ પેલા મારા પચાસ ડોલર તો તારે આપવાના બાકી રહ્યા!'

એવો જ એનો બીજો મિત્ર સ્ટેન્ડર્ડ ઑઈલ કું. નો એક ભાગીદાર હતો. એ મિત્રે એને દસ લાખ ડોલરની સખાવત આપી. આજે એની ઈસ્પિતાલમાં દંતવિદ્યાથી માંડી રેડીઓલોજી સુધીના સૌ વિભાગો છે, આયાઓ—ગોરી અને કાળી—માટે બે તાલીમશાળાઓ છે, બહારના દરદીઓ માટે પણ પૂરતી સગવડ છે. બે લાખ ઉપરાંત દરદીઓને એ ઈસ્પિતાલે આશ્રયેશ આપી છે.

આજે એ ટોમ હયાત નથી. છતાં એ વિસ્તારનાં સૌ એનો બાળકપ્રેમ, એની દરદીઓ માટેની તમન્ના, એના ગુપ્ત દાન, અને ગૂઢ દરદોનું એનું સંશોધન અને ઈલાજ વગેરે કેટલીય વાતો યાદ કરે છે.

એ મરી ગયા પછી ખબર પડી કે આખી જિંદગી એણે જે કંજૂસાઈ કરી ને તો એ વિસ્તારના બે અનાથાશ્રમને માટે જ. પોતાની સઘળી મૂડી પોતાના વીલમાં એણે એ અનાથાશ્રમોને બક્ષિસ કરી. કોઈ એના ગુણગાન એના કબર-પથ્થર પર ગાઈ બેસે એ બીકે વીલમાં એ પણ જણાવ્યું કે મારા કબર-પથ્થર પર આટલું જ લખવું:

અહીં સૂતો છે
થોમસ મરડૉક મેકીન્ટોસ
ફિઝીશિયન
સર્જન
બેચેલર



મૂકતો. રાત પડયે આ લૂલાલંગડાના સમાજમાં દરેક જાણે પોતે જ ઉસ્તાદ દોડનારો, કૂદનારો કે ખેલનારો હોય એમ રંગભરી વાતો જામતી અને એ અશક્તાશ્રમ તત્કાલ પૂરતો તો રમત ઉસ્તાદોનું પટાંગણ બની જતો ! આવા જ એક રંગભરી રાતના ડાયરામાં આર્થરે પેલા હૉકી ફૂટબોલના ખેલાડી સ્વેનને પોતાનો લાડીલો બનાવ્યો અને એકલવ્યે જેમ જગતના દ્રોણની માટીની મૂર્તિ રચી એ પ્રેરણામૂર્તિના સાન્નિધ્યમાં બાણવિદ્યા પર પોતાની પકડ જમાવી તેમ આ આર્થરે પોતાના માનીતા સ્વેન જેવો ખેલાડી થવાનાં સ્વપ્નોને આકાર આપવા પાછળ મચી પડ્યો. કલાકો સુધી અશક્તાશ્રમમાં એ એકલો ને એકલો કે સામેની ભીંતને સામાવાળિયો સમજી બૉલને પગથી ફટકારતો જ રહ્યો ! આમ કરતાં એને થાક લાગતો ત્યારે એ પોતાની પ્રેરણામૂર્તિ સ્વેનનો વિચાર કરી નવું માનસિક જોમ મેળવતો અને થાકને દૂર હટાવી બૉલ પાછળ પડતો.

આમ પાંચ વરસની સ્વેનભક્તિ પછી એક દિવસ એને ફિન્લૅન્ડ અને સ્વીડન વચ્ચેની મૅચમાં જીવનમાં પ્રથમ વાર પોતાની પ્રેરણામૂર્તિના પ્રત્યક્ષ દર્શનનો લહાવો મળ્યો. તે દિવસે સ્વેને પણ જે પરાક્રમો કર્યાં અને માનપાદ અને હારતોરા પ્રાપ્ત કર્યાં તેનું દશ્ય આર્થરના મનમાંથી ભૂંસાયું જ નહિ.

પણ એનો આ આનંદ લાંબો ટક્યો નહિ. માનવતા વિહોણી કાર્ડપદ્ધતિનો ભોગ એને થવું પડ્યું. અને નામને બદલે કાર્ડનંબરથી ઓળખાતા આર્થરને, ઘર જેવો થઈ પડેલો એ અશક્તાશ્રમ છોડી બાળગુનેગારોની એક રેફ્રેમેટરીમાં જવું પડ્યું. ધીંગા થયેલા એ બાળગુનેગારોની જમાતે એની જે ક્રૂર ટેકડી દિવસો સુધી ઉડાડી એથી તો એ દુખી દુખી થઈ ગયો. આ નરકાગારમાંથી બહાર કાઢવા પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યો સદ્ભાગ્યે બીજા સપ્તાહના એને વાસ્કિના માટે હરિપતાનમાં ખસેડવામાં આવ્યો અને એણે છુટકારાનો દમ ખેંચ્યો ! હરિપતાનની એકાકી પથારીમાં પડ્યા પડ્યા પરવિહોણા

એને, ઘર જેવા લાગતા પેલા અશક્તાશ્રમનાં મીઠાં સોણલાં ભયંકર રીતે પીડવા લાગ્યાં. આવી એક પીડા સમયે જ આગળ ઉલ્લેખાયેલો પત્ર એ પોતાના પ્રિય પાત્ર સ્વેનને લખેલો.

એના કમભાગ્યે જેનાથી એ દૂર ભાગવા માગતો હતો, જેને એ ધિક્કારતો હતો તે રેફરમેટરીમાં જ એને પાછો મોકલવામાં આવ્યો. એના ચહેરાને કંઈક રૂપ આ વખતે આવ્યું હતું છતાં એ દયાહીન જમાતે એને એવો તો પજવી કાઢ્યો કે એને નાસી છૂટવાનું મન થયું એ સિવાય એને કોઈ ચારો કે આરો દેખાયો નહિ. પણ જવું ક્યાં (દુનિયામાં એનું કોણ હતું કે જેને આશરે એ ઘડીભર ઊભો રહે)? આ વિષાદમય માનસાવસ્થામા એ શાળાના નીચેના ભાગમા આવેલા સરોવરને કાંઠે એકલો ને અટૂલો બેઠો બેઠો વિચાર્યા કરતો, 'મારે જીવીને કરવું છે શું? મરીશ તો નિદાન સ્વર્ગ તો મળશે ને?' અને આ વિચારમાળાએ એના મન પર પકડ જમાવી તેમા વળી એની, નિરાધારનો આધાર એવી એકની એક આશાન્તંતુ આપનાર વ્યક્તિ સ્વેન તરફથી પણ કશોય ઉત્તર કે પત્ર નહોતો

સ્વેન પણ બિચારો શું કરે? પેલા દુઃખી પત્રના શબ્દો એના હૃદયમાં ચોંટી તો ગયા હતા પણ ફુરસદ મળે ત્યારે ને। પખવાડિયા પછી એણે ફરી પેલી પત્ર-પોટલી ઉઘાડી જોયું તો એમા વળી નીચેના શબ્દો એની આંખે ચઢયા 'શસ્ત્રક્રિયા વખતે હુ બેભાન હતો ત્યારે પણ તમારા નામના જ પોકાર હું કર્યા કરતો હતો એમ ડોક્ટર કહેતા હતા. તમે મને મળી જશો ને?

સ્વેને તરત જ ઇસ્પિતાલનો ફોન જોડયો તો ખબર પડી કે એ છોકરો ઇસ્પિતાલ છોડી ગયો છે પણ ફોનનો જવાબ આપનાર નર્સે કહ્યું, 'આર્થરના જેટલી મિત્રની જરૂરિયાત બીજા કોઈ છોકરાને નથી, એટલે તમે જશો તો ઘણું સારું થશે.'

શનિવારની એ સાંજ હતી. આર્થર જીવનથી તંગ આવી ગયો હતો, એની એક માત્ર આશા સ્વેન તરફથી કશોય પ્રત્યુત્તર હતો નહિ

# નિર્બળ કે બળ રામ

આંતરરાષ્ટ્રિય ખ્યાતિ પામેલો સ્વીડનનો હૉકી અને ફૂટબોલનો ખેલાડી સ્વેન ગર્ગકીરટ સ્વીડનના જુવાનોનો લાડીલો હતો. એ સૌની ચોક્કસ ટપાલનો મારો તેના પર હસ્તાક્ષર કે મેચની ટીકિટ માટે ચાલ્યા જ કરતો. એની એક દિવસની ટપાલમાં એ ગોથાં ખાતો હતો ત્યાં એની નજર નીચેની લીટીઓ પર ચોંટી: 'હું તમને હૉસ્પિતાલ-માંથી આ લખી રહ્યો છું, પાંચ માસથી હું અહીં રિબાઉં છું અને સંખ્યાબંધ શસ્ત્રક્રિયાઓ મારા પર અજમાવવામાં આવી છે. ફિનલૅન્ડ સામે ખેલતાં મેં તમને જોયા ત્યારથી તમે મારું દિલ હરી લીધું છે. કૃપા કરી મને મળી જશો.'

આ શબ્દો એ ખેલાડીના હૃદય સોંસરવા નીકળી ગયા. પણ એ કામની એવી ધમાલમાં હતો કે એક પખવાડિયા સુધી એ એના લક્ષ બહાર જ રહ્યો. એને શી ખબર કે આ પત્રના આશાતંતુએ બંધાયેલું એક બાળકજીવન પાસેની એક હૉસ્પિતાલમાં જીવનમૃત્યુ વચ્ચે ઝોલાં ખાતું હશે!

એ પત્રનો લેખક હતો આર્થર સ્વેન્સન નામનો ચૌદ વરસનો એક છોકરો. એની આટલી ટૂંકી જિંદગીમાં એના પર બાવીસ ઉપરાંત શસ્ત્રક્રિયાઓ થઈ ચૂકી હતી અને એનું કારણ હતું કુદરતની એક નાનીશી કસૂર. એ બિચારો જન્મ્યો ત્યારે એને ચહેરો જ નહોતો! હા! સપાટ એવી એ માંસ-ચામડીની નપાટીમાં બે નાની આંખો હતી અને એ આંખ નીચે બે નાના સરખાં કાણાં હતાં. એ કાણાંની જગાએ ખરેખર તો નાક હોવા જોઈએ. પણ આ અભાગી બાળકને નહોતું નાક કે નહોતું મોઢું કે હડપચી! જાણે જીવનની ટંકશાળમાંથી છાપ કે ઉમી વગર બહાર પડેલો મુદ્રારહિત સિક્કો!

વિધિએ આ દુનિયામાં એક ઓર વાતે ઉમેરો કર્યો હતો. તેનો જન્મ થતાં જ પોતાના સંજોગ પરના કુદરતના આ અત્યાચારથી

નિરાશ થયેલા એનાં માતાપિતા એકમીજાથી છૂટાં પડયાં. એનો પિતા તો એમ જ માની બેઠો કે એ જીવવાનો જ નહિ એટલે એ તો એને ત્યજીને જતો જ રહ્યો. એક દયાર્દ્ર ડાકટરે એ ચહેરામા યોગ્ય સ્થળે એક ચીરો કર્યો અને વિધિનું આ વિચિત્ર સર્જન ઊંઆં ઊંઆં કરવા લાગ્યું અને દૂધના ઘૂટડા ઉતારવા લાગ્યું.

માતાપિતાથી ત્યજાયેલા આ બાળકને પેલા દાક્તરે એક સાર્વજનિક ઈસ્પિતાલમાં દાખલ કર્યું અને વિધિની આ વિચિત્રતાને સરખી કરવાના એક મહા ઉદાત્ત કાર્યથી પ્રેરાઈ દાક્તરોએ એના પર એક પછી એક નવી ચામડી મૂકવાની શસ્ત્રક્રિયા કરી એ સપાટ માંસમાટીને ચહેરાનું સ્વરૂપ આપવા એક ભગીરથ પ્રયત્ન આદર્યો. આજેય એ આર્થરને નાનપણના સંસ્મરણોમા પાટાપીંડી, ઈથરની તીવ્ર વાસ, ઈસ્પિતાલો અને અનાથાશ્રમો જ્યા છોકરાના ટોળેટોળાં એને ખિજવવા ફરી વળતા એ જ યાદ આવે છે

એ બિચારો નિશાળે જતાંઆવતાં બીજાંની ખીજમાથી બચવા સાવ એકલો અટૂલો જ જતો ! વચ્ચે વચ્ચે એને ચામડી ચઢાવવા પાછું ઇસ્પિતાલની મુલાકાતે જવુ પડતુ. આવી એક મુલાકાતને અંતે એના ચહેરા પર નાક જેવી એક આછી રૂપરેખા ઉપસી આવી ત્યારે બાળકોને એને ખીજવવાની એક નવી યુક્તિ હાથ લાગી. પોતાનાં નાક એ હાથ વડે દબાવી એ એના ચાળા પાડતા અને આર્થર હેરાન હેરાન થઈ જતો.

એવામાં એને એક અપંગ અને અશક્તાશ્રમમા મકેલવામા આવ્યો અને એ સૌ ટીખળમાથી થોડા સમય પૂરતો એ ઉગર્યો એ આશ્રમમા પાટા ને બંધ, ઘોડીઓ અને પૈડાં-ગાડીઓવાળા સૌ એના જેવા જ જીવનની એવી એક જ હોડીમા સફર કરનારા હોવાથી એનો સમય ત્યાં આનંદથી વીતવા લાગ્યો.

આ સંસ્થાના બાળકોને રમતનું ઘેલું લાગેલું હતું. દરેક બાળક પોતાની પાસે એક કાપલીપોથી રાખતો અને પોતાના માનીતા ખેલાડીનાં છાપાનાં ચિત્રો અને અહેવાલોની કાપલીઓ એમા રાખી

એટલે તડબૂચના રંગના સરેયાનાં મકાનો પર અને એના ભાંગ્યાતૂટ્યા બાગ પર આખરી નજર નાખી એણે સરોવર તરફ ડગ માંડયાં. પાણીને કિનારે પહોંચી એ વિચારવમળમાં ડૂબ્યો. એને તરતાં આવડતું હતું. એનાથી હાથપગ હલાવાઈ જશે તો ડૂબાશે કેમ કરીને ! એટલે એ ઘૂંટણિયે પડ્યો અને અને પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યો કે પ્રભુ, મારો આ આત્મઘાત સારી રીતે સફળતાથી પાર પાડજે.

પ્રાર્થના કરી એ બૂટની દોરી છોડવા લાગ્યો, ત્યાં તો બૂમ પડી, ' આર્થર, આર્થર, તારો ટેલિફોન આવ્યો છે. '

જીવનમાં પહેલી જ વાર એના પર કોઈનો ફોન આવ્યો. દોડતો અને હાંફતો એ પહોંચ્યો અને ફોનનું ભૂંગળું કાને ધરી બોલવા લાગ્યો. એનો શ્વાસ માતો નહોતો એટલે સ્વેનને કશી સમજણ ન પડી પણ સ્વેને કહ્યું, ' હું તને કાલે મળવા આવું છું. '

અને બૂટની એક દોરીને તાંતણે અને ટેલીફોનના તારે એક જિંદગી બચાવી.

રવિવારે સાંજના આર્થરની ઓરડીના બારણા પર ટકોરા પડ્યા અને ભૂરા ઓલિમ્પિક પોશાકમાં સજ્જ એક યુવાન પ્રવેશ્યો. એના હાથમાં ફળ અને મીઠાઈની ટોપલી હતાં. એને જોતાં જ પેલો છોકરો એને ગળે વળગી પડ્યો અને એની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યો.

આર્થરે જીવનમાં પહેલી જ વખત પોતાનું હૃદય ઠાલવ્યું અને પોતાની હાડમારીની પરંપરા કહેલી. લાંબા સમય સુધી એ એની વાત અતિ ધીરજ અને સહનશીલતાથી સાંભળી સ્વેને કહ્યું, 'જો ભાઈ, જીવનમાં પાછળના ભાગમાં સુનીજતો પડે તે કરતાં શરૂઆતનાં જ પડે તે બહુ સારું હોં.'

આર્થર સાથેની વાતો પતાવી સ્વેન બહાર નીકળ્યો ત્યાં તો છોકરાં એને ઘેરી વળ્યાં ત્યાં તો છોકરાં એને વળગ્યાં અને પોતાની સાથે બેસવાની એનજે માંગણી કરી. લાગ જોઈ સ્વેને તેમને કુદરતી

ખોડ અને માનવનિર્મિત ખોડ વિશે વાત કરી આર્થરના જેવી કુદરતી ખોડને નભાવી લેવા અને આર્થરને પોતાનો ગણી તેને ચીડવતા અટકી જવાની વાત કરી.

પછી એણે રમતના મેદાન પર દડો ફેંક્યો અને સૌ સાથે ખેલવા લાગ્યો. ચહેરાવિહિન આર્થર પણ જોડાયો અને એણે જે રમત રમી બતાવી તેથી સૌ આશ્ચર્યચકિત થઈ ગયા. વળતે દિવસે એ આશ્રમની ફુટબોલની ટુકડીનો આર્થર કેપ્ટન ચૂંટાયો!

ત્યારથી માંડીને આજ દિન સુધી સ્વેન આર્થરનો વાલી, મિત્ર, સલાહકાર, વડીલ, ભાઈ અને રક્ષણહાર રહ્યો છે. પોતાની દેશપરદેશની મુલાકાતો વખતે એ પરદેશથી આર્થર પર છબીઓ, ચિત્રો, નામાંકિત ખેલાડીઓના હસ્તાક્ષરો, કપડાં, બૂટ, વગેરે જાતજાતની ચીજો મોકલતો રહે છે. આર્થર આ સૌનો જવાબ કૃતજ્ઞતાપૂર્વક આપે છે. કદીક કદીક તો આંસુભીના એના પત્રમાં ઉલ્લેખ હોય છે કે મૃત્યુને આરે હું પહોંચી ગયો તેમાથી મને ઉગારી એક નવું જ જીવન તમે બક્ષ્યું છે.

આર્થર નવા જીવન સાથે નવો ચહેરો પણ પ્રાપ્ત કરી રહ્યો છે. ઓગણચાલીસ શસ્ત્રક્રિયાઓને અંતે એ દર્પણમાં મુખ દેખે છે તો ચહેરાનો આછો આકાર એની નજરે પડે છે. આ સંતોષની સાથોસાથ જીવનમાં સ્થિર થયાનો એક અવનવો સંતોષ એના મુખ પર તરવરે છે. એની એકલવાયી ઓરડીની દિવાલો દોડ અને ખેલકૂદમાં, ઈંગ્લેન્ડ, ફિન્લેન્ડ, સ્વીડન વગેરે દેશોમા એણે પ્રાપ્ત કરેલા કપ અને ચાદથી શોભી ઊઠે છે. એક દરજીની દુકાનમા એ નોકરી કરે છે પણ એનો જીવ તો એની કલબમાં છે, જ્યાં દસબાર વરસનાં બાળકોને સ્વેને એને શિખવેલો પાઠ એ પઢાવે છે. હવે તો એને એક સ્ત્રી મિત્ર પણ પ્રાપ્ત થઈ છે પણ એ સૌ કરતાં એને વિશેષ સંતોષ એ વાતનો છે કે પરમકૃપાળુ પ્રભુએ એની અપાર કરુણાતાના અંશરૂપે એના જેવા વિચિત્ર, નાચીઝ માનવને હરહમેશ છત્રરૂપ સ્વેન જેવો એક વડીલ આપ્યો છે. એટલે જ કહ્યું છે તે કે 'નિર્બલ કે બલ રામ.'

# વેરાનમાં વાડી

સને ૧૯૪૮માં આરબો અને યહૂદીઓ વચ્ચે યુદ્ધ શરૂ થયું અને સાડાદસ લાખ આરબોને પોતાનું વતન, વાડી–વજીફો, માલ-મિલકત છોડી ભાગવું પડયું. એ સૌએ પાસેનાં આરબ રાજ્યોમાં આશરો લીધો. એમને વસાવવા માટે સંયુક્ત રાષ્ટ્રસંસ્થાએ છાવણી ઊભી કરી પણ એમાં માંડ ત્રીજા ભાગનો સમાવેશ થઈ શકયો. બાકીનાં બધાં ડબાનાં પતરાંની ઝૂંપડીઓમાં કે ખડકના પોલાણમાં રહેવા લાગ્યા. ખદબદ થતું એ માનવજીવન અતિશય દુઃખકર હતું.

સૃષ્ટિની શરૂઆતથી જે વિસ્તારમાં હજારથી ય ઓછાં માણસો વસેલાં એવાં રણવિસ્તારમાં આજે ૭૦,૦૦૦ નિરાશ્રિતો આવી પડયાં હતાં. અતિ કિંમતી પાણીની શોધમાં આખો દિવસ દૂર દૂર જઈ પાણી વહી લાવતી બહેનોની હવગાર નિરંતર ચાલુ જ રહેતી; ગંદાં ગોબરાં બાળકો ફાટયાં તૂટયાં કપડામાં વીંટળાઈ આખો દી' મહોલ્લાઓમાં એકઠાં થઈ રેતી ઉથામ્યા કરતાં, તો ઘરના વડીલો, માથે હાથ નાખી, ઉદાસીન ચહેરે બેસી રહેતાં અને અકળ અંધકારમય ભાવિ અને વર્તમાન જીવનકટુતા તેમનું હૃદય નિરાશાથી ભરી દેતાં.

અલામી જ્યારે આ લોકોનાં મહોલ્લામાં થઈ પસાર થતો ત્યારે એને એમ લાગતું કે સૌ કોઈની દુઃખમય આંખો જાણે એના પર ન ઠરતી હોય ! એ સૌ એક વખતના ખેડૂતોને કામે લગાડવાની જવાબદારી જાણે પ્રભુ એને સોંપતો ન હોય એમ એને લાગ્યા કરતું

અલામી એક અતિ ધનિક જમીનદારના કુટુંબનો નબીરો હતો. કુટુંબની પ્રણાલી પ્રમાણે પેલેસ્ટાઈન સરકારમાં એ ઉચ્ચ હોદ્દો ધરાવતો હતો. એને એનું પોતાનું મકાન જેરૂસલેમ શહેરમા હતું. અને એમા એ સુખચેનથી દિવસ વિતાવતો હતો. પણ એના નવા નિવાસસ્થાન જેરીકોની આસપાસ ખેતી કરી શકાય એવું કશુંય ચિહ્ન નજરે પડતું નહોતું. આખો વિસ્તાર નિવાસયોગ્ય નહોતો

તેમાં વળી ઉનાળાનો તાપ કેટલો આકરો! છાયામાં ૧૨૦° પહોંચતા ઉષ્ણતામાને ધરતીને શેકી નાખી સૂકી અને બરડ બનાવી દીધી હતી.

છતાંયે અલામીને મન એક આશાસ્થાન હતું. પાસે જ ઝરણા જેવી વહેતી અને મૃતસરોવરમાં અદૃશ્ય થતી જોર્ડન નદીનો પ્રવાહ એનામાં આશાસંચાર કરતો હતો. એને એમ લાગતું કે એ નદીના પૃથ્વી પરના પ્રવાહ જેવો જ એક ભૂગર્ભ પ્રવાહ વહેતો જ હશે. એ ભૂગર્ભ પ્રવાહને હાથ કરાય તો બેડો પાર પડે એવી એની ગણત્રી હતી અને એ યોજના એના મનમાં કાયમ ઘોળાયા કરતી અને આકાર લીધા કરતી.

અને આમ સામાન્ય માણસ કરતાં સહેજ જુદી માટીનો એ માનવી હતો. એનું બાપદાદાનું ઘર, જે છોડીને એને સૌની માફક નાસવું પડયું હતું તે એને એના નવા નિવાસસ્થાન પાસે આવેલી સરહદી કાંટાળા તારની વાડમાંથી દેખાતું હતું. ઘણા તો પોતાની એક વખતની આ મિલકત પર દૃષ્ટિ ફેંકી નસીબને ગાળો દેતા, આ પરિસ્થિતિ જન્માવનાર સૌને શાપ દેતા અને કેમે ય કરી તેમના મનનું સમાધાન કરી શકતા નહિ. અલામી જ્યારે જ્યારે એ બાજુ નજર કરતો ત્યારે ત્યારે એના વિશાળ મકાનના ઝરૂખામાં ને વાંસ પર સૂકવવા ટીંગાડેલાં વસ્ત્રોની સંખ્યા ઉપરથી કેટલાં યહૂદી કુટુંબો એના એક વખતના ઘરનો ઉપયોગ કરી રહ્યાં છે તે અંદાજી, ૫૬ વરસનો એ આજીવન બ્રહ્મચારી, રાચતો. એના મનમાં કુડતાનો અંશ સરખો એણે પેસવા દીધો નહોતો. એટલે એનું મન પોતાના સહોદરોને ઠેકાણે પાડવાની રચનાત્મક યોજના ગોખવા લાગ્યું.

અને આ વિસ્તારમાં કૂવા ગાળી વાડીઓ ઊભી કરી, ખેતી કરવાની એક યોજના તૈયાર કરી તે જોર્ડનની સરકારના પ્રધાનો પાસે પહોંચ્યો. ત્યાં સૌએ ખીણ સૂકી અને વેરાન છે એટલે એ કશું શક્ય નથી એમ કહી જાકારો દીધો એટલે એ બ્રિટિશ ટેકનીકલ મિશનના

કર્મચારીઓ પાસે ગયો. એમણે પણ એને કંઈ જ ડાકું દીધું નહિ. એમને પાણીની કોઈ શક્યતા એ ભૂગર્ભમાં દેખાય જ નહિ અને પાણી મળે તો એ ખારાપાટ જેવી જમીનમાં ખેતીની કોઈ સંભવિતતા જણાય નહિ એટલે એ દોડયો સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાના અમેરિકન નિષ્ણાતો પાસે એ બધા અબજો ડોલરની એક સિંચાઈની યોજના એ વિસ્તારમાં તૈયાર કરવાના કામમાં ગૂંથાયેલા હતા એટલે અલામીને ત્યાંથી તો ઉત્તેજનની આશા હતી જ. પણ એ બધાએ મ ડોકું ધૂણાવ્યું, છતાં પોતાની યોજનાની વાતો અને દરખાસ્તો લઈ આખા મધ્યપૂર્વની બધી સરકારો પાસે જઈ આવ્યો. સર્વ ઠેકાણે મૂસા અલામી એક ધૂની આદમી તરીકે આ નિષ્ણાતો અને સરકારની દુનિયામાં હાંસીનું પાત્ર બની ગયો. છતાં એના દિલમાં પ્રગટેલો દીવો બુઝાયો નહિ.

અને એણે અંગત જોખમદારીએ જ આ પ્રયોગ કરવાનું ઠરાવ્યું. એની પાસે થોડા પૈસા પણ હતા. એનો ઉપયોગ આ યોજનામાં કરવાનું ઠરાવી એણે સરકાર પાસે બે હજાર એકર જમીનની માગણી મૂકી. આમ તો એ જમીનની કિંમત એકરે એક પૈસો ય ગણાય નહિ છતાં સરકારની મંજૂરી મેળવવામાં ઘણો સમય લાગ્યો.

જમીન મળતાં જ એણે ૩૦ નિરાશ્રિતોને કૂવો ખોદવાના કામે રોકયા. કામ કરવા એ રોજ પાંચ માઈલ જતા આવતા અને અસહ્ય તાપમાં, એક દિવસમા માંડ એકેક ફૂટ ખોદી શકતા. છ માસના અથાગ પરિશ્રમને પરિણામે ૧૯૫૦ ના જાનેવારીની પંદરમી તારીખે એમના બસો ફૂટ ઊંડા કૂવામાં મીઠા પાણીનું ઝરણું ફૂટયું ત્યારે સ્વાભાવિક સૌની આંખો હર્ષાશ્રુથી ઉભરાઈ ગઈ.

એની આ સિદ્ધિથી પ્રેરાઈ બીરતના એક સજ્જને એને પોતાનો એંજિન પંપ ઉધાર આપ્યો. અને જાનેવારીના પાછલા ભાગમાં તો એ સૂકી ધરતી પર પાણીના રેલા વહેવા લાગ્યા.

જમીનમાંની ખારાશ ધોઈ નાંખવા એ ધરતીને વારંવાર પાણીથી ધોવાની જરૂર હતી પણ સુસાને રાહ જોવી પાલવે તેમ નહોતી, એટલે એણે તો ખારાશમાં પાકે તેવાં જવ, ટામેટાં અને ડુંગળી પોતાના ખેતરોમાં રોપી દીધાં. સૃષ્ટિની શરૂઆતથી સાવ શુષ્ક રહેલા ધરતીમાં પહેલવહેલી લીલોતરી લહેરી ત્યારે સૌને થયેલ આનંદની કલ્પના માત્ર કેટલી બધી આહ્લાદક છે! તો એ નજરે જોનાર, અનુભવનાર અને પોતાની મહેનતનું ફળ પામનારના આનંદની તો કલ્પના જ શી થઈ શકે?

પછી સવાલ થયો જમીનના ખાતરનો. થોડા જ વખતમા આજુબાજુના પ્રદેશમા ભટકતુ જીવન ગાળનાર સૌ બેદુઈન લોકોને ખબર પડી ગઈ કે તેમનાં ઘેટાં બકરાના ખાતરનો ખરીદનાર જન્મ્યો છે એટલે ઊંટના ઊંટની લંગાર ખાતર ઠાલવતી રહી અને જમીન કસદાર બનતી ગઈ.

પછી તો નવા નવા કૂવા ખોદાવા લાગ્યા અને જમીનમાથી ખારાશ ધોવાઈ ગઈ એટલે જાતજાતનાં શાકભાજી અને ભાત ભાતના ફળઝાડ વવાવા લાગ્યા, આડપાન દાણાની છૂટ થતા મરઘા બકરાના ઉછેરની વાડીઓ પણ શરૂ થઈ ગઈ.

પારણામે વરસના ૭ માસ ધોમધખતો તાપ પડતો હોા છતાં અલામીની કરામતથી વરસના ત્રણ ત્રણ પાક લેવાના શરૂ થયા આ રીતે હાલ અલામીના ૭૦૦ એકરમાં ખેતી થાય છે. અને દસ પંપ કલાકના બે લાખ ગેલન પાણી ધરતીના પેટાળમાથી ખેચી એની સપાટી પર ઠાલવે છે. ૧૦,૦૦૦ કેળ ૫,૦૦૦ લીંબોઈ અને ૩,૦૦૦ જેટલાં મરઘાં જીવનની જરૂરિયાતો પૂરી પાડે છે અને શાકભાજીની બજાર આખાયે મધ્યપૂર્વમા મળી છે. ચારસો જેટલા આરમ નિરાશ્રિતોને ખેતર પર રોજી અને રોટી મળે છે.

અલામીના આ દાખલા પરથી પાઠ લઈ પાસેના અમાન ગામના લોકોએ ત્રણ હજાર એકર જમીન ખેડાણ હેઠળ આણી છે અને એના પર બીજા હજાર નિરાશ્રિતો પોતાના પગપર ઊભા રહેતા થયા છે.

જે જમીનની ફૂટી બદામ આપવા કોઈ તૈયાર નહોતું એ જમીનની કિંમત આજે એકરે બસો પાઉંડ જેટલી થઈ ગઈ છે અને ૧૪૦૦ જેટલા નિરાશ્રિતોને કામે લગાડવાની અલામીની કામગીરી કંઈ નાનીસૂની ન લેખાય.

ઉપરનું કામ પૂરેપુરું થતાં જ અલામીની નજર બીજી દિશામાં પડી છે. જમીનને ઉત્પાદક બનાવતાં બનાવતાં જ એ મનમાં જ પેલેસ્ટાઈનના યુદ્ધમાં અનાથ બનેલાં હજારો બાળકો માટે શાળા શરૂ કરવાનાં સ્વપ્ન સેવતો હતો. એનું સ્વપ્ન એટલેથી અટકયું નહોતું. એને તો એમ દેખાતું હતું કે એની શાળામાં વાંચતાં લખતાં શીખેલાં બાળકો આધુનિક ખેતી પદ્ધતિનું જ્ઞાન, સુથારી, દરજીકામ, મોચીકામ જેવા એકાદ ધંધાની તાલીમ મેળવે. શાળામાંથી બહાર નીકળી એ એકાદ જમીનનો ટુકડો સંભાળશે, એ પર ખેતી કરશે અને ખેતીના સાધનો અને ખેતીના ઉત્પાદનના બજાર માટે એ સહકારી ધોરણે વ્યવસ્થા કરશે.

એના કામથી પ્રભાવિત થઈ ફોર્ડ ફાઉન્ડેશને એને નિશાળ શરૂ કરવા ૫૩૦૦૦ પાઉન્ડ આપવાનું ઠરાવ્યું અને ૧૯૫૩ના માર્ચમાં ૧૮ છોકરા સાથે એણે શાળા શરૂ કરી દીધી. આજે એ સંખ્યા ૮૦ પર પહોંચી છે. બધાં બાળકો શાળાના આશ્રમમાં જ રહે છે, પોતાનો ખોરાક પોતે પેદા કરી લે છે, અને પોતાનાં કપડાં અને ફર્નીચર પણ જાતે તૈયાર કરી લે છે.

પૈસા મળતાં જ અલામી એક ડેરી, પેશ્ચુરાઈઝીંગ પ્લેન્ટ, એક કાપડ મિલ, એક ટાઈલ્સ અને એક ઈંટની ફેકટરી અને એક છાપખાનું કાઢવાના મનોરથ સેવી રહ્યો છે આટલેથી એની મુરાદ પૂરી થતી નથી.

એની નિશાળમાં સો છોકરાનું એક એકમ પૂરું થાય એટલે બીજા સોનું એક એકમ અને એક એકમ બહેનો માટે કાઢવાનો એ ઈરાદો રાખે છે.એ કહે છે કે એક ખેડૂત સાચો પ્રગતિશીલ ક્યારે બની શકે જ્યારે એની પત્ની પણ કેળવાયેલી હોય ત્યારે જ.

અલબત્ત દાવો કરતો નથી કે જોર્ડનનો નિરાશ્રિત સવાલ તેણે ઉકેલી નાખ્યો છે. જો કે એના ઉકેલની એક ચાવી એણે અવશ્ય બતાવી છે અને આજે ફળદ્રુપ બનેલી જમીન પર ગુજરાન ચલાવતા ખેડૂતોના આધારે રોજી મેળવતા મોચી, દરજી કે સુથારની સંખ્યા પણ કંઈ કમ નથી. છતાયે પોતાને હાથ લાગેલી નાની સરખી યોજના પાછળ આજે ય લાગી રહ્યો છે અને સાજ પડે, જ્યારે પોતાના બે ઓરડીના નાના સરખા મકાનની ઓસરીમા ખુરશી નાખી, ડૂબતા સૂરજના આછા તેજમાં લહેરાતી વાડીઓ અને લીલાછમ ખેતરો, દોડતા મરઘાં અને ખેતરમાંથી પાછા ફરતા ઢોર, રમતા બાળકો અને ઉત્સાહભેર ડગ માંડતા ખેડૂતો તથા યુવાનો જુએ છે ત્યારે એનું હૃદય એક અકથ્ય આનંદસહ સાચી કૃતકૃત્યતા અનુભવે છે. ત્યારે એને લાગે છે કે દુનિયાના ઘણા થોડા સુખી જીવોમાનો એક એ છે.



# શ્રદ્ધા રાખો

એનું નામ મીડલમેન, પશ્ચિમ જર્મનીના એક શહેરમાં આવેલી બે ફેક્ટરીઓનો એ જનરલ મેનેજર. પોતાનો ધંધો સુખચેનથી એ કરતો હતો. એવામાં ૧૯૪૬ના ફેબ્રુઆરી માસમાં રાજ્યના વડા પ્રધાનનું એને તાત્કાલિક તેડું આવ્યું અને એ એમને મળવા ગયો. વડા પ્રધાને દર્દમય ભાષામાં એને જણાવ્યું, "પૂર્વ જર્મની અને પાડોશી દેશોમાંથી લાખો જર્મન હિજરતીઓ અને નિરાશ્રિતો આપણા રાજ્યમાં આવે છે એ સૌને ઠેકાણે પાડવાના છે. એ કામ તમે ઉપાડશો?"

રાજ્યના ત્રીજા ભાગનાં ઘર બોમ્બવર્ષાથી ભસ્મીભૂત થયાં હતાં. લાખોના આ વસવાટ માટે નહોતાં નાણાં, નહોતો પુરવઠો, નહોતા કર્મચારીઓ અને નહોતી ઑફિસ. છતાં મીડલમેને એ ભગીરથ કામ ઉપાડ્યું. રોજ સવારે એ ફોન પર રાજ્ય અધિકારીઓને પૂછી લેતો કે એ દિવસે કેટલાં સ્ત્રી, પુરુષ અને બાળકો આવવાની ગણતરી છે એની ગોઠવણમાં લાગી જતો. એની સરેરાશ રોજની ૧૨૦૦ માણસોની હતી!

સૌથી પહેલી જરૂરિયાત વસવાટ છાવણીની હતી. મીડલમેને રાજ્યની સહાયથી શાળાઓનાં મકાનો, અર્ધભગ્ન મજૂર-નિવાસો અને અશક્તાશ્રમોનો કબજો મેળવ્યો, અને એમાં નિરાશ્રિત વણઝારો અને હિજરતી કાફલાઓને ઉતારવા લાગ્યો.

પછી સવાલ આવ્યો એ સૌને ભોજન પીરસવા થાળી, વાટકા અને જળપાત્રનો. વાસણના વેપારી એવા એક મિત્રને એણે ફોન કર્યો. એણે પૂછ્યું, "પણ, એના દામ કોણ ચૂકવશે?" મીડલમેને જવાબ વાળ્યો, "વિશ્વાસ રાખો. ગમે તેમ કરી તમારું પતાવીશું." મીડલમેનનો આ જ સૌને માટેનો સ્થાયી ઉત્તર હતો: "શ્રદ્ધા રાખો. બધું કરીશું. દરેકનું બીલ ચૂકવીશું."

અમેરિકન સૈન્ય પાસેથી એણે પંદર વેગન વપરાયેલું તબીબી સાધન ખરીદ્યું. ફાટેલું તૂટેલું કેનવાસ સૌથી પહેલું કાપી લઈ એને

ગોદડીઓ બનાવવામાં વાપરી દીધું, અને એને ઓછાડ ચઢાવ્યા કોથળાના કતાનના. આખા કેનવાસમાથી એણે કપડાં અને ઓવરકોટ બનાવ્યાં. હિજરતીઓમાથી જ નવ હોશિયાર દરજી વીણી લઈ દરેકને પચીસ 'જણ મદદમાં આપ્યા અને એમ એમની જ મહેનતથી એણે એ નકામા તખૂના કાપેડમાંથી ૮૩૦૦૦ જોડ કપડાં કર્યાં અને દસ શિલિંગના સસ્તા દામે એક જોડ વેચી.

બાકી રહેલા ટુકડામાથી એણે હાથમોજાં તૈયાર કરાવ્યાં અને બજારમાં જ્યારે કાળાબજારમાં એક પાઉન્ડથી ઓછી કિંમતે એક જોડ મેળવવી દુર્લભ હતી ત્યારે તેણે સાંધાસુધીથી તૈયાર કરેલી ૪૨૦૦૦ જોડ માત્ર ત્રણ પેન્સે આપી !

૭ મહિના પછી આ આખા સોદાનો એણે હિસાબ કાઢયો ત્યારે બધું ય પતાવતાં એક લાખ માર્ક વધ્યા !

આ રીતની શરૂઆતથી સૌને ખાત્રી થઈ કે જાતમહેનતથી ઘણું ઊભું કરી શકાશે.

મીડલમેન એની યોજનાઓ આગળ ધપાવવાનું વિચારી રહ્યો હતો ત્યા દેશભરમાં એક કટોકટી ઊભી થઈ. હિજરતી અને નિરાશ્રિતોની આ સતત વણઝારથી મુંઝાયેલા ૪૯૬ નગરપાલિકાના નગરપતિઓએ સામટા રાજીનામાં આપી દીધા અને કામ સ્થગિત થયું.

આ સૌની તાત્કાલિક એક સભા બોલાવાઈ અને મીડલમેને એમને ૭ કલાક સતત સમજાવટ કરી કે રાષ્ટ્રિય કટોકટીના આ પ્રસગે આપણે હાથ હેઠા કરીએ તો આપણા સૌની કૂખ લાજે અને દેશને લાંછન મળે. મીડલમેનની કુનેહભરી સમજાવટને પરિણામે સૌએ રાજીનામા પાછા ખેચ્યા અને એ આ નિરાશ્રિતોની વણઝારને કામે લગાડવાના પેતરા ગોઠવવા લાગ્યો.

એક દિવસ જરીકામ કરતો એક નિરાશ્રિત વેપારી એને મળવા આવ્યો, અને એમનું કામ શરૂ કરવા એણે મકાનની માગણી કરી.

મીડમેનને પહેલા તો સૂઝ પડી નાહ અને એ લાચારી વ્યક્ત કરવા ઇચ્છતો હતો હતો ત્યા એને પુરાણી લશ્કરી બરાકો યાદ આવી. બારી-બારણા વગરના એ છાપરામા એણે એમને વસાવ્યા. પછી એક બેન્કની લોન મેળવી એને ઠીક કરાવ્યા. ૩૫૦૦ હાથ ત્યા કામે લાગ્યાં! આજે પ્રતિમાસ એ સાડાત્રણ લાખ પાઉન્ડના માલની નિકાસ કરે છે અને એમ દેશને અનાજની આયાત કરવા જરૂરી નિકાસ હુંડિયામણ પૂરુ પાડે છે.

એટલામા દ્રાક્ષ ઉગાડનાર ખેડૂતોની એક મંડળીનો એને ભેટો થઈ ગયો. એમણે દ્રાક્ષ માટે જમીનની માગણી કરી મીડલમેનને કયાય જમીનના દર્શન થયા નહિ એટલે એક ખેડૂતે કહ્યુ, "જ્યા આજ સુધી કશુ ય ન ઊગ્યુ હોય એવી કોઈ જગા બતાવો તો પણ ચાલશે."

મીડલમેન એમને એક તૂટેલા વિમાનઘર પર લઈ ગયો. ત્યાં એ લોકોએ ઝૂંપડા બાધ્યા, અને અઠવાડિયા પછી એ ત્યા જોવા ગયો તો પેલા લોકોએ જમીન સાફ કરી દ્રાક્ષના છોડ લગાવી દીધા હતા. આજે એ વિમાનઘર પર ૭૨ કુટુમ્બોએ નવું ગામ વસાવ્યુ છે અને તેને સત સ્ટીફન નામ આપ્યું છે.

એવામા મીડલમેનની નજર પડી દેશના હજારો માબાપ વિહોણા, ગેરરસ્તે દોરાયેલા જર્મન યુવાનો પર. આ તાર વિપત્તિનો ભોગ બનેલા એમાના કેટલાક બાળ ગુનેગાર પણ થઈ ગયા હતા. કેટલાક વેપારી મડળોએ આવા યુવાનોને ધધો શીખવી રાગે પાડવા માટે બાળઘર શરૂ કર્યા હતા. આવા બાળઘરની મુલાકાતને પરિણામે મીડલમેનને લાગ્યુ કે એ બરાબર નહોતુ. એ બાળકોને કુટુબજીવનની અનિવાર્ય જરૂર હતી!

મીડલમેને જોયું કે કેટલાક કુટુંબો ત્રણ ઓરડાવાળા ઘર ઊભાં કરતા હતા એ ચાર ઓરડી બાધે તો સહેલાઈથી એક બે બગનકુટુંબ યુવાનોને રાખી શકે અમેરિકન મિત્રમંડળને સમજાવી તેણે એવી

યોજના કરી કે ચાર ઓરડી બાંધવા તૈયાર થનારને ઉપરનું મંડળ સારી મદદ કે લોન આપશે અને બાંધકામ સાહિત્યમાં એમને પ્રથમ પસંદગી મળશે, નતીજો એ આવ્યો કે કેટલાક કુટુંબને ઘર માટે જરૂરી મદદ, લોન કે સામગ્રી મળી ને કેટલાય જુવાનોને કુટુંબહુંફ મળી.

હવે સવાલ આવ્યો ખેડૂતોનો. નહોતી એમની પાસે જમીન કે નહોતા હથિયાર. પુરુષો પણ મોટા ભાગના ઓઅવર્ષોમા ખલાસ થઈ ગયેલા. સામાન્ય રીતે જમીનવાળા ખેડૂત યુવાનને પરણવા ખેડૂત યુવતી તૈયાર થાય. મીડલમેને એવો કાયદો કરાવ્યો કે જે નિરાશ્રિત ખેડૂત યુવાનને પરણશે તેને પાંચ વર્ષ સુધી કરવેરામાથી મુક્તિ મળશે. પરિણામે વીસ હજાર છોકરીઓ નિરાશ્રિત યુવાનોને પરણી ગઈ અને બધાને અહીં તહીં જમીન આપી કામે વળગાડયાં.

હવે અણઉકેલ્યો કોયડો રહ્યો નિરાશ્રિત ડૉક્ટરો, વકીલો વગેરે ધંધાદારીઓનો. ધંધાદારી ઈર્ષા ને હરીફાઈને કારણે એમને સ્વીકારવા કોઈ તૈયાર નહોતું.

મીડલમેને પોતાની કચેરી પાસે નવી વસ્તી અને એની આ અંગેની જરૂરિયાતોના વિગતે નકશા તૈયાર કરાવ્યા અને બધા વકીલ, ડાક્ટરોને ભેગા કરી એમને સમજાવ્યુ કે વધેલી વસ્તીના હિસાબે નવા માણસો ક્ષેત્રમા ઝંપલાવશે તો એમને મુશ્કેલી નહિ નડે. એ સમજાવટને લીધે અણઘટતી હરીફાઈ કે ઈર્ષા અટકયાં અને નિરાશ્રિત બેંક પાસેથી સાધનો માટે લોન અપાવી એ સૌ વકીલ ડાક્ટરોને એણે ઠેકાણે પાડચા.

પણ આ બધામાં એને નાણાની ખૂબ તંગી ઊભી થઈ. આવકના ૪૦ ટકા જેટલો આવકવેરો નાખવા છતા ખાડો તો એટલો જ રહ્યો એટલે મીડલમેને એક અશ્રુતપૂર્વ યોજના હાથ ધરી. એણે એક એવો કર નાખ્યો કે દરેક જર્મન પાસે ૧૯૪૮મા જે કંઈ મિલકત હોય તે બધીના અર્ધો ભાગ સરકારને ઇક્વાલાઈઝેશન ટેકસ તરીકે આપી દેવો અને આ કરની રકમ પછીના ત્રીસ વરસમા સરખે હપ્તે

સરકાર પાછી વાળશે એમ ઠરાવ્યુ. નિરાશ્રિતોને આ કરમાથી ૧૭૦૦ પાઉન્ડની મત્તા સુધી મુક્તિ આપી પરિણામે એ થયુ કે વીસ કરોડ પાઉન્ડ, કર પેટે એને પ્રતિવર્ષ મળતા થયા અને એનુ કામ પાટે ચઢ્યુ

પરિણામે એને ૧૯૫૩ના અત સુધીમા ૫૯૧૦૦ હાથઉદ્યોગ કેન્દ્રો, ૮૩૮૨ ફેક્ટરીઓ ૩૮૪૦૦ નવા ખેતરો વસાવ્યા ત્રીજા ભાગની વસ્તીને નવા મકાનોમા વસાવી દીધી છે અને એક કરોડ છ લાખ જેટના ઘરવિહોણાને એણે ઘરકામની હુંફ આપી છે

દરેક સપ્તાહને અતે એ નવા ઠામઠેકાણે પડેલા દેશજનોની મુલાકાતે જાય છે એવી એક મુલાકાત પ્રસંગે એણે એક નાની ઝૂપડી આગળ ગેદી મેદી અને ગૂથ્યા કરતી એક વૃદ્ધાને જોઈ ઘરમા રાચરચીલામા માત્ર દેનદારનાં બે ખોખા જ હતા પણ ખોખા પર એક પ્યાલામા ફૂલ ગોઠવી રહ્યા હતા વાતવાતમા એને ખબર પડી તે એ વૃદ્ધા એક વખત ૬૦૦ એકરના ખેતરની માલિક હતી એનુ ડઝન ઉપરાત માણસોનું ભર્યું ભાદર્યું ઘર યુદ્ધમા વેરવિખેર થઈ ગયુ એનો પતિ તે અર્ધો ડઝન ઉપરાત છોકરા એમા ખપી ગયા હવે બે છોકરા અને બે છાકરી સાથે સાથે એ ઝૂપડીમા રહેતી હતી ચારેય જણુ આજુબાજુ કામે લાગ્યા હતા

એની વિતકકથા સાભળીને મીડનમેને એ વૃદ્ધાને કહ્યુ, "માજી, તમારે માટે હુ કશુ કરી શકુ તેમ હોઉં તો તે કરતા મને ખરેખર આનદ થશે"

ડોકુ ધૂણાવતા એ વૃદ્ધાએ કહ્યુ, "અમારે રહેવાને છાપરુ છે, ખાવા પૂરતુ અન્ન મળે છે અને ઘરના બધા કામે લાગ્યાં છે હાલ પૂરતુ આ ઘણું છે બાકીનુ અમે આપમેળે ફોડી લઈશુ."

મીડનમેનના ચહેરા પર સ્મિત ફરક્યું એ વૃદ્ધાને બચ્ચી કરવાનુ મન થયુ કારણ કે એના સારાય જીવનનો પાઠ એ પાકી રીતે પામી ગઈ હતી



# જીવનનું જોમ

૧૯૬૨ના જુલાઈની વીસમી તારીખનો એ દિવસ. યુનિવર્સિટીમાં રજા હતી એટલે ન્યુ હેમ્પશાયર યુનિવર્સિટીના થોડા વિદ્યાર્થીઓ એક જળધોધ જોવા અને આજુબાજુના પ્રદેશમાં રખડવા ગયા હતા. એ વિદ્યાર્થીસમૂહમાં ડોરોથી નામની વીસેક વર્ષની એક યુવતી હતી. ડોરોથી એ યુનિવર્સિટીની એક ચેમ્પીઅન તરનારી હતી. એની હિંમત પણ અપૂર્વ હતી. એટલે ગ્રેનાઈટ પથ્થરની ઊંડી ખીણમાંથી વહેતી સ્વીફ્ટ નદીના બે ધોધ વચ્ચે ઘૂમરીઓ લેતા પાણીવાળા એક ખાબોચિયામાં ના'વાના એને કોડ હતા. આવતાંની સાથે જ ના'વાનો પોષાક પહેરી એણે પડતું નાખ્યું અને ઘૂમરીઓ લેતા પાણીને પાર કરીને એ નીકળી ગઈ અને સૌની સાથે બપોરના ભોજનમાં સહભાગી બની.

બપોર પછી આખી ટુકડી નદીના એ કિનારે રખડવા નીકળી પડી, અને એમ ખરબચડા ખડક, ઊંચી નીચી ભેખડો, નદીની રેતી અને પથ્થર કાંકરા કૂદતાં કૂદતાં થાકયા એટલે પાછાં વળ્યાં અને પોતપોતાની મોટરમાં ગોઠવાતાં હતા ત્યાં કોઈકે પૂછ્યું, "ડોરોથી કયાં ગઈ?" થોડાક મિત્રોને ધોધના ઉપરના ભાગે એક ખડક ઉપર ઉભેલી ડોરોથીની પાણી પર પડતી છાયા જોયાનું આછું પાતળું સ્મરણ થયું.

તરત જ બધાં દોડયાં અને ખીણ અને ટેકરાની ટોચેથી તેમણે અવાજ કર્યો, "ડોરોથી, ડોરોથી!"

કયાંયથી કશો અવાજ ન આવ્યો. એટલે ટુકડીના યુવાનો એક પછી એક નદીની આજુબાજુના બધા ખડકો ખૂંદી વળ્યા. કેટલાક બન્ને ધોધની ઉપરવટ અને નીચેના પાણીમાં ડૂબકીઓ મારવા લાગ્યા પણ કયાંય કશી નિશાની હાથ ન લાગી એટલે એડમન્ડ નામના એક સાહસિક યુવાને તો પ્રવાહમાં જ પડતું નાખ્યું! પડતાંની સાથે જ

ધોધમાર વહેતા અને નીચે પડતા પાણીના પ્રવાહમાં એ એવો તો તણાયો કે પહેલા ધોધની નીચેના ખાબોચિયામાં એ પડ્યો ન પડ્યો ત્યાં તો નીચે ખેંચાયો અને દેખાતો બંધ થયો ! સૌના જીવ તાળવે ચોંટ્યા ત્યાં તો બીજા ધોધની નીચેના પાણીમાંથી આખા શરીરે ઉઝરડાવાળો અને લોથપોથ થયેલો એડમન્ડ ફેંકાઈ બહાર આવ્યો.

વાત એમ બની કે પહેલા ધોધ નીચે ખડકમાં એક મોટું ભગદારું પડેલું હતું અને એમાંથી ઘસાતો તૂટાતો એડમન્ડ નીચે સહીસલામત ફેંકાઈ ગયો હતો. પણ આ ઉપરથી એટલું તો નક્કી થઈ ગયું કે ધોધના કોઈ ભાગમા ડોરોથી હતી જ નહિ, નીચે ઉપર તો એ ક્યા ય હાથ લાગી જ નહોતી.

પરિણામે એ પ્રવાસી ટુકડીને એ નિર્ણય ઉપર આવવું પડ્યું કે ડોરોથી ધોધના પાછલા ભાગમાં ક્યાંક સપડાઈ ગઈ હશે અને ક્યારની ય રામશરણ પહોંચી ગઈ હશે.

છતાં કેટલાએ વ્યર્થ ડૂબકીઓ મારવાનું ચાલુ રાખ્યું. જ્યારે બીજા પાસેના ગામડે પહોંચી ગયા અને તેમણે પોલીસને ટેલિફોનથી આ અકસ્માતની ખબર આપી. એ કલાકમા તો પોલીસ, દાક્તર, વીસ જંગલ અધિકારીઓ સાથે આવી પહોંચી અને બિલાડી મૂકવાનું અને વાસથી ડોરોથીને ગોતવાનુ શરૂ કર્યું.

એમ મથામણ ચાલતી હતી ત્યા એક જણને લાગ્યું કે એની બિલાડીને કશુક નક્કર અથડાયુ. એ જ ઠેકાણે ફરી બિલાડી ફેરવી તો બિલાડીને એક આંકડે કિરમજી રંગની રેશમી એક પટ્ટી ચોંટી આવી. એ ચિંદરડી ડોરોથીના સ્નાન પોશાકની હતી.

હવે વાત નક્કી થઈ કે ડોરોથી ક્યાં હતી. પણ એ સ્થળે તો ધોધનું પાણી એટલુ ગાઢું હતું કે ત્યાંથી એના શરીરને બહાર ખેંચી કાઢવું અશક્ય જ હતું. એટલે એ લોકોએ પાણીના આખા વહેણને બદલવાનો મનસૂબો ગોઠવ્યો. પાણીનું એ વહેણ બાજુએ વાળવા માટે રેતી ને પથ્થરો ગોઠવવા પડે. એવું સાધન તો તેમની પાસે હતું

નહિ અને રાત્રિનું અંધારું જામતું હતું. વળી પાણીના એ ધોધ નીચે ડોરોથી જીવતી હોવાની કોઈ શક્યતા દેખાતી નહોતી એટલે વળતી સવારે બંધ બાંધી રાત્ર કાઢવાનું એ લોકો વિચારી શક્યા હોત પણ એ તો એ વિચારને પાછો ઠેલી, મારતી ગાડીએ પાસેના શહેરમાં પહોંચી ગયા. ત્યાંથી બટાટાના ખાલી કોથળા, પાવડા વગેરે લઈ આવ્યા અને રેતીથી એને ભરી પાણી આડા ગોઠવી દીધા. સાથે થોડાક પથ્થર પણ ગબડાવી લાવ્યા એટલે પાણીનું વહેણ પાતળું બન્યું એની ગર્જના ગાયબ થઈ ગઈ અને નીચે પડતાં પાણી અર્ધપારદર્શક બની ગયાં.

આવાં આ પાણીની ધાર અને શીકર પાર ચીક નામના એક પોલીસે એક હાથ ઊંચો નીચો થતો નિહાળ્યો એની બિલાડીના આંકડામાં એ હાથ ભેરવાઈ શક્યો નહિ એટલે એણે છેડે ગાળાવાળો એક વાંસ બાંધ્યો અને જાણે કે ભારે ઉસ્તાદીથી પેલા હાથમાં ગાળો પરોવી ગાળાને ખેંચી એ, હાથ પર બેસાડી દીધો અને ઊંચો સપાટી નજીક ખેંચ્યો. પછી બીજાએ એને પટ્ટા અને પગથી પકડી રાખ્યો ત્યારે એ ઠંડાગાર પાણીમાં એણે પોતાનો હાથ નાખ્યો અને મહા-મહેનતે પેલા હાથની નજદીક પોતાનો હાથ લઈ ગયો અને ત્યાં તો, એની ભારે અજાયબી અને થડકાટ વચ્ચે પેલા ઠંડા હાથની આંગળી-ઓએ એનાં કાંડાને વીંટળાઈને ભરડો લીધો!

ત્યારે સવાલ એ થયો કે ડોરોથીને થયું હતું શું!

જ્યારે સૌએ એને જોઈ ત્યારે એ શરત મારતી હતી કે એ પથ્થરે પથ્થરે કૂદતી કૂદતી ધોધની ધાર આગળની નદીને પાર કરી જશે. મધ પ્રવાહે એ પહોંચી ત્યાં એ લપસી અને સીધી ઘસડાઈ ધોધના પ્રવાહમાં અને ઊંધે મસ્તકે પડી પેલા ખાબોચિયા તરફ.

ત્યાં એડમન્ડની માફક ખડકના ખાબોચિયામાં તણાઈ નીચે જવાને કે પ્રવાહના વહેણ સાથે વહેવાને બદલે જળધોધની પાછળ નીચેના ભાગમાં ધસી આવેલા એક ખડક સાથે અથડાઈ. ત્યાં પાણીથી ઘસાઈ

તૈયાર થયેલા એક પથ્થરના પોલાણમાં એનો ડાબો પગ ભરાઈ ગયો. એ ભરાવાની સાથે જ એ ઊંધી પડી ગઈ. એના પગ પેલા ખડક પર આવી રહ્યા જ્યારે એનું માથું અને હાથ ખડકની ધાર પર તોળાઈ રહ્યા !

જીવવાના એક પ્રયત્નમાં અને પાણી ન પી જવાય એ હેતુસર ડોરોથીએ શ્વાસ રૂંધે રાખ્યો પણ સહેવાયું જ નહિ અને ફેફસાં ફાટી જશે એમ લાગ્યું ત્યારે એણે શ્વાસ મૂકયો ! એની ગણત્રી હતી કે એ તરત પાણી પી જશે પણ એની ભારે અજાયબી વચ્ચે એ મુક્ત રીતે હવા લઈ શકી, એના મુખમાંથી શબ્દ નીકળી પડયા, "ઓ પ્રભુ ! આ શું જાદુ કર્યો છે?"

એની આજુબાજુ તો ધોધનાં પાણી ગર્જતાં હતાં અને અથડાતાં હતાં. છતાં માન્યામાં ન આવે એવી વાત એ હતી કે એ ગર્જતા ધોધની પાછળ એનું શરીર સમાયું એટલી જગ્યા ફીણના પરપોટા અને ગોટેગોટાથી છવાઈ હોવા છતાં પાણીમુક્ત હોવાથી, શુદ્ધ હવાયલ હતી! એ બબડવા લાગી, "મારાથી શ્વાસ લઈ શકાય છે. હું ડૂબતી નથી. પ્રભુ કરે ને કોઈ વખતસર આવી પહોંચે તો બચી જવાય!"

ગર્જતા ધોધપ્રવાહથી ડોરોથીના હોઠ ત્રણેક ઈંચ દૂર હતા. ધોધની સીકરથી એનો ચહેરો ભીનો થતો હતો, ધોવાતો હતો, જ્યારે શરીર પર તો પાણીની છોળો લાગતી હતી આમાંથી છૂટવાના એના પ્રયત્નના પરિણામરૂપે એનો સ્નાન ગણવેશ ફાટી ગયો અને એ સાવ વસ્ત્રહીન બની ગઈ.

આમ ફિકરમાં અને ઠંડીમાં એ ઠરતી જતી હતી ત્યાં લીલા—પીળા રંગના પ્રકાશનો એને ભાસ થયો એટલે એણે ચીસ નાખવા યત્ન કર્યો પણ એ ધોધની ગર્જનામાં એની ચીસ તો ક્યાંય ડૂબી ગઈ.

પછીના સવાત્રણ કલાક તો એ ઘડીકમાં ભાન ગુમાવતી તો ઘડીકમાં ચેતન પામતી. આમ એ ચેતન અને અચેતન અવસ્થા વચ્ચે ઝોલાં ખાતી હતી ત્યાં એના ચહેરા ઉપર પેલા બિલાડીના આકડા

ફરતાં અનુભવ્યા. એને પકડી ઉપરના માણસોને ખબર આપવા એણે ઘણો ય પ્રયત્ન કર્યો, પણ ઠંડીથી ઠૂંઠા થઈ ગયેલા, અને બહેર મારી ગયેલા હાથ આંકડાને પકડી શક્યા નહિ. એટલામાં પેલા દોરડાનો ગાળો તેના હાથ નજદીક આવ્યો. આખા શરીરનું જોર એકઠું કરી એક ગાળો પકડી લીધો અને પોતાના કાંડા આસપાસ એનો ભરડો લગાવી દીધો. પછી તો ઉપરના માણસોએ કેટલાય આચકા માર્યા, કેટલી ય દિશામાં એને આઘી પાછી કરી ત્યારે પેલા પથ્થરની પકડમાંથી એના પગને મુક્ત કરી શક્યા અને સૌની ગણતરીએ એના મૃત શરીરને ખેંચી બહાર લાવ્યા ત્યારે એ પાતળી વસ્ત્રહીન દેહયષ્ટિ આરસના પૂતળા જેવી લાગી હતી.

પણ એટલામાં તો સૌના અચંબા વચ્ચે એ નગ્ન આરસ પૂતળાએ આંખ ખોલી. એના હોઠ વચ્ચે ફીકકું સ્મિત ફરકયું અને એ પૂતળાએ પોતાના બંને, બળહીન, કૌવતહીન હાથ પેલા સિપાઈના ગળે ભેરવી દીધા!

પાછાં વળતાં એમ્બ્યુલન્સ ગાડીમા પેલા સિપાઈએ ડોરોથાને કહ્યું, "મારી જિંદગીમા સૌ પ્રથમ આજે શબના આલિંગનનો મને અનુભવ થયો. પળવારમાં હું સાનભાન લગભગ ખોઈ બેઠો અને મેં તને ફેંકી દીધી."



# ઘણું જીવો હારી પોગો

ચાર્લ્સ ઈલિયટ ફૅાક્સ ન્યુઝીલેન્ડના એક સુખી કુટુંબનો નબીરો. ન્યુઝીલેન્ડના યુનિવર્સિટીની એમ. એ. અને ડી. લીટ.ની ઉપાધીઓ એણે પ્રાપ્ત કરેલી. એ ભાષાશાસ્ત્રી હોવા ઉપરાંત શબ્દકોશ રચનાર પણ હતો.

વિદ્યાભ્યાસ પૂરો થતાં જ એનું મન પાદરી થવા તરફ વળ્યું અને તેમાંથી તેને નરભક્ષી માનવોના ઉત્કર્ષની ઝંખના લાગી એટલે યુવાન વયે ચાર્લ્સ આધુનિક સભ્યતાનાં બધાં સુખસગવડોને તિલાંજલી આપી, અજ્ઞાતવાસ, બ્રહ્મચર્ય અને ગરીબાઈનાં વ્રત ધારી પોતાના હૃદયમા પ્રેમનો સંદેશો લઈ પ્રશાંત મહાસાગરના અજ્ઞાત ટાપુઓમાંના એક (સોલોમન ટાપુ સમૂહના સાંકીસ્ટોબાલ) ઉપર એક અંધારી રાતે, એકલો અને અટુલો ઊતર્યો. દિવસે તો એ ટાપુ નજદીક એને ઊતારી દેવાની કોઈની હિંમત નહોતી પરંતુ પાસેના ટાપુના મિત્ર વતનીઓએ તેને રાત્રે ત્યા ઊતરવાની હામ ભીડી હતી એટલી એ નરભક્ષી માનવોની બીક હતી.

એ ટાપુ પર રહેતા મેલાનેસિયાન આદિવાસીઓ સાચે જ ભયંકર લાગે, એમની નગ્ન પડછંદ કાયા, કેર કેર છુંદણાં અને માનવ કે કૂતરાના દાંતના હારથી શણગારેલી હોય. લાલ કાદવ જેવા કલપથી રંગેલા લાંબા છૂટા વિખરાયેલા વાળવાળો અને મોઢામાંથી પાનનાં લાલ ટીપાં ટપકાવતો આવો એકાદ માનવી, જંગલની કેડીના એકાદ વળાંક પર તમારી હડફેટમાં ચઢી જાય તો બીકના માર્યાં તમારું લોહી જ થીજી જાય.

આવા આ ટાપુ પર અંધારી રાતે ઊતરી યુવાન ચાર્લ્સે અંદરના વિસ્તારો તરફ ઝડપથી ડગ માંડયા ત્યારે એને મૂકી જનારાના એવી ગણત્રી હતી કે એકાદ બે દિવસમાં એની ખોપરી પેલા નરભક્ષી
૬ માનવોના ખોપરીસંગ્રહમાં સ્થાન પામી જશે. પણ શ્રદ્ધાયુક્ત, પ્રેમભરપૂર

હૃદયે એ નરરાક્ષસો પાસે વિના હથિયારે પહોંચ્યો ત્યારે પોતાની સ્નેહાર્દ્ર લાગણીથી એણે સૌને એવા તો ભીંજવી નાખ્યા કે એ પથ્થરનાં હૃદય પીગળી ગયા. એટલું જ નહિ એ બધાં એના પ્રેમપાશમાં એવાં તો જકડાઈ ગયા કે આજે એ ટાપુ પરથી નરમાંસ ખાવાની એ અમાનુષી, ઘૃણાસ્પદ પ્રથા સદંતર નાબૂદ થઈ ગઈ અને પોતાની રહેણીકરણી, ખાનપાન, પોશાકપહેરવેશ, વગેરે સૌ બાબતોમાં ધરમૂળની કાયાપલટ થઈ સમૂળી ક્રાન્તિ થઈ.

આ સમૂળી ક્રાન્તિ કરવાની એની શાંત અહિંસક રીત પણ અજબ હતી. આ પચાસેય વરસ દરમ્યાન એ એમના ભેગો, એમનો બનીને રહ્યો, અને અજ્ઞાન, નરભક્ષ અને રોગ સામે અણદીઠ લડત ચલાવતો રહ્યો.

શરૂશરૂમાં તો એ સૌ એને એક નવાઈની ચીજ તરીકે જોવા આવતા પણ થોડા જ વખતમાં એ સૌનો એવા તો માનીતો બની ગયો કે ગામના વૃદ્ધોએ એને ઝૂંપડી બાંધી આપી અને ધીરે ધીરે એને કહ્યું કરતા થઈ ગયા.

એણે શરૂઆત કરી દવાથી. એને વૈદકીય જ્ઞાન નહોતું અને એની પાસે દવાઓ પણ થોડી જ હતી છતાં એ દરદીની પાસે કશા ય ડોળ સિવાય બેસી જતો, તેના ધગધગતા કપાળ પર પોતાનો ઠંડો હાથ ફેરવતો, એ નગ્ન જંગલી દરદીઓની ઘાસની પથારીઓમાં તેમની સાથે સૂતો અને તેમનામાં શ્રદ્ધા અને પ્રેમના અંકુર પેદા કરતો. એ એમનાં ખેતરોમાં ગાજર અને બીજાં કદમૂળની ખેતી કરવામાં સહાય કરતો. તેમની જ સાથે કદમૂળ, વંદા વગેરેનું બનેલું ભોજન કરતો, તેમના ગંદવાડને સહન કરતો, તેમનાં દેવદેવીઓને રીઝવવાની વિધિઓમાં વિના સંકોચે ભાગ લેતો, તેમના સમૂહ નૃત્યોમાં જોડાતો અને એમનામા વિશ્વાસ જન્માવી નવી કેડીએ દોરતો.

થોડા વખત પછી એણે પોતાની ઝૂંપડીમા વાસનું ભોંયતળિયું જડયું એટલે સૌએ એમ કર્યું અને સૌ ભેજથી બચ્યા. એ વારંવાર સ્નાન કરવા લાગ્યો એટલે એનું અનુકરણ કરતાં બધા જ નહાવા

પગલાં પરથી આદમીને વરતવાની આ લોકોની શક્તિ પર અને તે પણ છોકરાંની, પોગો મુગ્ધ છે. માઈલો સુધી પગલાં પરથી માણસને એ વરતી કાઢે છે. એ એમની સૂક્ષ્મ અવલોકન શક્તિનો એ પરચો ગણે છે અને ઉજ્જવળ ભાવિનાં મંગલ સ્વપ્ન એ સેવે છે.

પોગોએ એમની ભાષા સાંભળી અંગ્રેજી બાળાખડી પ્રમાણે એને લખવાની શરૂઆત કરી જુવાનોને એ શીખવી દીધી છે અને એ જુવાનોનો શિક્ષકો તરીકે ઉપયોગ કરી એ હાલ શાળા ચલાવે છે.

આ પ્રદેશના લોકો અને તેમના જીવન વિષે વિદ્વત્તાભરી માહિતી આપતો એક ગ્રંથ પોગોએ લખ્યો છે અને સન ૧૯૨૪માં એ લંડનથી પ્રસિદ્ધ થયો છે.

અર્ધી સદી જેટલા આ ટાપુ પરના વસવાટમાં એ ભાગ્યે જ પાંચ છ વખત ટાપુ બહાર ગયો છે. અરે ! જાપાનીઓએ ટાપુ પર હુમલો કર્યો ત્યારે પણ એ ત્યાં જ રહ્યો અને એમને જ્યારે પોગો વિશે ખબર પડી ત્યારે એને પકડી એની પાસે માહિતી મેળવવા એમણે આકાશપાતાળ એક કર્યાં, પણ એના શિષ્યોએ બધો વખત એને એક ગામથી બીજે એવો તો સાચવીને ફેરવ્યો કે જાપાનીઓની બધી મહેનત વ્યર્થ ગઈ.

પોગો આજેય જંગલમાં એમની સાથે રહે છે. એમનો જ ખોરાક ખાય છે; એમનો થઈને જીવે છે. બહારનો ખોરાક મંગાવવાની કે પૈસાની એને જરૂર લાગતી નથી. હમણાં હમણા પ્રતિ વર્ષ બે વખત એમના બિશપ પોગોને મળવા આવે છે ત્યારે એને માટે જરૂરી ચીજવસ્તુઓ અને તમાકુ લેતા આવે છે એટલે પોગોને આજે છોતેર વરસની ઉંમરે પણ આ જંગલી પ્રદેશ છોડવો ગમતો નથી અને પોતાના જીવનની સંધ્યા આ એક સમયના નરભક્ષી લોકોને શિક્ષણ, ઉપદેશ અને સહાય દ્વારા પ્રભુને માર્ગે દોરી જગમાં વિતાવવાની તમન્ના સેવે છે.

ઘણું જીવો એ હારી પોગો.

*

લાગ્યા અને કેટલાય ચામડીના રોગમાંથી સૌને એણે ઉગાર્યાં. રહેતે રહેતે એણે એમના ભોજનની રીત અને વાનગીમાં પણ સુધારા કર્યા.

આ અર્ધી સદી દરમિયાન એ એકસો ચાર વખત મેલેરિયાના ભોગ બન્યો છે. આ તાવથી ઘણી વખત એ જંગલમાં જ બેભાન બની ઊંધો પડી રહ્યો હોય એવી દશામાં તેના શિષ્યોને હાથ લાગતો એટલે તો એમણે એનું નામ હારી પોગો પાડયું. એનો અર્થ થાય છે જમીન ઉપર ઊંધો પડી રહેનારો.

વિષુવવૃત્તીય આ પ્રદેશના હરેક રોગનો એ ભોગ બનેલો છે. કેટલીક વખત તો એ જાણીબુઝીને એવા રોગ શરીરમાં ઘુસાડતો તો ઘણી વખત તો એના દરદીઓ એને રોગની ભેટ આપતા. જાણીબુઝીને રોગ લેવા અંગેની એની દલીલ એવી હતી કે રોગને કારણે પેદા થતો દુઃખનો આપણને અનુભવ ન હોય તો એ રોગથી પીડીત વ્યક્તિને હું શી રીતે સહાય કરી શકું? કેટલીક વખત રોગનો ઉપાય શોધવા એ રોગ નોતરતો.

આ રીતે જ એણે પોતાને થયેલા ઘા પર ત્યાંની જંગલી માખને બેસાડેલી. એને કારણે એના પગમાં કોરીકોરીને મોટું કાણું પડયું. અને જુદા જુદા પ્રયોગો કરી તેનો ઉપાય શોધી કાઢ્યો.

એવી જ રીતે ત્યાંના પ્રદેશમાં અઢાર ઇંચ લાંબા રાક્ષસી કાનખજૂરા થાય છે. એ એવા તો ઝેરી હોય છે કે એ કરડે ત્યારે શરીરનો અવયવ ફૂલી જાય અને અઢાર કલાક સુધી પાર વિનાની પીડા થાય. આવી પીડા અનુભવતા પોતાના શિષ્યોને જોઈ એક દિવસે એણે એવા એક ખજૂરાને પોતાના હાથ પર કરડાવ્યો અને અઢાર કલાકની વેદના અનુભવી. ઘણી મહેનત છતાં એને ઈલાજ ન જડયો પણ ત્યાર પછી જ્યારે જ્યારે એને એ ખજૂરો કરડે ત્યારે એ ઘડિયાળને ચાવી આપી, અઢાર સિગારેટ લઈ સૂઈ જાય. દર કલાકે એક સિગારેટ પી એ વેદનાના અઢાર કલાક પૂરા કરી સોજો ઉતરતાં ઉભો થઈ પોતાને કામે લાગી જાય.

આ લોકોના અંધશ્રદ્ધા, વહેમ અને ભૂતપ્રેતની માન્યતાઓમાં પણ એ વિનાવિરોધે સામેલ થતો. દરિયાકિનારે નગ્નાવસ્થામા ઊભા રહી અગ્નિની ઉપર ડાકલું ખખડાવી ખાની હાથમાંથી છિપોલીઓરૂપી નાણું કાઢતા જાદુગરને એણે જોયો છે. તો ત્યાંની ટોળીના આગેવાનના શબના ચમત્કારિક અગ્નિદાહને પણ એણે જોયો છે. એ અગ્નિદાહમાં અગ્નિ શરીરના હાડકાને ઓગાળી ગયો અને ખાલી દાઝ્યા સિવાયની ચામડીનું ખોળિયું પડી રહ્યું. એવી જ રીતે પોતાના વડીલોને દરિયાની એક ખાડીમા મૃત્યુ પછી પધરાવવાની અજાયબ ઘટનાનો પણ એ સાક્ષી બન્યો છે. બેઠકની સ્થિતિમા શબને પથ્થર સાથે બાંધી એ પાણીમાં ઊતારે છે અને એક કુટુંબના બધા વડીલોને નીચે વર્તુળાકારે ગોઠવે છે. દર વરસે હરેક કુટુંબ પોતાની નાવડીમા બેસી એક દિવસ આ વડીલોને સન્માનવા પહોંચી જાય છે. સ્વચ્છ, પારદર્શક પાણીમા નજર કરતા એ બધા વડીલો આમતેમ ઝૂલતા કે વાતો કરતા હોય એવા લાગે છે. આ બધું કેમ બને છે તે એ કહી શકતો નથી એને પોતાને પણ સમજ પડતી નથી કે આ બધા શબ સડી કેમ જતા નથી કે એમને માછલીઓ ખાઈ કેમ જતી નથી!

આ બધાયે છતા એમની ભૂતપ્રેત, ભૂવાજોગી, મંતરજંતર કે બાધા-આખડીની માન્યતાઓ પર હલ્લો કરતું વેણ એણે કદી ઉચ્ચાર્યું નથી. એ સમજતો હતો કે ભૂવાજોગીઓના શત્રુ બનીને એનુ કામ સરે નહિ એટલે એમને પણ પોતાના દોસ્ત બનાવી એણે આખી જાતને એકેશ્વરવાદ તરફ દોરી. ધીરેધીરે તેમની બોલી પકડી. તેમના આગળ પ્રવચન શરૂ કર્યાં પરિણામે આજે એ પ્રદેશમા એ લોકોએ પોતે થઈને એક ભવ્ય દેવળ ઊભુ કર્યું છે જેના સભામંચ પરથી એ દર રવિવારે ઉપદેશ આપે છે. આ દેવળની ભવ્યતાનો ખ્યાલ એ પરથી આવશે કે પચોતેર પચોતેર ફૂટ ઊંચા, અઢાર ઇંચ પહોળા મેહોગનીના થાંભલા પર એ દેવળ ઊભુ કર્યું છે અને છાપરામાં

તથા બાજુમાં કાળજીપૂર્વક વાસ અને બીજા વેલા ગૂંથી એને વરસાદ અને તાપથી રક્ષ્યુ છે મચમા કળાત્મક કોતરણી કરી છે અને તેમાં એક મોતી જડયુ છે.

આમ એમને અધશ્રદ્ધા અને વહેમના ઊંડા ગર્તમાથી બહાર કાઢી સાચા ધર્મ પ્રતિ એણે એમને દોર્યો છે. નરમાસ ભક્ષણની વાત સૌ ભૂલી ગયા છે એટલુ જ નહિ પણ મિત્ર કે મહેમાનના આદરસત્કારના અગ તરીકે પોતાની પત્નીનો ઉપભોગ કરવા દેવાની પ્રથામાથી પણ એમને વાળી લઈ પતિપત્નીના પાવિત્ર્યની ભાવના પણ જગાવી છે.

આ લોકો શ્રદ્ધાપૂર્વક એને અનુસરે છે એનું બીજું એક કારણ પણ છે. એમની કેટલીક પથ્ય અને તંદુરસ્ત પ્રથાઓનો એ પુરસ્કર્તા બન્યો છે. ઉદાહરણાર્થે જ્યારે બે માણસો લઢે ત્યારે સૂર્યાસ્ત પહેલા વિજયી બનનારે હારનારને ત્યા પહોચી, પોતાની શુભ ભાવનાના પ્રતીક તરીકે એને થોડી છિપોલીઓ (ચલણ) આપવાનો રિવાજ છે, આ છિપોલીઓ એ સાચવી રાખે છે. અને એનો દીકરો મોટો થાય ત્યારે આપનારના દીકરાને એ પાછી વાળે છે અને બને પક્ષો વચ્ચે બીજી પેઢીમા સુમેળ જન્મ્યો છે એના પ્રતીક તરીકે એક સંયુક્ત મીજબાની ગોઠવાય છે.

આ લોકોની સ્ત્રીઓ બહુ કપડા પસદ કરતી નથી. તાજેતરમાં એમને બધ ચણિયા પહેરવા માટે આપ્યા તો એમણે પવન આવે અને બધિયાર ન લાગે તે ખાતર તેમા બબ્બે મોટા કાણા પાડયાં તો પગોએ એનું એ રીતે સમર્થન કર્યું કે બધ કપડાથી વધુ ચામડીના રોગ થવા સંભવ છે એટલે ઓછા કપડા એ આશિષ છે.

એ જ પ્રમાણે કોઈ આદિવાસી ભાષણ આપે ત્યારે અંતમા પોતાને શાતિથી સાભળ્યા બદલ દરેક વિનયી શ્રોતાજનને એ પૈસા વહેચે છે પોગોને લાગે છે કે આ પ્રથા અનુસરવા જેવી છે

પગલાં પરથી આદમીને વરતવાની આ લોકોની શક્તિ પર અને તે પણ છોકરાંની, પોગો મુગ્ધ છે. માઈલો સુધી પગલાં પરથી માણસને એ વરતી કાઢે છે. એ એમની સૂક્ષ્મ અવલોકન શકિતનો એ પરચો ગણે છે અને ઉજ્જવળ ભાવિનાં મંગલ સ્વપ્ન એ સેવે છે.

પોગોએ એમની ભાષા સાંભળી અંગ્રેજી બાળાખડી પ્રમાણે એને લખવાની શરૂઆત કરી જુવાનોને એ શીખવી દીધી છે અને એ જુવાનોનો શિક્ષકો તરીકે ઉપયોગ કરી એ હાલ શાળા ચલાવે છે.

આ પ્રદેશના લોકો અને તેમના જીવન વિષે વિદ્વત્તાભરી માહિતી આપતો એક ગ્રંથ પોગોએ લખ્યો છે અને સન ૧૯૨૪માં એ લંડનથી પ્રસિદ્ધ થયો છે.

અર્ધી સદી જેટલા આ ટાપુ પરના વસવાટમાં એ ભાગ્યે જ પાંચ છ વખત ટાપુ બહાર ગયો છે. અરે ! જાપાનીઓએ ટાપુ પર હુમલો કર્યો ત્યારે પણ એ ત્યાં જ રહ્યો અને એમને જ્યારે પોગો વિશે ખબર પડી ત્યારે એને પકડી એની પાસે માહિતી મેળવવા એમણે આકાશપાતાળ એક કર્યાં, પણ એના શિષ્યોએ બધો વખત એને એક ગામથી બીજે એવો તો સાચવીને ફેરવ્યો કે જાપાનીઓની બધી મહેનત વ્યર્થ ગઈ.

પોગો આજેય જંગલમાં એમની સાથે રહે છે. એમનો જ ખોરાક ખાય છે; એમનો થઈને જીવે છે. બહારનો ખોરાક મંગાવવાની કે પૈસાની એને જરૂર લાગતી નથી. હમણાં હમણાં પ્રતિ વર્ષ બે વખત એમના બિશપ પોગોને મળવા આવે છે ત્યારે એને માટે જરૂરી ચીજવસ્તુઓ અને તમાકુ લેતા આવે છે એટલે પોગોને આજે હોતેર વરસની ઉંમરે પણ આ જંગલી પ્રદેશ છોડવો ગમતો નથી અને પોતાના જીવનની સંધ્યા આ એક સમયના નરભક્ષી લોકોને શિક્ષણ, ઉપદેશ અને સહાય દ્વારા પ્રભુને મારગે દોરી જવામા વિતાવવાની તમન્ના સેવે છે.

ઘણું જીવો એ હારી પોગો.



# સુષુપ્ત શક્તિ

ન્યૂયૉર્ક શહેરના એક ભરચક લત્તામાં એક નમતા પહોરે ફૂટપાથ ર બે પથિકો અથડાઈ પડ્યા. એકનો પિત્તો એવો ગયો કે પળ વારમાં ણે સામાવાળાને ગબડાવી દીધો પણ ગબડાવનાર ગંજ્યો જાય એવો હોતો. પડ્યો ત્યાં તો પેલાના પગ એણે એવા ખેંચ્યા કે પેલો પણ ાય ભેગો થયો. પડતા પડતા એની નજર પેલાના ચહેરા પર પડી ને એને જે સમજાયું તેથી એને પોતાના પર શરમ આવી અને ગદ્‌ગદ ે પેલાની માફી માગી.

વાત એમ હતી કે પહેલો ગબડાવનાર અંધ હતો અને એ વાતની તીતિ થતાં જ બીજાનામાં આટલો બધો આકસ્મિત ફેરફાર થયો.

ન્યૂયૉર્ક જેવા ધમાલિયા શહેરના લત્તામાં કોઈની ય મદદ કે રવણી સિવાય ભીડ઼ા બજારે ચાલનાર એ અસાધારણ શક્તિ ધરાવનાર ંધનું નામ ટૉની.

નાનો હતો ત્યારે ઘરમાં એ ખોળાખોળા કરતો હતો ત્યાં એની જર છાજલી પરના એક મોટા શંખ પર પડી. એનો જીવ ઝાલ્યો ો નહિ એ શંખને ઉતારવા લાગ્યો ત્યાં શંખ એના ચહેરા પર ડ્યો અને એના અણિયા એની આંખમાં એવાં તો પેસી ગયાં કે એમનું ર આજીવન હણાઈ ગયું.

ટૉની જીવનભર પરવશ અને પરાધીન બની ગયો હોત પણ ાતાની આજુબાજુની પરિસ્થિતિ પર સંપૂર્ણ કાબૂ જમાવી દેવાની ત એને શીખવવાનું એના પિતાએ નિરધાર્યું અને અતિ : નિશ્ચયાત્મક સૂરે એને ફરમાવ્યું, "જો, આગળ શું છે તે ાવા તારા હાથ કદી લંબાવતો નહિ. ટટાર સીનો અને ઊંચું સ્તક રાખીને ચાલ. શરીરને જરા પણ આગળ વાળતો નહિ. ાજવસ્તુઓ ક્યાં છે તે પામી લેવાનું શીખી લે એટલે કામ પાર ડી જશે."

એના પિતાની આજ્ઞાનુસાર કામ કરતાં સંખ્યાબંધ વખત એ અથડાયો, કૂટાયો, ઉઝરડા થયા અને લોહી પણ નીકળ્યું પણ બંનેએ એ કશાની દરકાર ન કરી. પરિણામે એ દેખતા માણસોની પેઠે ચાલતા શીખ્યો. રસ્તા પર દોડતા વાહનોની ખબર એને કાન દ્વારા, અવાજ દ્વારા પડી જાય છે એટલે એ વાહનોને દેખતો હોય એ જ રીતે સાચવીને સ્થિર પગલે ચાલી શકે છે. અરે! વાહન ભરપૂર રસ્તો પણ એટલી જ સરળતા અને સહીસલામતીથી ઓળંગી શકે છે

એથી ય આગળ વધીને ન્યૂયોર્કની ભૂગર્ભ ગાડીઓ એ અતિ ભીડના સમયે બદલી શકે છે, પકડી શકે છે. કયા ઊભા રહેવું, ક્યારે ગાડીના ડબ્બામાં ચઢવું, ક્યાંથી ભૂગર્ભમાં જવા લિફ્ટમાં ઊતરવું કે ચઢવું વગેરે બધું એ સાહજિક રીતે સામાન્ય સચક્ષુ આદમીની જેમ કરે છે.

એના બાપને એટલેથી નિરાત વળી નહિ. એ સમજતો હતો કે ધંધા વગરનો આદમી નિરાધાર બને જ. એટલે એણે નાના ટોનીને જેમ ડગ માંડતા શીખવ્યું તેમ લાકડા વહેરતા શીખવ્યું. પછી સુથારીકામે એને વળગાડ્યો. બધા હથિયાર એને વાપરતા આવડ્યા એટલે એની પાસે બાગમાં બેસવાની એક પાટલી કરાવી. ટોનીને પણ એવી હિંમત આવી કે એક દિવસ એણે લાકડા ફાડવાની રજા માગી. બાપ વગરના છોકરાને લાકડા ફાડવાની હા પાડવી એટલે પગનો સીધો વીમો ઉતરાવવો એમ સમજવા છતાં ટોનીના આગ્રહને વશ થઈ એના પિતાએ મહાપરાણે સંમતિ આપી એટલે ટોની એવો તો લાગ્યો કે લાકડા ફાડવામાં એક્કો બની ગયો.

એ નવ વરસનો થયો ત્યારે એના પિતાએ એને ન્યૂયોર્કની અંધશાળામાં મૂક્યો એ શાળાનું એનું પહેલું સપ્તાહ તો ભારે સુખ ભર્યું વીત્યું રાજકુંવરની જેમ સૌએ એને રાખ્યો અને બધે ફેરવ્યો. પણ ત્યાં ય એ એના પિતા જેવા કડક ગુરુને હાથ પડ્યો. બીજા અઠવાડિયાથી તો એને રોડાની પેઠે એવો તો લાતે ચડાવ્યો કે એનો

નીકળી જાય. રમતના મેદાન પર એ કોઈની સાથે અફળાય ત્યા
જમાનાના બધા એના પર ગુસ્સે થઈ જાય અને એને ફચરી નાખે.
જાતની વર્તણૂક જરા વધુ કઠોર ભાસે, પણ એ શાળાનો નિયામક
તો હતો કે અધને કે ગમે તેને, ધાબડો એટલે ઉપયોગી નીવડ
। અને સુખી થવાની એની શક્યતામા ઘટાડો થવાનો જ.

એટલે એ આ બધા ચમુહીનોને પોતાના ચોગાનમા ફાવે તેમ
વા દેતો કોઈ દીવાલ સાથે અથડાય અને કપાળ તોડે તો એ
પાટો બાધતો પણ પાછો એને તરત જ છૂટો મૂકી દેતો. આમ
ને જે ઘા કે ઘસારા થતા એથી એમને દુખ કે ગ્લાનિ થતી જ
એ બધુ જીવનના એક અગરૂપ ગણાતુ.

એ શાળાના ચોગાનમા આ બધા અધ બાળકો જે રીતે દોડતા,
, ચાસો પાડતા કે આથડતા એ જોઈને કોઈ એને સામાન્ય
કોની શાળા જ ગણે અને ટોની પણ કહેતો હતો કે એ બધા
કો સામાન્ય જ હતા, માત્ર એમને અધાપો હતો એટલુ જ

અવાજ પરથી વસ્તુ કે વાહનની હસ્તી નક્કી કરવાની વાત એ
જ શાળામા શીખ્યો ત્યાના છોકરાઓ રમતના મેદાન પર દોડતા
તાળી પાડતા અને એ તાળીના મોજાંની દિવાલ પરથી મેદાનનું
ક્યા છે એ નક્કી કરતા ટોની પણ એ જ રીતે એ શીખ્યો
અવાજ પરથી વસ્તુનુ સ્થાન પારખવાની એને એવી તો ટેવ
ગઈ કે એ સામાન્ય માણસની જેમ જ હરીફરી શકે છે એને
નાન ક્યારે થાય છે જ્યારે એ કોઈકને કહેતું સાભળે છે કે
ભાઈ લાકડી લઈને કે કૂતરાને લઈને ચાલતા હોય તો કેવુ
। વિના આધાર કોઈ વખત ક્યાક ભટકાઈ પડશે તો !"

આમ તો એ બહુ ભટકાતો નથી પણ કોઈક જ્યારે એના પ્રત્યેની
નુભૂતિથી ગભરાઈ જઈ એની આનાકાની છતા એને મદદ કરવા
કરે છે ત્યારે એને અવશ્ય વાગે એક વખત એવા એક ભાઈ

બૂગર્બ રેલ્વેમા એને દોરી એવા તો દોડવા કે પ્લેટફોર્મ પરના પોલાદના થાભલા સાથે એ ભટકાઇ પડ્યો અને કપાળમા કાયમની નિશાની રહી ગઈ.

ટોની શાળાત પરીક્ષામા ૯૦·૬ ટકા માર્ક મેળવી ઈનામ જીતી ગયો અને કોલેજમા દાખલ થયો. કોલેજમા બીજા દેખતા વિદ્યાર્થીઓ સાથે અભ્યાસમા હરીફાઈ કરવાનુ એને અઘરું ન પડ્યુ. ઘણી સહેલાઈથી એ પાર પાડી શક્યો પણ એને બીજી મુશ્કેલીઓ નડી. આધળાને કોઈ ઘર આપે નહિ એટલે દેખતો મિત્ર સાથે રાખી એને ભાડાની ઓરડી ગોતવી પડતી. એથીયે વધુ વિટબણા એને કામ મેળવતા થઈ. નોકરીએ રાખનાર સૌ કોઈ અધને જોઈ ખચકાય. પરિણામે ઘણા દિવસ સુધી લૂખાસૂખા ભોજન પર ચલાવવું પડ્યુ. પછી તો એને વાચવા લાગતી હતી તે છોકરી સાથે એ પરણ્યો. બંનેનું લગ્નજીવન અતિ સુખી નીવડ્યુ છે.

યુદ્ધ સમય દરમિયાન એણે રેડિયો માટેના કન્ડેન્સરને ઈચના એક હજારમા ભાગ જેટલા ઘસી તેમને હીરાકણિકના લેથ પર પૉલીશ કરવાનુ કામ માથે લીધુ. આવું અતિ ઝીણવટભર્યું કામ આખો વગર કરવાનુ કેમ ફાવે? સામાન્ય દેખતો કારીગર એક કલાકમા આવા ૨૬ કન્ડેન્સર તૈયાર કરતો. ટોનીને તો ઘણો સમય લાગતો કારણ કે એ તૈયાર થયાની એને સમજ જ ન પડે બુદ્ધિ વાપરી એણે એક એવી કરામત તૈયાર કરી કે માપે ઘસાઈ રહેતા આપોઆપ ઘટડી વાગે. પછી તો ટોનીનુ કામ એવુ પાટે ચઢી ગયુ કે કલાકના ૧૦૦ની ગતિએ એ પહોચી ગયો. કારખાનાના નિરીક્ષકો એ વાત માની શક્યા નહિ એટલે એ પ્રત્યક્ષ જોવા આવ્યા અને ટોનીએ કલાકમા ૧૨૫ કન્ડેન્સર તૈયાર કરી આપ્યા! પરિણામે સૌ કોઇને માટે એ કરામતનો ઉપયોગ થવા લાગ્યો

યુદ્ધ દરમિયાન અને પછી પણ એણે ઘણા ધધા પર હાથ અજમાવી જોયો આજે એ નિષ્ણાત કુસ્તીબાજ છે; અંગ પટા

...તાગ (તલનારના) છે અરે ! એને રોલીંગ મશીન પર મૂકો તો ... કલાકો સુધી કામ કર્યા જ કરે પણ આ બધુ છોડી દઈ સન ...છથી એ લશ્કરમા અધ થયેલા માણસોને શીખવવાનુ, એમને ...ત ને આશાયેશ આપવાનુ કામ કરે છે એની આ અસાધારણ ...તની વાત સાભળી એક ભાઈ તાજેતરમા એની મુલાકાતે ગયા તો ... પોશાકમા સજ્જ થયેલો એ પોતાની ઓફીસમા બેઠો હતો વાત ... એ તમારી સામે એવી રીતે જુએ છે કે સાભળનાર ઘડીભર ... જાય કે એ અધ છે વાત કરતા કરતા એ હોસ્પિતાલના કેન્ટીનમા ... પીવા નીકળ્યા તો લિફ્ટ ચલાવવાની માડી લાબી લાબી ઓસ ... પસાર કરી યોગ્ય સ્થળે વળાક લઈ એ મુલાકાતીને કેન્ટીનની ... એવી સરસ રીતે લઈ ગયો કે જાણે એ અધ જ ન હોય ... હાથમોજા પહેરીને એ બ્રેઇલી લિપિના પુસ્તકો વાચી શકે છે ...ન્ય ટાઈપરાઈટર પર ટાઈપ કરવાનુ તો જાણે કોઈના ય જેવુ ... અને ઝડપી ચાલતા ચાલતા બાજુએ ખુલ્લુ બારણુ કે દીવાલ ... તો એ તરત કહી આપે

ટોમીની આ અસાધારણ શક્તિ પ્રત્યે એ મુલાકાતીએ આશ્ચર્ય ... કર્યું, ત્યારે ટોમીએ કહ્યુ કે હરેક અધ ધારે તો, આ સાધ્ય શકે, પછી દેખતાની તો વાત જ શી ?

છતા પેલા મુલાકાતીનુ મન માન્યુ નહિ એટલે એણે પૂછ્યુ, ...તર ધ્યાનમા રાખવાનુ કે અવાજ પરથી સ્થિતિ નક્કી કરવાનુ પ્રથમ તમને ક્યારે ફાવ્યુ ?" ટોમીએ જવાબ વાળ્યો, "બરાબર ...વાનુ તમે ક્યારે શીખ્યા એ તમે કહી શકો તો હુ આ કહી શકુ, ...તો સાહજિક રીતે, દષ્ટિ થતા, આવડી જાય છે"

માનસશાસ્ત્રીઓ કહે છે કે માણસની સુષુપ્ત અગાધ શક્તિઓ ...ટોમી એનુ જીવતુ જાગતુ ઉદાહરણ નથી ?



# હેરીની હૂંડી હરિ સ્વીકારે છે

રાત્રિના દસ વાગે છે અને ન્યૂયોર્ક શહેરના એક તૂટયાફૂટયા મકાનમાથી અગનાએસી વર્ષનો એક ડોસો બહાર નીકળી પડે છે. દરરોજ એ જાહેર બાગના બાકડા, માળિયા, મકાનોના ખૂણા ફ્ફોસી વળે છે. ત્યાથી હતાશ થયેલ, હૃદય ભગ્ન કે અનાથ છોકરાને ખોળી ખોળીને પોતાને ત્યા લઈ જાય છે અને પોતાના નિરાશ્રિતગૃહમા તેમને ખાવાપીવાનુ, પહેરવાઓઢવાનુ આપે છે એટલું જ નહિ પણ તેમના આસુ લૂછે છે, તેમને દિલાસો આપે છે અને તેમને ઠેકાણે પાડે છે આજ સુધીમા ૫૧૦૦ થી વધુ નિરાધારનો આધાર એ બન્યો છે.

એમાના કેટલાક તો ડાક્ટરો અને વકીલો બન્યા છે કેટલાકે લશ્કરમા નામના મેળવી છે તો બાકીના જીવનમા સ્થિર થઈ ગયા છે અને તેમનું જીવન ચાલે પડી ગયું છે.

આવા છોકરાનો ભેટો થતા તે કદી તેમને કશું પછતો નથી ભેદભાવ પાડતો નથી. તેનું આ અગેનુ તત્ત્વજ્ઞાન બિલકુલ સરળ અને સચોટ છે. તે કહે છે કે એક કેથેલિકને જેટલી ભૂખ લાગે તેટલી જ પ્રોટેસ્ટન્ટને પણ લાગે છે અને એક પ્રેસ્બીટીરિયનના કોટને જેટલા બટન જોઈએ તેટલા જ એક યહૂદીને જોઈએ છીએ. પછી માણસ માણસ વચ્ચે ભેદ કેમ પડાય ?

તમે એને જુઓ તો એના અનાથ છોકરાથી બહુ સારો તમને એ ન લાગે. એનો બાંધો સુકલકડી છે, વાળ ભૂખરા છે, કપડામા તેની પાસે એવી વધારે ખમીસ નથી કે નથી એના ગજવામા પૈસા કે નથી કોઈ બેકમા એનું ખાતુ. એના આ નિરાશ્રિતગૃહનું, વાર્ષિક નિભાવખર્ચ વીસ હજાર ડોલર એટલે એક લાખ રૂપિયા જેટલું છે. છતા છેલ્લા ચોપન વર્ષમાં એણે કદી કોઈ પાસે કશું

માગ્યું નથી કે કોઈની આગળ પોતાનો હાથ લંબાવ્યો નથી. પ્રભુની કરુણા અને માનવ-ઉદારતા પર તેને અતૂટ વિશ્વાસ છે અને એને અવિચળ શ્રદ્ધા છે કે સારા કાર્ય કોઈ પણ હિસાબે નભતા જ કરે છે.

થોડાં વર્ષ પહેલા એના એક છોકરાએ નોકરીની શોધમાં જવા માટે આંસુ ભીની આંખે એક ખમીશની એની પાસે માગણી કરી. આ વૃધ્ધે તેને કહ્યું, "મારી પાસે નથી તે તને શી રીતે આપી શકું ! પણ હું શ્રદ્ધાપૂર્વક કહું છું કે એ તને મળી રહેશે." અર્ધો જ કલાકમા તેના ટેલીફોનની ઘંટડી રણકી ઊઠી અને રિસીવર હાથમાં લેતા એના કાન પર એક ખમીસ બનાવનારનો અવાજ પડયો. એ માણસ એને સાવ અપરિચિત હતો. છતાં એ તેને પોતાના નવાં જ તૈયાર કરેલાં પણ જરાક બગડેલા ૧૨૦૦ ખમીસ આપવાની વાત કરી રહ્યો હતો. ડોસાની તો એણે ભીડ જ ભાગી !

આ ડોસાનું ઘર બે માળનું એક જૂનું પુરાણું અંધારિયું મકાન છે. એની ખુરસીની ગાદીઓમાંથી રૂના ગાભા કાયમ ડોકિયાં કરી રહેવા લાગે છે, એની ભીંતો નાગી-શણગાર વગરની છે. અને રીંજણીનું ઠીઠીંગ સાવ દોદરું અને ઠેકાણે ઠેકાણે લબડતું છે.

આવા આ ગરીબ ઘરમા પચાસ નિરાશ્રિત બાળો માટે આશ્રયસ્થાન છે. તેમને ખાવા માટે પૂરતું ભોજન છે, અને આ વૃદ્ધ જનની માયાળુ હૂંફ છે.

એ ડોસાનું નામ હેરી ઈવ. ચૌદ વર્ષની ઉમરે બોસ્ટન શહેરની દુકાનમાં એક મામૂલી પગારે નોકરી કરતો હતો ત્યારથી એને ધાણીચું મળ્યું અને જાન્યુઆરીની એક કાતિલ ઠંડી અંધાર રાત્રીએ એ બોસ્ટનના બાગની પાટલી એનું આશ્રયસ્થાન બની એની પાસે પોતાના ઓવરકોટ સિવાય બીજું કંઇ સાધન નહોતું. કામળાની માફક કોટને ઓઢી તેણે ઊંઘવા પ્રયત્ન કર્યો પણ બધું વ્યર્થ ગયું. એ લાખી રાતીએ એણે ખુદાની સાક્ષીએ પ્રતિજ્ઞા કરી કે જો એ એને આ

કંડીમાથી ઉગારશે અને તેને ભૂખે નહિ મરવા દે તો એ એની બાકીની જિંદગી બીજા છોકરા આવી પરિસ્થિતિનો ભોગ ન બને તે ખાતર પોતાનુ છેવટ ખર્ચશે.

સવારે ઊઠી તેણે એક બ્રેડ ખરીદી અને છ દિવસ એ જ બ્રેડનો એક એક ટુકડો ખાઈ ચલાવ્યુ, અને એ જ બાગની પાટલી એનું વિરામસ્થાન બની. સાતમે દિવસે એને એક હોટેલમા નોકરી મળી અને ત્યારે જ એને સાત દિવસે ભોજન મળ્યુ.

પછીનાં દસ વર્ષ એણે એનસાઈક્લોપીડિયા વેચવાનુ અને એવા બીજા કામ કર્યા જ કર્યા અને ચાર્સો ડૉલર બચાવી શકયો એટલે એણે બૉસ્ટનના દેવળોને નિરાશ્રિત ઘર શરૂ કરવા એ રકમ આપવા જણાવ્યું પણ કોઈ તૈયાર ન થયુ. એટલામા એક પાદરીએ એને ન્યૂયૉર્ક જવા સૂચવ્યું અને એ ત્યા આવી પહોંચ્યો.

ન્યૂયૉર્કમા એણે ત્રણ ઓરડીવાળુ એક ઘર ભાડે રાખ્યુ અને તે જ દિવસે છત્રી વેચવાનુ કામ મેળવી લીધુ એ જ દિવસે રાત્રે ફરતા ફરતા બાગની પાટલી પરથી એને એકનો છોકરો મળ્યો અને ત્રણ અઠવાડિયામા એને બાર છોકરા મળ્યા દિવસે એ છત્રી વેચતો દુકાન બંધ થાય કે તરત જ દોડતો ઘેર પહોંચતો, છોકરા માટે રાંધી દેતો, તેમના કપડા સાંધી દેતો અને દસ વાગ્યે નવા છોકરાની શોધમા નીકળી પડતો.

મોટા ભાગના છોકરા એને ત્યા દસથી પંદર દિવસ રહેતા તે દરમિયાન જો એને લાગે કે છોકરાને એનાં માબાપને ત્યા મોકલી આપવો જોઈએ તો એ એમને ફોન કરી ખબર કરતો કે ભાડુ બહુ ન હોય તો એને ટિકીટ કઢાવી આપતો બાકીનાને એ નોકરીએ વળગાડવા પ્રયત્ન કરતો દરરોજ સવારમા છાપામાની જાહેર ખબર એ ચીવટાઈપૂર્વક વાંચે છે અને વધારામા છોકરાને નોકરી રાખી શકે એવા બસો જેટલા માલિકોની યાદી રાખે છે અને પ્રસંગ પડ્યે તેમને વિનંતિ કરે છે. દરરોજ અર્ધા છોકરા ઘરકામ કરવા ઘેર રહે છે તો

બાકીનાને હેરી 'દામભાડું' અને ભલામણ ચિઠ્ઠી આપી નોકરી શોધવા મોકલી આપે છે.

વાલબાલા જુવાનો હારી જાય એટલું કામ આજે પણ હેરી કરે છે. સવારમાં સાડા પાંચે ઊઠી એ ગાંધીને ત્યાં રસોડાની ખરીદીને માટે અઠવાડિયા ચાર દિવસ પહોંચી જાય છે. છોકરા જાગે તે પહેલાં તો એ ઘરકામની યાદી અને ભલામણચિઠ્ઠીઓ તૈયાર રાખે છે અને પરવારતાં જ દરેકને જે તે કામ સોંપી દે છે. અઠવાડિયાના ત્રણ દિવસ સવારમાં એ માજી ગુનેગારોને મદદ કરવા રચાયેલી સંસ્થાના માનદ મંત્રી તરીકેની ફરજ બજાવવા પહોંચી જાય છે, ઠેકાણે પાડેલા પોતાના જૂના છોકરાની સાથે પત્રવ્યવહાર કરવાનું અને નોકર શોધતા માણસોની મુલાકાત લેવાનું કામ બપોરે કરે છે. ચાર રાત્રિ એ દેવળમાં પોતાના 'ઘર' વિશેની વાત કરે છે તો બાકીની રાત્રિએ પોતાના કામમાં રસ લેતી સંસ્થાઓમાં જઈ ભાષણ આપે છે. રાત્રિના દસ વાગતા એ પાછો નવાં છોકરાંની શોધમાં નીકળી પડે છે. થોડાં ડગલાં ચાલતાં જ એ હવે થાકી જાય છે અને આરામ કરવા એને ઊભા રહેવું પડે છે છતાં એ બેટરી કે દીવો લીધા સિવાય જ નીકળી પડે છે!

હેરીને પાંચ માનદ મદદનીશો મળી ગયા છે. એમાંની એક બહેન માગરેટ તો ૪૫ વર્ષની એની સાથે કામ કરે છે. શ્રીમતી માગરેટનો ધણી લીવરપુલમાં રહેતો હતો પણ હેરીના આ ઘરની વાત સાંભળી એ અહીં આવ્યો અને એ મૃત્યુ સુધી તેની સાથે રહ્યો. તેની પત્નીને પણ એનો રસ લાગ્યો.

હેરી કોઈની પાસે દાન માગવા જતો નથી પણ એને જરૂરી બધું મળી રહે છે. કેટલાક બેકરીવાળા પોતાની પાસે જે વધે તે સાંજ પડે હેરીને મોકલાવે છે. એક વેપારી અઠવાડિયે ૫૦ રતલ માછલી મોકલાવે છે. કેટલાક સાબુ કે કપડાં કે બીજી જરૂરિયાતો મોકલાવે છે.

એક દિવસ બપોરે હેરી એના પાલિતો સાથે ભોજન લેવા બેઠો હતો ત્યારે એણે સૌને આ ભોજન આપવા બદલ પ્રભુનો ઉપકાર

માનવા કહ્યું. ત્યારે એમાનોએક બોલી ઊઠ્યો, "આ ભોજનમાં ઉપકાર માનવા જેવું શું છે! આ તો માત્ર બટાટા અને કોબેજ છે."

હેરીએ કહ્યું, "એવા એવાય ભોજન માટે પણ પ્રભુનો પાડ માનવો જતો જોઈએ ને!

હેરી બોલી રહ્યો ન રહ્યો ત્યાં તો દરવાજાની ઘંટડી વાગી અને શ્રીમતી રૂઝવેલ્ટ તરફથી એક મીઠી વાનીની ભેટ લઈ નોકર પ્રવેશ્યો!

એક વખત શ્રીમતી રૂઝવેલ્ટે હેરીને એક ગૂંથેલું સ્વેટર મોકલ્યું. એ સ્વેટર બાર છોકરાંને બેસી રહ્યું એટલે હેરીએ કહ્યું, "જે છોકરો આ સપ્તાહ દરમિયાન સૌથી સારી વર્તણૂંક દાખવશે તેને એ આપવામા આવશે." તે જ રાત્રે હેરીના બારણા નીચે ચિઠ્ઠી પડી હતી. તેમા લખ્યું હતું, "હે પ્રભુ, તું મને સારો બનાવ ને, તને માહિતી છે જ કે એ સ્વેટરની મને કેટલી જરૂર છે!" હેરીની આ વાત સાભળી શ્રીમતી રૂઝવેલ્ટ એને એક કપડાંની દુકાનમા લઈ ગયાં અને ચાલીસ ઉપરાંત સ્વેટર અપાવ્યા ત્યાર પછી તો તેમણે અને તેમનાં બીજાં સાથીઓએ સેંકડો સ્વેટર ગૂંથીને મોકલ્યાં હશે

હેરીની કામ કરવાની રીત પણ અજબ છે.

એક વખત એક મિત્રે તેને કહ્યું, "અમે કાલે એક ભોજનનો કાર્યક્રમ રાખેલો થાળીના સાડા ત્રણ ડોલર બેઠા હતા."

હેરીએ પૂછ્યું 'શુ કામ માટે સમારંભ ગોઠવેલો?"

"તમે એકઠા કરો છો તેવા છોકરા શોધવાની ઉત્તમ રીતનો વિચાર કરવા."

"અરેરે! તમે એવી વાતો કરતા રહ્યા ત્યારે મેં સાત છોકરા શોધી કાઢ્યા અને ખર્ચ મને પોણો ડોલર જ થયું!"

હેરી અને તેનું ઘર છે ત્યા સુધી ન્યૂયોર્કના સમાજનો એક મોટો પ્રશ્ન ઉકલતો રહે છે. પ્રતિ વર્ષ આજુબાજુથી ન્યૂયોર્કમાં ૧૬થી ૨૧ વરના ત્રીસ હજાર છોકરા દૂર દૂરના ગામ અને ખેતરોમાંથી રોજગારની શોધમા આવે છે એમાના દસ ટકા, ઘેરથી લાવ્યા હોય તે ખર્ચી નાખે છે તો પણ રોજગાર વગરના રહે છે. તેમને સૌને માટે હેરી એક હૂફાળ પિતાની ગરજ સારે છે!

ઘણું જીવો હેરી, અને તેનુ 'ઘર'!

# વિશ્વપ્રવાસી

સન ૧૯૫૮ના એક દિવસે ફ્રેન્ચ કેળવણી પ્રધાનને મળવા માટે લાંબી દાઢીવાળો એક સજ્જન આવ્યો. કાર્ડ પર એનું નામ વાંચતા જ પ્રધાનના મદદનીશનો ચહેરો ચમકી ઊઠ્યો એને ખુરશી ધરતા ધરતા એ બોલ્યો, "વર્ન મહાશય, કૃપા કરી બેસો. આખી દુનિયાની મુસાફરી કરીને આપ થાકી ગયા હશો."

અને ખરેજ લેખક વર્ન થાકી જ ગયો ગયો હોવો જોઈએ એણે કેટકેટલી મુસાફરી પુસ્તકના પાને કરી હતી! એંસી દિવસમાં એ પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યો હતો; સાગરના પેટાળમાં ૬૦૦૦૦ માઈલનો દરિયાઈ પ્રવાસ એણે ખેડ્યો અને ચન્દ્રની જોખમભરી મુસાફરી પણ એણે માંડે કરી હતી પૃથ્વીના પાતાળમાં પેસી એના ધગધગતા મધ્યબિંદુને એ સ્પર્શી આવ્યો હતો. તો આફ્રિકાના મનુષ્ય ભક્ષી માનવોનો ભેટો પણ એણે કર્યો હતો! પૃથ્વીની ભૂગોળની ઘણી થોડી જગાઓ વર્નના વર્ણનમાંથી બાકાત હતી

પણ આવા ભૌગોલિક પ્રવાસવર્ણનો કરનાર વર્ન એ ઘરવાસુ હતો. એની પેલાને શી ખબર પડે? એને જો થાક લાગ્યો હોય તો તે લખી લખીને! બાકી તો ઓરડીમાં બેઠો બેઠો જ આ બધું અવનવું લખ્યા કરતો અને પ્રત્યેક છ માસે એવી બે ચોપડીઓ પ્રતિવર્ષ બહાર પાડતો

જ્યુલ વર્નની ભાવિ વિશેની કલ્પના અને ભાવિનું એનું દર્શન સચોટદર્શી હોવા ઉપરાંત મુગ્ધ કરે એવું હતું જ્યારે રેડિયોની વાત પણ કોઈ જાણતું નહોતું ત્યારે એણે ટેલિવીઝનની કલ્પના કરી હતી રાઈટભાઈઓ પહેલવહેલા વિમાનમાં ઊડ્યા તેનાથી પચાસ વર્ષ પૂર્વે એણે પુસ્તકના પાના પર હેલીકોપ્ટરના ઉડ્ડયનની વાત નોંધી હતી અને સબમરીન, અેરોપ્લેન, એર કન્ડીશનિંગ, વી-બોમ્બ, ટેંક કે ગગનચુંબી ઇમારતો—એ બધી વીસમી સદીની

અજાયબીઓની બનાવટ, એનું યંત્રચાલન અને કાર્યપદ્ધતિ–એ બધાની વિગતો કલ્પનાના જોરે એણે ટપકારી છે! અને એ કલ્પનાની ખૂબી તો એ છે, કે એની વિગતો બિલકુલ ચોક્કસ અને એના આકડા, એવા સાબૂત કે એની કથા બહાર પડ્યા પછી વૈજ્ઞાનિકો ને ગણિતજ્ઞો એ પુસ્તકમા રજૂ કરેલી વિગતો કે આકડા ચકાસવા બેસી જતા!

વૈજ્ઞાનિક નવલકથાના પિતાસમા આ વર્ને વીસમી સદીના કેટ-કેટલા શોધકોને પ્રેરણાના પાન પાયા છે! ઉત્તર ધ્રુવની સૌ પ્રથમ મુસાફરી કરનાર એડમિરલ બાયર્ડે કહ્યું છે કે મારો ભોમિયો જૂલે વર્ન હતો. મહાન નૌકાશિલ્પી સાયમન લેક તો પોતાની આત્મ-કથાના પહેલા પાનની પહેલી લીટીમાં લખ્યું છે કે 'જૂલે વર્ન મારા જીવનનો ધ્રુવતારક, વડો નિયામક હતો.' ઊંડા દરિયાનો પ્રવાસી બિઆર્ડ, વાયરલેસનો પિતા માર્કોની વગેરે સૌએ કબૂલ્યુ છે કે એમનાં સંશોધનનું પ્રેરણાબીજ એમને જૂલે વર્ને પૂરું પાડ્યું છે. ફ્રાન્સના પ્રખ્યાત માર્શલ લ્યોટીએ ફ્રેંચ પાર્લામેન્ટને કહેલી વાત ખરેખર સાચી જ છે કે આધુનિક વિજ્ઞાન એટલે જૂલે વર્નની શાબ્દિક કલ્પનાઓને સાકાર સ્વરૂપ આપવું તે છે

આવા આ વર્નનો જન્મ સને ૧૮૨૮માં ફ્રાન્સના નાન્ટીસ નામના ગામમા થયો હતો ત્યારે નેપોલિયનનું મૃત્યુ તાજું જ હતું ને ઇગ્લેન્ડના વડા પ્રધાનપદે ડ્યુક ઑફ વેલિંગ્ટન હતો પહેલી રેલ્વે નંખાયે પાચ વરસ થયા હતા અને દરિયો ખેડવા જતી સ્ટીમરો શઢ વાપરતી હતી!

એના પિતાના આગ્રહને કારણે અઢાર વરસની ઉંમરે એ કાયદાનો અભ્યાસ કરવા પારિસ ગયો પણ એને એમા ઝાઝો રસ પડ્યો નહિ. એને તો ગમતા હતા કવિતા અને નાટકો. એ સ્વભાવે ટીખળી, જરા ઉદ્ધત અને નફ્કરો હતો

એક સાંજે એ એક ફેશનેબલ સંગીત જલસામાં ગયેલો, ત્યા

એને એવો તો કંટાળો આવ્યો કે વચ્ચેથી ઊઠી નીકળ્યો અને દાદરનાં પગથિયાંથી ઉતરવાને બદલે એ ગોળ ફરતા દાદરના ટેકારૂપ થાભલેથી સરકી પડયો તે જાય નીચે. એક મહાકાય વ્યક્તિ દાદરો ચઢવા આવતી હતી તેની ફાંદ પર! આ અકસ્માતે એનો જીવનપલટો આણ્યો કારણ કે પેલી ફાંદવાળી વ્યક્તિ તે 'થ્રી મસ્કેટીયર્સ' નો લેખક એલેક્ઝાન્ડર ડૂમા હતો. આ પ્રસંગમાંથી બંનેની દોસ્તી જામી ગઈ અને ડૂમાએ એને લખવા ઉત્તેજ્યો. પરિણામે બન્નેએ એક સહિયારું નાટક લખ્યું અને ઠીક ભજવાયું. પણ ત્યારથી એનું જીવન-વહેણ બદલાઈ ગયું.

કાયદાનો અભ્યાસ છોડી એણે શેર દલાલી કરવા માંડી. એને ઠીક પૈસા મળ્યા છતાં એ એક માળિયામાં રહેવા લાગ્યો અને એનો લેખન વ્યવસાય વધારવા લાગ્યો. રોજ સવારે ૭ વાગતાં તો એ પોતાના માળિયાના ઢાળિયા સન્મુખ હાજર થઈ જતો અને બાલ-માસિકો માટે વૈજ્ઞાનિક લેખો લખતો. દસ વાગતાં એનો હમેશનો ફરિયુસ્ત પોશાક પહેરી એ શેર બજારમાં હાજર થઈ જતો.

આમ એણે એનું પહેલું પુસ્તક 'બલુનમા પાંચ અઠવાડિયા' લખ્યુ. પંદર પ્રકાશકોને વારાફરતી એણે એ મોકલ્યું અને સૌએ એ પાછું વાળ્યું એટલે એ એવો ચીડાયો કે એને એણે ચૂલામાં નાખ્યું. સદ્‌ભાગ્યે એની પત્ની હાજર હતી. તેણે દોડતા જઈ એ ઊંચકી લીધું અને એક વધુ વખત પ્રયાસ કરવાનું સમજાવી એને સોળમા પ્રકાશક પર મોકલ્યું!

એ પ્રકાશકે એને છાપ્યું અને બહાર પડતાં જ એ ચટણીની માફક ઊડી ગયું એટલું જ નહિ પણ યુરોપની બધી ભાષાઓમાં એનાં ભાષાંતર થયા. આમ ૩૪ વરસની ઉંમરે સન ૧૮૬૨મા જૂલે વર્ન લેખક તરીકે પ્રસિદ્ધ થયો એટલે એણે બજાર છોડી દીધું અને એક પ્રકાશક સાથે વરસે બે પુસ્તકો લખી આપવાનો કોન્ટ્રાક્ટ કરી એના માળિયામા પેઠો!

એનુ બીજું પુસ્તક તે 'પૃથ્વીના કેન્દ્રની મુસાફરી.' એમા એના નાયક આર્ષસેન્ડના એક જ્વાળામુખીના મુખમા ઊતર્યા તે હજારો સાહસો કરતા કરતા ધગધગતા પૃથ્વીના પેટાળમા થઈ ઈટાલીના એક જ્વાળામુખીમાથી નીકળતા લાવા ભેગા બહાર પડ્યા ! પૃથ્વીના પેટાળ વિશે દુનિયા જે કંઈ જાણુતી હતી તે અને તેથી ઘણું વિશેષ એણે આ પુસ્તકમા પીરસ્યુ. એના આ પુસ્તકથી સૂએઝ નહેરનો પિતા વિખ્યાત ઇજિનેર લેસેપ્સ એના પર એવો તો ફિદા થઈ ગયો કે પોતાની બધી લાગવગ વાપરી એણે એને ' લિજન ઑફ ઓનર 'નુ બહુમાન ફ્રેન્ચ સરકાર પાસે અપાવ્યુ.

એણે એનું ' એસી દિવસમા પૃથ્વીની પ્રદક્ષિણા ' એ પુસ્તક હપ્તાવાર દરરોજ પેરિસના એક છાપામા આપવાનુ શરૂ કર્યું ત્યારે એણે એટલો તો રસ જમાવ્યો કે એ વાર્તાનો નાયક ફોગ, દરરોજ કયા પહોચ્યો તેના તાર લડન અને ન્યૂયોર્કના છાપા પોતાના ખબરપત્રીઓ પાસે મગાવતા.

અને એની આ કથાએ કેટલો રસ જાગૃત કર્યો કે ત્યારથી સત્તર વરસે ન્યૂયોર્કના એક છાપાએ પોતાની એક વૃત્તાત નિવેદકને કાલ્પનિક ફોગનો વિક્રમ તોડવા માટે જ પૃથ્વીની પ્રદક્ષિણા કરવા મોકલી અને એણે ૭૨ દિવસમા એ સફર પૂરી કરી, અને વર્ને કલ્પેલી ટ્રાન્સ સાઈબીરિયન રેલ્વે જ્યારે બધાઈ ત્યારે એ જ પ્રદક્ષિણા ૪૩ દિવસમા કરી શકાઈ !

'સાગરના પેટાળમા વીસ હજાર લીગ'–એ પુસ્તકમા તો એણે જે કલ્પના કરી છે–વીજળીથી ચાલતી સબમરીનની અને દરિયામાથી વીજળી પેદા કરવાની તે વાતમાથી વીજળી પેદા કરવાની કલ્પના તો હજુ હમણા જ બ્રિટનના વૈજ્ઞાનિકોએ પ્રાયોગિક પાયા પર અમલમાં આણી છે અને અચોક્કસ મુદ્દત સુધી દરિયામા ડૂબેલી ,રહી શકતી એની 'નોટીલસ'ની વાત તો અણુશક્તિના આગમન પછી અણુશક્તિથી ચાલતી એક અમેરિકન સબમરિન સિદ્ધ કરી શકી

પણ ભાવિની આગાહી કરતુ અને સૌથી મોડુ વચાયેલુ એનુ

પુસ્તક તો છે "૨૮૯૦ની સાલની એક અમેરિકન ખબરપત્રીની નોંધપોથી." એ પુસ્તકમાંની એની કલ્પના તો જુઓ. વિશ્વશહેર લેખાતું ન્યૂયોર્ક ત્યારે દુનિયાની રાજધાની છે. સો સો વાર પહોળા રસ્તાની બંને બાજુએ હજાર હજાર ફૂટ ઊંચી ગગનચુંબી ઈમારતોની હારની હાર આવેલી છે. હવામાન માણસના હાથમાં છે; ઉત્તર ધ્રુવ પ્રદેશમાં એ અનાજ ઉગાડતો થયો છે. ત્યારે લોકો જાહેર ખબરો વાદળ પર વીજળીની મદદથી પાડે છે. ન્યૂયોર્કમાંથી 'અર્થ હેરલ્ડ' નામનું છાપું નીકળે છે. એની આઠ કરોડ નકલો ખપે છે. એ છાપાના ખબરપત્રીઓ મંગળ, શુક્ર, ગુરુ વગેરે ગ્રહો પરથી દરરોજ ટેલીવીઝન દ્વારા સમાચાર મોકલે છે. આ સમાચારના બનાવો છાપાના ગ્રાહકો પ્રત્યક્ષ સ્વરૂપે પોતાના કમરામાં બેઠા બેઠા નિહાળે છે. આ અને આવાં વર્ણનો વાંચી કોણ કબૂલ કરે કે આ વર્ણનો આજથી લગભગ એંસી વરસ પહેલાં લખાયાં હશે?

એના જીવનમાં પાછલાં વરસો ઘણાં દુઃખમય ગયાં. બુદ્ધિમાન ગણાતા લોકો એની ઠેકડી ઉડાવવા લાગ્યા. એનાં પુસ્તકોનો સૌથી બહોળો ફેલાવો અને પ્રચાર હોવા છતાં 'ફ્રેન્ચ અકાદમી'માં એને સ્થાન પણ ન મળ્યું! તેમાં વળી એને મધુપ્રમેહની બિમારી લાગુ પડી. એટલેથી પૂરું ન થયું તે એની આંખનું નૂર હણાઈ ગયું અને એના કાન શ્રવણશક્તિ ગુમાવી બેઠા!

આવો આ વૈજ્ઞાનિક દૃષ્ટા ૧૯૦૫માં મરણને શરણ થયો ત્યારે એની ઠેકડી કરનારા કે એના વિશે ગુલબાંગો ઉડાડનારાથી માંડી ફ્રેન્ચ અકાદમીના સૌ સભ્યો, રાજાઓ અને પ્રમુખોના પ્રતિનિધિઓ, પારીસમાં વસતા સૌ એલચીઓ અને બધા જ વિદ્વાનો એની સ્મશાનયાત્રામાં જોડાયા અને જિંદગીમાં માત્ર એક જ વખત અને તે પણ સ્કોટલેંડ સુધી જ મુસાફરી કરનાર અને છતાં સારા વિશ્વની મુસાફરીનાં છટાદાર વર્ણનો લખનાર અજોડ લેખકને પોતાની અંજલિ પારીસના એક છાપાએ આપી. તે હતી "વૃદ્ધ કથાકાર આજે દુનિયાની વિદાય લે છે પણ એ વિદાય નાતાલના 'સાંતા ક્લોસ'ની વિદાય જેવી છે."

★

## ૩૪—વિશ્વનાગરિક

અમેરિકાની કેલિફોર્નિયા યુનિવર્સિટીમાં અંગ્રેજી સાહિત્યનો એક વર્ગ ચાલી રહ્યો હતો. વર્ગની પિસ્તાળીસ વરસની એક બહેન ખૂબ ઉત્કંઠાપૂર્વક અધ્યાપકની વાત સાંભળતી હતી, ઉત્સાહપૂર્વક જવાબ આપતી હતી અને પોતાના અભિપ્રાય અને હાસ્યરસથી આખા વર્ગને હસાવતી હતી. ૧૯૪૯ના જમાનામાં ય એ કદી ટાપ-ટીપનાં કોઈ સાધન વાપરતી નહિ, એનાં કપડાં ખૂબ સસ્તાં અને સાવ સાદાં હતાં. છતાં પરદેશી એવી એ બહેન ફિનીશ ઉચ્ચારો સહિત અંગ્રેજી કાવ્ય ગાતી ત્યારે આખો વર્ગ એકીટશે મુગ્ધપણે સાંભળતો. પરદેશી હોવા છતાં એ ઝડપભેર, ભારપૂર્વક અને સમજ-સહિત કાવ્ય વાંચતી.

એક દિવસ એની ભૂરી આંખોમાં આંસુ સહિત એ પ્રોફેસર પાસે પહોંચી અને કહેવા લાગી: "વારંવાર પ્રયત્ન કર્યા છતાં મારા ઉચ્ચાર હું સુધારી શકતી નથી તેનું મને દુઃખ થયા કરે છે. હું બજારમાં જાઉં છું અને વાત કરું છું તો મારા ઉચ્ચારને કારણે મને લોકો સમજી શકતા નથી, અને મારા સામું તાકી રહે છે."

પેલા સહૃદયી પ્રોફેસરે કહ્યું, "એની ચિંતા મા કર. એ તો તારા વ્યક્તિત્વનો અંશ છે. ફિન્લેન્ડ વિશે તને ગૌરવ હોવું જ જોઈએ, અને અમેરિકામાં તો કેટલાય દેશની પ્રજા છે એટલે સૌ સૌના ઉચ્ચારની પદ્ધતિ અલગ છે અને રહેવાની. અરે! બોસ્ટનના લોકો કરતાં ન્યુ ઓર્લીઅન્સના લોકોના ઉચ્ચાર જુદા જ પડે છે ને!"

એક ક્ષણ આના પર વિચાર કરી તે હસતી હસતી ચાલી ગઈ. ફરી કદી એને આ બાબતની વિમાસણ ન થઈ.

એક દિવસ આ બહેન એના વિદ્યાપીઠના મેદાનમાંથી પસાર થતી હતી ત્યારે તેને હવામાં આંગળી ફેરવતી જોઈ તેના પ્રોફેસરે પૂછ્યું: "આ શું કરે છે? સંગીતનો કોઈ રાગ આલાપે છે કે શું?"

"આ તો ચીની લિપિને યાદ કરી જાઉં છું," હસતાં હસતાં તેણે કહ્યું, "ચીની લિપિના બે ય હજાર અક્ષરો હું ક, ખ, ગ, થી માંડી હવામાં દોરી જાઉં છું અને એક ભૂલ પડે તો પહેલેથી ફરી શરૂ કરું છું."

એ બહેનનું નામ ઇલ્મા રૂથ. બાલ્ટીક સમુદ્રથી ઘેરાયેલા ફિન્લેન્ડ દેશના હેન્કો નગરમાં એનો જન્મ થયેલો. એ સાત વર્ષની થઈ ત્યારે એના પિતા ગુજરી ગયા. એની મા તો વર્ષોથી અપંગ થયેલી હતી એટલે પોતાની બહેન દાક્તર થઈ શકે તે માટે એ પોતે અભ્યાસ છોડી કામે લાગી, અને વિદ્યાપીઠમા ભણવાનો એનો અભરખો પૂરો ન થયો: પછી તો ફિન્લેન્ડના મિશનરી મંડળે સન ૧૯૩૭ મા એને ચીન જવા કહેણ મોકલ્યું એટલે એ ત્યાંથી ચીન ગઈ.

જાપાનીઝ આક્રમણનાં સન ૧૯૩૭ થી ૧૯૪૬ સુધીનાં કારમાં વરસોમાં એણે ચીન દેશમાં નર્સ અને મિશનરી તરીકે કામ કર્યું. અગણિત બંબવર્ષા અને હૃદય વિદારે તેવાં નિરાશ્રિતોના સ્થાનાંતરોની એ કાળ દરમિયાન, એ સાક્ષી બની. દૂર દૂરના, વારંવાર બોમ્બવર્ષાનાં ભોગ બનતાં પર્વત પરના નિવાસસ્થાનોમાં એ માંદા અને મરતાંની સેવાશુશ્રૂષા કરતી, માટીની કોટડીમા રહેતી, લાકડાના પાટિયા પર કે થોડા ઘાસ પર સૂતી અને સાદો ખોરાક ખાતી. મહિનાઓ સુધી તેણે માત્ર બટાટા, ભાત અને ટર્નીપ પર ચલાવ્યું. તે સમયે એ કહેતી કે માછલી, ઇંડા કે માસનો સ્વાદ સુદ્ધાં તેને યાદ રહ્યો નથી અને ફિન્લેન્ડવાસીઓનું અતિ પ્રિય પીણું–કૉફી તો એણે પાંચ વરસ સુધી કદી દીઠું નહોતું!

માંદાં અને ઘવાયેલાં માટે એણે જે યાતનાઓ વેઠી તેનો એક જ દાખલો પૂરતો થશે. દેશના ઊંડાણના ભાગમાં આવેલા ચાગટેહ નામના ગામમાંથી કેન્સરથી પીડાતી એક બાઈને હોંગકોંગ સારવાર માટે લઈ જવાની હતી. ઠેર ઠેર થતી બંબવર્ષા અને દુશ્મન ચોકીઓમાંથી એને લઈ જવાની કોણ હિંમત કરે? રૂથ એને લઈ ચાલી નીકળી.

હોડી, ગાડી, લોરી અને પગે ચાલી એ એને લઇ ગઈ. રસ્તામાં બંનેને ભારે ઠંડી લાગી ગઈ, બંબવર્ષાનો ભોગ પણ એ થયાં અને જાપાનીઝ સૈનિકો અને ચીની લૂટારાઓએ એમને પજવ્યા એ વધારામાં. આ મુસાફરીમાંથી એ પાછી ફરી ત્યારે એ ભારે માંદગીમાં પટકાઈ પડી. છતાં એ ત્યાં જ નહીં.

આ સમય દરમિયાન પણ તેની જ્ઞાનપિપાસા જાગૃત જ રહી. વર્ષો સુધી તેને પુસ્તક મળ્યું જ નહિ. પછી કોઈ મિત્રે તેને એક ચોપડી અને 'રીડર્સ ડાયજેસ્ટ' માસિકના ત્રણ અંક આપ્યા. આ વાચનસામગ્રી એ એટલા વખત વાંચી ગઈ કે અથથી ઇતિ સુધી એ ચારે ય કિતાબો એને મોઢે રહી ગઇ!

૧૯૪૬માં યુદ્ધ પૂરું થઈ ગયું ત્યારે એ અમેરિકન એલચી પાસે પહોંચી ગઈ અને પોતાને અમેરિકા મોકલવાની માગણી કરવા લાગી. આશ્ચર્યચકિત થઈ પેલા ભાઈ અમેરિકા જવાનું કારણ પૂછવા લાગ્યા ત્યારે તેણે કહ્યું, "મને ભારે માનસિક ભૂખ લાગી છે અને ફરી અહીં આવી કામે લાગું તે પહેલાં મારે એ ભૂખ ભાંગવી છે"

સને ૧૯૪૬ના જૂનમાં એ બહેન અમેરિકાના બોસ્ટન બંદરે ઊતરી. વિદ્યાપીઠમાં દાખલ થવા માટે જરૂરી પૈસા તેની પાસે નહોતા એટલે બે વર્ષ સુધી તેણે એક વૃદ્ધાશ્રમમાં અને એક હવા ખાવાના સ્થળમાં નોકરાણીથી માંડી આયા સુધીનું કામ કર્યું અને જરૂરી પૈસા એકઠા થતા સન ૧૯૪૮માં કેલિફોર્નિયાની વિદ્યાપીઠમાં દાખલ થઈ.

ઘણા માણસો આ ઉંમરે પરદેશી એવી અંગ્રેજી ભાષા દ્વારા કરવાના એના આ અભ્યાસ વિશે શંકા ઉઠાવતા ત્યારે એ માત્ર એટલો જ જવાબ આપતી કે પ્રભુ અને ખંતમાં મને વિશ્વાસ છે.

વિદ્યાપીઠમાં ખાસ કેસ તરીકે એને દાખલ કરી એટલે એણે લોકોને ત્યાં વાળવાની, વાસણ માંજવાની વગેરે મજૂરી કરવા માંડી. રોજના ત્રણ કલાક આ રીતે એ ઉદરનિર્વાહ માટે મજૂરી કરતી.

ને કલાક ઊંઘતી અને બાકીના પંદર કલાક અભ્યાસમાં ગાળતી. મજૂરીમાં વધારે વખત ન ગાળવો પડે તે માટે તે માત્ર વેટાણા અને ઘોડાનું માંસ જ ખાતી! કૉલેજમાં રહી ત્યાં સુધી તેણે કદી નવું કપડું ખરીદ્યું જ નહિ. વર્ગના મિત્રો જે કપડાં ઊતરી જવાથી કાઢી નાંખે તે તે સાંધે અને પહેરે. મોજાં તે કદી પહેરતી જ નહિ અને પોતાના પગરખાં પોતે જ સીવી લેતી. પુસ્તકો ખરીદવાના તો પાસે પૈસા હોય ક્યાંથી? એટલે એ પુસ્તકાલયમાંથી પુસ્તકો લાવી પોતાને જરૂરી ભાગ તેમાંથી કરી લઈ પાઠ્યપુસ્તક તૈયાર કરતી. આ બધા અને નિબંધ તથા નોંધ માટે કાગળ જોઈએ, તે પણ ખરીદવા શી રીતે? એટલે એ કચરાપેટીમાંથી એક બાજુ કોરા એવા કાગળના કટકા ભેગા કરી તેના પર જ બધું લખતી અને વખત જતા તો વિદ્યાપીઠના સાઈક્લોસ્ટાઈલ મશીન પર જે કાગળ નકામાં જાય તે તેમની પાસેથી લઈ આવતી અને પોતાનું કામ કરી લેતી.

આટલી કડકાઈમાં પોતે રહેવા છતાં બેંકમાં એક ખાતામાં એ બસો ડૉલર (હજારેક રૂપિયા) રાખી મૂકતી અને કદી એમાંથી એક પાઈ પણ ઉપાડતી નહિ! મિત્રો એને આ અંગે પૂછતા ત્યારે એ કહેતી કે અકસ્માત મારું મૃત્યુ થાય તો મારી અંતિમવિધિ માટે એ રકમ રાખી મૂકી છે. જીવતાં કે મરતાં કોઈને હું જરા પણ બોજારૂપ થઈ પડું તે વિચાર જ મને હલાવી નાખે છે.

આ જ સમય દરમ્યાન યુદ્ધથી પીડાતા પોતાના દેશબાંધવોને પોતાના ખર્ચે તેણે કપડાં અને ખોરાકના સો ઉપરાંત પાર્સલો રવાના કર્યાં હશે! મિત્રો પૂછતાં ત્યારે એ કહેતી કે મારા દેશના સ્વાતંત્ર્ય માટે લોહીનું ટીપું ય આપી શકી નથી તો આટલું તો કરી છૂટું ને!

એને માટે અભ્યાસ એ બાર મથામણ હતી. કારણ કે અંગ્રેજી હજી એને દુઃખ દેતું. છતાં એણે પોતાનો પ્રયાસ ચાલુ જ રાખ્યો. એવામાં એને માથે એક કુદરતી આફત ઊતરી. એક કાને એ સાવ બહેરી થઈ ગઈ અને બીજે કાને પણ એને ઓછું સંભળાવા લાગ્યું.

વર્ગમાં એને મુશ્કેલી પડવા લાગી. એટલે એણે હોઠના ફફડાટ પરથી શબ્દો ઓળખી પ્રોફેસરનું વ્યાખ્યાન સમજવા પ્રયત્ન કરવા માંડયો. ડાક્ટરોએ તપાસ કરી નિદાન કર્યું કે ચીનમાં એણે જે હાડમારી વેઠેલી અને પોષણ વિનાનો ખોરાક ખાધેલો તેના પરિણામે આ દરદ થયું છે અને સુધરવું મુશ્કેલ છે. પણ રૂથને ઈશ્વરમાં ભારે શ્રદ્ધા. એણે રોજ પ્રાર્થના કરવા માંડી કે હે પ્રભુ, તું મારું બહેરાપણું દૂર કર કે જેથી હું અભ્યાસ કરી શકું. અને સૌના આશ્ચર્ય વચ્ચે જાદુઈ રીતે એની બહેરાશ ઓછી થતી ગઈ અને એક દિવસ એને પૂરેપૂરું સંભળાતું થયું !

આ આખાયે સમય દરમિયાન એનું જીવન એકલવાયું હતું. સને ૧૯૪૯ના નાતાલમાં તો એને ભારે એકલવાયું લાગ્યું. ઘણાં વર્ગમિત્રોએ એને પોતાને ત્યાં નાતાલ ગાળવા બોલાવેલી પણ એની પાસે બહાર જવા જેવાં કપડાં જ નહોતાં એટલે સૌનાં આમંત્રણ એક યા બીજે બહાને, એણે ટાળ્યાં અને પોતાની બિલાડીને ખોળામાં લઈ તે પોતાની ઓરડીમાં બેસી રહી.

ચાર વર્ષનો અભ્યાસ ત્રણ વર્ષમાં પૂરો કરી એણે માન સાથે સ્નાતકની પદવી પ્રાપ્ત કરી લીધી. એ સ્નાતક થઈ તે પ્રસંગે એક મિત્રે તેને નવાં કપડાં લાવવા થોડા પૈસા ભેટ આપ્યા. એણે કપડાં લાવવાને બદલે કાયમી સ્મૃતિ રહે તે ખાતર, ભૂરા નંગવાળી એક વીંટી કરાવી.

એની જ્ઞાનભૂખ હજુ ન સંતોષાઈ એટલે એણે અનુસ્નાતક અભ્યાસ શરૂ કર્યો અને જૂન ૧૯૫૨માં એ એમ. એ. થઈ ગઈ, એટલે અમેરિકાની સરકારે તેને પોતાના પૂર્વ દેશોના એલચીખાતામાં ભારે પગારે નોકરી આપવાનું કહેણ મોકલ્યું પણ ત્યાંની મિશનરી સંસ્થાએ તેને જાપાનમાં મોકલવાનું નક્કી કર્યું. એટલે એણે સરકારને ના કહી અને જાપાનના લોકોની સેવા માટે એ ઊપડી જવા તૈયાર થઈ. અને ત્યાં જઈ નવી ભાષા એના જીવનની છઠ્ઠી ભાષા–ભણવાનું કબૂલ થયું છતાં માનવસેવાની એ વાત એણે સ્વીકારી.

પણ આ કારણે એને એક નવી મુશ્કેલી ઊભી થઈ. યુનિવર્સિટીમાં એ દાખલ થઈ ત્યારે પરદેશી વિદ્યાર્થી તરીકે એને ફી ભરવી પડી હતી પણ બીજે વર્ષે અમેરિકાના નાગરિક તરીકે સ્થિર થવાની પોતાની ઇચ્છા એણે પ્રદર્શિત કરી એટલે એને ફીની માફી મળી હતી. હવે એણે જાપાન જવાનું સ્વીકાર્યું એટલે એને મનમા ખૂંચ્યું કે પોતે જે ફીની માફી ભોગવી છે તે રકમ એણે યુનિવર્સિટીને પાછી આપવી જોઈએ. એટલે એ વિદ્યાપીઠના સત્તાવાળાઓ પાસે પહોંચી અને ફી ના નવસો ડોલર પોતે હપ્તાથી આપશે એમ કહેવા લાગી પણ વિદ્યાપીઠવાળાઓ એની કિંમત સમજતા હતા એટલે કશું ય લેવાની તેમણે ના પાડી એટલે મુઝાઈ અને પોતાના અગ્રેજીના અધ્યાપક પાસે પહોંચી અને રોવા જેવી થઈ. પોતાનું આ દેવું સ્વીકારવા યુનિવર્સિટીને સમજાવવા એ વિનંતી કરવા લાગી. પ્રોફેસરે વિદ્યાપીઠવાળાને એ વાત કરી ત્યારે તેમણે એવો તોડ કાઢ્યો કે રુથે વિદ્યાર્થિની તરીકે ઊંચો નબર રાખ્યો છે એટલે એને ફીની રાહત આપવામાં આવી છે. રુથને સંતોષ થયો અને એ જાપાન જવા ઊપડી ગઈ ત્યારે એને ઓળખતા સૌને મનમાં દુઃખ થયું કે અમેરિકાએ એક સાચો નાગરિક ગુમાવ્યો. પણ જાપાનમા એ સેવા કરશે અને એની સેવા દ્વારા એ માનવતા ફેલાવશે એ આશાએ સૌએ સંતોષ અનુભવ્યો.



# અમર થવાની તક

નવાસવા આવેલા જેલના વડાએ ઑફિસમા પગ મૂકયો ત્યાં ટેબલ પર પડેલાં મુલાકાતિઓનાં કાર્ડમાં સૌ ઉપર જેમ્સ ડકનનું નામ હતું. એ નામ સાથે જ જેલરની સ્મૃતિમાં એક વંટોળ ચઢયો અને આઠેક વરસ પહેલાં એણે નીરખેલી એક ગોલ્ફની રમતનાં દશ્ય એના સ્મૃતિપટ પર રમવા લાગ્યાં. અઢાર વરસનો એક દૂધીઓ નવજવાન જે છટાથી, અદાથી, સફળતાથી ને કુશળતાથી ગોલ્ફના દડાને ધાર્યે સ્થાને ફેંકતો તે જોઈએ એના પર મુગ્ધ થઈ ગયેલો અને એનું નામ આકૃતિ તેના મગજમાં કાયમ માટે જડાઈ ગયાં હતાં. એ જ આ નામ.

એટલે એણે કેદીઓની હકીકત સંઘરી રાખતી ફાઈલ ઉથામી તો માલૂમ પડયું કે મુલાકાત માંગનો આ જેમ્સ તે જ ગોલ્ફનો અચ્છો ખેલાડી. મદ્યનિષેધના જમાનામાં એ રમથી ચાલતી એક હોડીનો ખલાસી હતો. એક દિવસ એમની હોડી પર ન્યૂજર્સી રાજ્યના એક નામાંકિત ચંડાળ ટોળીના સરદારનો હલ્લો થયો—પેલા રમ માટે. અને એમનો રમ ચોરાઈ ગયો. ત્રણેક દિવસ પછી એ ડાકુ સરદારનું શબ હાથ લાગ્યું. અને ડકન સાથે ત્રણ ખલાસીઓને એ ખૂન માટે તકસીરવાર ઠરાવી ન્યાયધીશે એને જનમટીપની સજા ફરમાવી. એના ઓગણીસમા જન્મદિને ડકન જેલની દિવાલોમાં પૂરાયો.

જનમટીપિયા કેદીઓનું જીવન જેમ મરી જતું અને એ યંત્રવત્ જેમ ચાલતા એમ આ નવલોહિયા ડંકનનું પણ થયું હશે એમ કલ્પના કરતો જેલર હજુ તો આ વિચારમાળામા ગડમથલ કરતો હતો ત્યાં ટટાર સીનો અને હસતી નાચતી ભૂરી આંખવાળો એક લોહી ધબકતો નવજુવાન તેની સામે હાજર થયો.

એ જુવાન કેદી સામે આશ્ચર્યચકિત આંખોએ તાકી રહેલો જેલર જૂની સ્મૃતિઓ તાજી કરવા મથતો હતો તેને જરા ય મોકું આપ્યા સિવાય એણે એની સામે છાપાની એક કાપલી ધરી. પરદેશમા લડતા

અમેરિકન લશ્કરને જે જુદા જુદા અણધાર્યા રોગના ભોગ થવું પડતું એ રોગના ઇલાજ માટે પોતાની જાત પર પ્રયોગ કરાવતા શહીદ થયેલા એક બીજી જેલના કેદીની કથા એ છાપાની કાપલીમાં હતી.

જેલર એ કાપલી પર નજર નાખી રહ્યો ત્યાં એના કાને નીચેના શબ્દો અથડાયા.

"સાહેબ અમને પણ આવી તક મળે એવી અમારી ઇચ્છા છે"

"કઈ તક? મરવાની?" જેલરે પૂછ્યું.

આસ્તેથી જવાબ મળ્યો, "ના, જી. અમર થવાની"

"જોઈશ મારાથી થાય તે કરીશ પણ તને લાગે છે કે કેદીઓ આવા ભોગ માટે તૈયાર થાય?" સાશંક જેલરે પૂછ્યું.

"હા, જી. સેંકડોની સંખ્યામાં." એટલું જ બોલી એ અતિવ્ય વસાયી આદમીની માફક હસતો હસતો ચાલી નીકળ્યો અને જેલરને ઊંડા આશ્ચર્યગર્તમાં ડુબાડતો ગયો.

એમાંથી એ જાગ્યો ત્યારે સાત વરસના જેલજીવનને અંતે પણ આ માણસ પોતાના પ્રાણ કેમ ટકાવી શક્યો એનું કુતૂહલ એને થયું અને એક ક નના જેન ઝનની કડીઓ મેળવવા લાગ્યો. એના જેલજીવનના ત્રીજા દિવસે એ મોઢું સાફ કરી બ્રશ ભરાવવા ગયો તો બ્રશના કાણાં કરતાં ખીલીનું માથું મોટું હતું એટલે એણે મોઢામાંની સિગારેટ બ્રશના કાણા પર ચાંપી દીધી એટલે હાથાનું પ્લાસ્ટીક ઓગળ્યું. પરિણામે એણે એક કાગળ સળગાવી એ આખા પ્લાસ્ટીકને ઓગાળી એમાંથી એક સરસ મજાની કડી બનાવી અસ્ત્રાની બ્લેડ વડે એ કડીને એણે સરખી સુંવાળી કરી અને શું ય થયું તે એના જ વડે એના પર એક સુંદર આકૃતિ દોરી કાઢી.

તે દિવસે રાત્રે એ ભોજનગૃહમાં ગયો ત્યારે એક જેલસાથીએ એ કડીના બદલામાં એને ૭ સિગારેટ પેકેટ આપ્યા પછી તો એના પર એવી કડીઓ અને મોટા કાણાં કરવા માટેના બ્રશ એટલા આવવા લાગ્યા કે દસ દિવસમાં તો એની પાસે ૨૦૦૦ બ્રશ થયા અને બસો કડીના ઓર્ડર નોંધાયા!

જેલ નિયામકો પણ એની આ કારીગરીથી એવા ખુશ થઈ ગયા કે એને જરૂરી સાધનો લાવી આપ્યાં અને પ્લાસ્ટીક કંપનીઓ સાથે પત્રવ્યવહાર કરી એણે બધું સાહિત્ય મંગાવ્યું. એના મિશ્રણોનો અભ્યાસ કર્યો અને થોડા સમયમા દિરગી ભોજનકડી (થાળી મૂકવા માટેની) તથા ભાતભાતની રંગીન શોભાની ચીજો એણે તૈયાર કરી. એનું કામ એટલું વધી ગયું કે રોજિંદું જેલનું કામ પતાવી એ રાત્રે નવ વાગ્યા સુધી બત્તી બંધ થાય ત્યારે જ કામ છોડતો. એટલેથી એનું કામ પૂરું ન થતાં એણે એક સીસીમાં મીણબત્તી મૂકી પોતાનું ફાનસ બનાવી લીધું અને સવારના બબ્બે વાગ્યા સુધી એની પાછળ મંડ્યો રહ્યો.

પછી તો જેલ સત્તાવાધારીઓની સંમતિથી એણે આ પ્લાસ્ટીકના ઘરેણાં બનાવવાની કળા પોતાના જેલસાથીઓને શીખવાડી. એવામાં અંદર સોનાનો તાર જડેલી એવી કાપો વગરની પ્લાસ્ટીકની વીંટી એણે તૈયાર કરી. આ બધાની બહારથી એટલી બધી વરધી આવવા લાગી કે ૧૩૫ કેદીઓ ખીવરની માફક કામે લાગ્યા અને વાર્ષિક તેવું હજાર ડોલરનો ધંધો એ કરવા લાગ્યા પરિણામે કેટલાકને ઈન્કમટેક્ષ ભરવાનો વારો આવ્યો અને જેલમા બેઠા બેઠા એમને આવકવેરાની અરજીઓ કરવી પડી ! કેટલાંય કુટુંબ સુખી થઈ ગયા અને જેલમાં પડેલો બાપ છોકરાને કોલેજમાં મોકલતો થયો !

એવામાં જેલ અને જેલજીવન પ્રત્યેની રહીસહી કટુતા નિવારનાર અને બીજાને ઉપયોગી નીવડી ધન્યતા અનુભવવાની ભાવના પેદા કરનાર એક પ્રસંગ બની ગયો એક દિવસ એ હમેશ મુજબ પોતાના કામમાં મગ્ન હતો ત્યાં એણે તાલીમ આપી તૈયાર કરેલો એક જેલસાથી આનંદથી નાચતો દોડતો આવી એને કહેવા લાગ્યો, "જો દોસ્ત મારા દીકરાનો પત્ર આવ્યો છે કે એ મેડિકલ કોલેજમાં દાખલ થયો છે અને ડાક્ટર બનશે. જેલમાં બેઠેલા બાપનો દીકરો ડાક્ટર બનશે! અને તે પણ બાપની કમાણીથી! હવે જીવનમાં બીજી કઈ ખુશનસીબી

જોઈએ ? છે ને બધે લીલાલહેર!"

આ ઉદ્દગારે એની આંખ ખોલી નાખી અને એક નવી જીવનચાવી એને હાથ લાગી : બીજાને સુખી કરી, એને સુખી કર્યાનું સુખ માણવું.

આ જ ભાવનામાંથી રોગના અખતરા માટે પોતાનું શરીર સોંપવાનો તેને વિચાર સૂઝ્યો. લશ્કરના તબીબી વડાઓ આવી માનવસેવાની શોધમાં જ હતા એટલે ડંકનની જેલમા એક ખાસ વિભાગ ભયંકર રોગોના અખતરા માટે ખોલવામાં આવ્યો. સૌથી પ્રથમ Sleeping sickness નામના રોગને માટે શરીરની માગણી થઈ અને ડંકને સૌ પ્રથમ સેવા આપી. એ પતતાં ઇજિપ્તના રણમાં રોમેલનાં સૈન્યને રંજાડનાર Sand fly feverની વારી આવી અને પછી Dengue fevar (ડૂંટિયું) જે પ્રશાંત વિસ્તારનાં અમેરિકન સૈન્યોનો દુશ્મન કરતાં ય વિશેષ ખુરદો કાઢતો. આ તાવના જંતુ જ્યારે એના શરીરમાં દાખલ થયાં ત્યારે જેમ્સ સૌથી વધુ પીડાયો. બરફના સતત ઉપયોગ છતાં શરીરનું ઉષ્ણતામાન ૧૦૬° ઉપર પહોચી જતું. વળી રોગના જંતુઓ બરાબર હાથ લાગે તે ખાતર તેમણે કોઈ એનેસ્થેટીક વાપર્યા સિવાય પોતાના શરીરમાંથી માંસપેશીઓ કાપવા દીધી જેથી ડાકટરો યોગ્ય અભ્યાસ કરી શકે. જેમ્સનુ વજન પોણો મણુ જેટલું ઘટી ગયું!

ખાસ ખોરાક પર એને દિવસો સુધી રાખ્યો ત્યારે એનું શરીર વળ્યું પણ ટટ્ટાર થતાં જ એણે એ જ ભયંકર રોગના જંતુઓ આગળના પ્રયોગો માટે પોતાના શરીરમાં દાખલ કરાવ્યા અને અખતરો ચાલ્યો.

આ પ્રયોગકાળમાં જેમ્સે બીજી જેહાદ પણ શરૂ કરી. તેણે 'દષ્ટિબિંદુ' નામનું એક ચોપાનિયું જેલમાં શરૂ કર્યું. એના પરિણામે કેટલાકે પોતાનું લોહી અને ચામડી આપ્યા. વળી પોતાની કમાણીમાંથી વોરબોન્ડ ખરીદી એક બોમ્બર જેટલા પૈસા એકઠા કરવા એણે

કેદીઓને અપીલ કરી અને જવાબમા ત્રણ બોમ્બર આવે એટલા વૉરબોન્ડ ખરીદાયાં !

આ પ્રત્યે એણે કમળાના જંતુઓ માટે પોતાની શરીરસેવા આપી આ રોગની પીડા ને વેદનામાં એ ગળાબૂડ હતો ત્યારે એનો જેલર એની મુલાકાતે આવ્યો અને એનું શરીર જોઈ બોલ્યો, 'ખૂબ પીડા થાય છે, ખરું ને ? ડંકને સસ્મિત જવાબ વાળ્યો "શરીરને પીડા હશે પણ મન તો ખૂબ પ્રફુલ્લિત છે. દેશપરદેશોમા રાષ્ટ્ર માટે મરી ફીટતા સૈનિકોની માફક ગુનેગાર ગણાયેલા અમે પણ બીજાને સુખી કરવામાં યત્કિંચિત ફાળો આપી શકીએ એ ઓછા આનંદની વાત છે ?"

કમળાનો આ પ્રયોગ પૂરો થાય તે પહેલા યુદ્ધ ખતમ થઈ ગયું અને ડંકન થોડા દિવસ પેરોલ પર છૂટયો. પણ ત્યા જ એ કમડાઈ પડ્યો. એને તરત જ હૉસ્પિટલમા ખસેડવો પડયો. મહિનાઓની સારવાર પછી એને ઠીક થયુ ત્યારે એનુ જડબાનું હાડકુ સડી ગયું હતું. એના બધા દાત પાડી નાખવા પડયા, જડબાના હાડકાંને થોડું કાઢી નાખવું પડયું અને સૌને લાગ્યું કે હવે ડંકન ઊઠી શકશે નહિ.

પણ વળી પાછો એ બેઠો થયો અને પોતાના જેલના જનમટીપિયા સાગરીતોને પ્લાસ્ટીકનાં ભાતભાતના ઘરેણા બનાવવાનું શીખવવા લાગ્યો.

એના અપ્રતિમ સેવાકાર્યની કદર તરીકે સરકારે એની બાકીની સજા માફ કરી અને આજે જેમ્સ એલારકાના એક માસિકનું છાપકામ કરવામાં રોકાયો છે. એણે એની તંદુરસ્તી પાછી મેળવી છે, અને પ્રસન્નતામા પગલા માંડી એ સુખી કુટુંબજીવન ગાળવા છતા બીજાને સુખે સુખ અનુભવવાની વાત ભૂલ્યો નથી.

★

# ગુલામોના તારણહાર

સન ૧૮૩૪ના જુલાઈની ૩૧મી તારીખ હતી. મધ્ય રાત્રિનો સમય હતો તે વખતે બ્રિટિશ વેસ્ટ ઇન્ડીઝનાં દેવળો આબાલવૃદ્ધ સીદી સ્ત્રીપુરુષોના ટોળેટોળાંથી ખીચોખીચ ભરાઈ ગયાં હતાં. દરેકનાં મોં પર આશા અને ઉત્કંઠાના ચિહ્નો સ્પષ્ટ તરી આવતાં હતાં. બારનો ટકોરો પડતાં સૌ એકદમ નાચી ઊઠ્યાં અને હરેક જણ કૂદવા લાગ્યું. આનંદની એક એવી કિકિયારી તેમણે કરી કે એના અવાજથી જાણે દેવળનાં છાપરાં ઊડી જશે એમ લાગ્યું. આવો અપાર આનંદનો એ શું પ્રસંગ હતો? એ હતો એમનો મુક્તિદિન. તે ક્ષણે બ્રિટિશ તાજ હેઠળના પ્રદેશોમાં વસતા આઠ લાખ ગુલામો મુક્તિના સૌ પ્રથમ શ્વાસોશ્વાસ લેવા બડભાગી બન્યા હતા.

આ આનંદપ્રસંગનું નિમિત્ત બનનાર હતો એક સાવ ક્ષીણ અને સુકલકડી શરીરમાં વસતો આત્મા. એનું નામ વિલિયમ વિલ્બરફોર્સ. જીવનનો કોઈ દિવસ એણે એવો જોયો નહોતો કે જ્યારે તેનું શરીર એક યા બીજા પ્રકારની પીડાથી મુક્ત હોય! એની આંખો એવી નબળી હતી કે કાર્ગિની પાસે જ એને વંચાવવું પડતું. આવા આ દુર્બળ, મૂઠી હાડકાંના માનવીએ ગુલામોના વેપાર સામે પચાસ વરસ સુધી ઝુંબેશ ચલાવી. એનું શુભ પરિણામ ઉજવવા સૌ ભેગા થયાં હતાં પ્રતિવર્ષ આફ્રિકાના અંધાર ખંડમાંથી પરદેશમાં ધકેલાતાં એક લાખ સીદી સ્ત્રી-પુરુષ અને બાળકોના ઉદ્ધારનો યશ વિલ્બરફોર્સને ઘટે છે.

આવો વિલ્બરફોર્સ ૧૭૫૯માં ઇંગ્લૅંડના હલ નામના બંદરમાં એક ધનિક વેપારીને ત્યાં જન્મ્યો હતો. જન્મથી જ એ માંદલો હતો પણ એની શારીરિક નિર્બળતાએ તેની બુદ્ધિના વિકાસમાં કશી રૂકાવટ કરી નહિ. એ એકવીસ વર્ષનો થયો ત્યારે તો એ કેમ્બ્રીજ વિદ્યા-

પીઠનો સ્નાતક થઈ ચૂક્યો હતો અને લોકોએ તેને ઈંગ્લૅંડની પાર્લામેન્ટમાં સભ્ય તરીકે ચૂંટી મોકલ્યો હતો.

એનું અણવિકસિત ખૂંધું શરીર કોઈનેય ગમે તેવું નહોતું. પણ એની આંખમાં રમતી તેજસ્વિતા અને માયાળુપણું સૌને આકર્ષતાં. લંડનના તે વખતના સમાજનું વિલ્બરફોર્સ એક ભારે આકર્ષણ હતો, અને ભલભલી નટીઓ તેની સાથે ખાણું લેવામાં ગૌરવ અનુભવતી. એની તેજસ્વી વાગ્ધારા અને સંગીતમય અવાજને લઈને લોકો તેને 'પાર્લામેન્ટની નાઈટીંગેલ' તરીકે ઓળખતા. તેનામાં ભવિષ્યના એક ઉજ્જવળ રાજદ્વારી નેતાનાં દર્શન સૌને થતાં.

એવામાં પચીસ વર્ષની ઉંમરે એક ખડતલ આનંદી પાદરી સાથે વિલ્બરફોર્સ યુરોપખંડની યાત્રાએ ઉપડયો. કાદવકીચડવાળા એ જમાનાના દડિયા રસ્તાઓ પર થઈને તેમની ગાડી પસાર થતી હતી ત્યારે આ બંને મિત્રો બાયબલ વાંચતા હતા. પરિણામરૂપે વિલ્બરફોર્સ પાદરી બન્યો અને માનવ અને પ્રભુસેવાના કામમાં લાગી ગયો. આ પરિવર્તનમાં જ ગુલામીનિવારણ માટેની એની ઝુંબેશની પૂર્વભૂમિકા તૈયાર થઈ ગઈ.

નાનપણમાં એક વખત એ બ્રિસ્ટલ શહેરમાં ગયેલો ત્યારે ત્યાંનું ગુલામ બજાર જોઈ એનુ હૃદય દ્રવી ઊઠેલું. એણે તે વખતે, ચૌદ વરસની ઉંમરે ત્યાંનાં એક છાપામાં આ અમાનુષી વેપાર બંધ કરવા અંગે, એક કટાર લખેલી. એ જૂના સંસ્કારો આ ગરીબ બિચારા ભોળાં માનવીઓ પર થતા ક્રૂર અત્યાચારોની એક વહાણના કપ્તાન પાસેથી સાંભળેલી વીતક કથાને કારણે જાગૃત થયા. આફ્રિકાના લોકોનાં ઝૂંપડાં પર ગુંડાઓ કેવો હલ્લો કરે છે તેમજ કેવી રીતે બાળી મૂકે છે, માદા અને વૃદ્ધોને કાપી નાખે છે અને સશક્તને કેવા જંજીરોમાં જકડી લે છે તેની આખી કથા એ કપ્તાને કહી સંભળાવી ત્યારે વિલ્બરફોર્સના હૃદયે ઠમકમાં અનુભવ્યા અને જીવનભર આની સામે ઝઝૂમવા એણે નિર્ધાર કર્યો. તેની રાજદ્વારી કારકીર્દિનો અંત આવ્યો

અને દસ કવેકર મિત્રોની સહાયથી તેણે ગુલામી વિરોધી મંડળી સ્થાપી, અને કરોડોની માલમિલકત ધરાવતા અને લાખો ગુલામોના પરસેવે માતબર બનેલા મૂડીપતિઓનો એ દુશ્મન બન્યો. શહેનશાહ જેવો શહેનશાહ પણ એમ માનતો કે આ ગુલામો સિવાય શેરડીની ખેતી અને ખાંડનાં કારખાનાં તથા રબરની ખેતી અને તેનો ઉદ્યોગ નભે નહિ અને એ ન નભે તો ઇંગ્લેંડની જાહોજલાલી કયાય અદશ્ય થઈ જાય.

આવા વિકટ સંયોગોમાં પણ અઠ્ઠાવીસ વર્ષના એ કમતાકાત આદમીએ ગુલામી નાબૂદ કરવાનો ઠરાવ પાર્લામેન્ટમાં રજૂ કર્યો. ઠરાવના સમર્થનમાં એવી તો તીખી અને ઊર્મિલ ભાષામાં એ બોલ્યો કે આખી પાર્લામેન્ટ ખળભળી ઊઠી. અંતમાં એણે જણાવ્યું કે આપણા મહાન દેશની આબરૂને બટ્ટો લગાડતો આ હીચકારો વેપાર નાબૂદ નહિ થાય ત્યાં સુધી અમે જંપીશું નહિ. અને ખરેખર તે પછીનાં વીસ વરસ સુધી પારાવાર મુશ્કેલીઓ, વિટંબણાઓ, ઉશ્કેરાટ, ગાળીપ્રદાન અને જીવનાં જોખમો વહોરી તેણે પોતાની ઝુંબેશ ચાલી રાખી.

આ બાબત તપાસ કરવા પાર્લામેન્ટે નામેલી સમિતિ આગળ મૂડીપતિઓએ એવું પુરવાર કરવા યત્ન કર્યો કે આ સીદીઓ તો પશુ જેવા જ છે અને એમના પ્રત્યે જે વર્તન દાખવવામાં આવે છે તે સર્વ રીતે યોગ્ય છે. ત્યારે લથડતે શરીરે વિલ્બરફોર્સે એ લોકોની બુદ્ધિ અને કામગીરી રજૂ કરતી ચીજ વસ્તુઓ એકઠી કરી તેનું પ્રદર્શન યોજ્યું. પેલા લોકોએ એને ધમકી આપી તો પણ ડર્યો સિવાય તેણે પોતાનો વાણીપ્રવાહ ગુલામી સામે વહેવડાવ્યા જ કર્યો. તેના વિશે ભાતભાતની ગુલવાઓ ઉડાડી તેને સામાજિક રીતે વગોવવા અને ઉતારી પાડવા સર્વ પ્રયત્ન તેમણે કર્યા છતાં વિલ્બરફોર્સે પોતાનું કામ ચાલુ રાખ્યું અને સન ૧૭૯૧માં ગુલામીના વેપારનો નિષેધ કરતો કાયદો પાર્લામેન્ટમાં રજૂ કર્યો, પણ ૮૮ વિ. ૧૬૩ મતે એ ઊડી ગયો.

છતાં નિરાશ થયા વગર તેણે પોતાની ઝુંબેશ આગળ ધપાવી. સમિતિ સમક્ષ પડેલા પુરાવાની ૫૦૦૦૦ નકલો પોતાના ખર્ચે કઢાવી તેણે મફત વહેંચી અને આખા દેશના પ્રવાસે ઊપડી, પોતાનો નાદ ઠેરઠેર ગાજતો કર્યો. અગીઆર વરસ સુધી આ રીતે તેણે પ્રચાર ચાલુ રાખ્યો અને વારંવાર પાર્લામેન્ટમાં બીલ રજૂ કર્યા જ કર્યાં. કેટલીક વખત બીલ એક વાચનમાં પસાર થાય અને બીજામાં ઊડી જાય. છેવટે ૧૮૦૭માં ૨૮૩ વિ. ૧૬ મતે તેનું ગુલામી નિષેધ બીલ પાર્લામેન્ટમાં પસાર થયું ત્યારે વીસ વરસની અથાગ મહેનતના બીજનો અંકુર ફૂટયો. તાલીઓના ગડગડાટથી એને વધાવી લેવામાં આવ્યો ત્યારે માથે હાથ દઈને એ બેસી પડયો અને એક અસ્ખલિત અશ્રુધારા એના ગાલ પરથી વહી રહી. એના જર્જરિત થયેલા શરીરને કારણે એ આરામ ઝંખી રહ્યો હતો અને એના પ્રિય પુસ્તક–બાયબલનો અભ્યાસ કરવાનો એ ઇરાદો રાખતો હતો. પણ કાયદાનો ભંગ કરવાની આવડતવાળા લોકોએ એની પરેશાની વધારી દીધી. એ મૂગાં પશુદશામાં જીવતાં માનવોના આર્તનાદે એના હૃદયને કોરી ખાધું અને વળી પાછુ એણે ઝંપલાવ્યું તે બીજા છવીસ વરસ સુધી!

પાર્લામેન્ટની ચૂંટણીમાં એમ લાગતું હતું કે એ હારી જશે પણ મતદાનના દિવસે અપંગ, વૃદ્ધ સૌ લોકોની હાર જ્યારે ઊમટી પડી અને કોઈકથી પૂછાઈ ગયું, "કોને માટે ચાલ્યા?" ત્યારે એ માનવસમુદાયે 'વિલ્બરફોર્સ માટે' એમ જે બૂમ નાખી તે સાંભળી લલલલાનાં હાજાં ગગડી ગયા. 'વિલ્બરફોર્સ'ની અપ્રતિમ જીત થઈ.

પાર્લામેન્ટમાં ફરીથી દાખલ થઈ તેણે દેશપરદેશમાંથી પણ આ વેપાર દૂર કરવાની હિલચાલ શરૂ કરી અને સ્પેન તથા પોર્ટુગલ સાથે એ અંગેના કરાર કરવામાં એ સફળ થયો છતા ચોરીછૂપી ચાલુ રહી અને વિલ્બરફોર્સ નિરાંત અનુભવી શકે એમ ન બન્યું.

પણ એટલામાં એનાં ફેફસાં પર આ શ્રમની અસર થઈ અને

સને ૧૮૨૫મા એને પોતાની બેઠકનુ રાજીનામું આપવુ પડયું. એ પથારીવશ થઈ ગયો છતા એ સલાહ આપતો જ રહ્યો.

છેવટે સન ૧૮૩૩ના પાર્લામેન્ટે બ્રિટિશ તાજ હેઠળના સૌ ગુલામોને મુક્તિ આપતો કાયદો પસાર કર્યો. તે દિવસે એ મરણ-પથારીએ હતો. બિલ પસાર થયાના સમાચાર એ સમજી શકયો. અને પ્રભુનો આભાર માનવા તેણે હાથ ઊંચા કર્યો તે કર્યા.

ગુલામો માટે આજીવન લડનાર એ સુકલકડી શરીરમાનો પ્રબળ આત્મા એ દેહ છોડી ગયો ત્યારે એ દેહને વેસ્ટ મિન્સ્ટર એબેમા દફ-નાવવાનું અપૂર્વ માન તેને મળ્યું. એની નનામીને એ દેવળ ભણી લઈ જતા હતા ત્યારે લંડન શહેરના રસ્તા માનવીઓથી ખીચોખીચ ભરાઈ ગયા હતા. અને દેશની વસ્તીના ત્રીજા ભાગે તો એના મરણનો શોક પોતાના પ્રિયજનના શોકની જેમ પાળ્યો હતો!



# આતવારિયા દેવી

થોડા સમય અગાઉ અમેરિકાના જ્યોર્જિયા સંસ્થાના ગવર્નર માઉન્ટ બેરી શાળા જોવા ગયા. એમણે વર્ગો જોયા, ખેતરમાં કામ કરતા વિદ્યાર્થીઓ સાથે વાતચીત કરી, શાળ ચલાવતી, રસોઈ કરતી, કપડા સીવતી છોકરીઓ જોઈ અને એમણે ઊંડો સંતોષ અનુભવ્યો ને વ્યક્ત કરતા એ બોલ્યા, "મારો દીકરો ઉંમરલાયક થાય એટલે આ જ શાળામાં મૂકી જઈશ"

"માફ કરો, ગવર્નર સાહેબ" સામેથી પ્રત્યુત્તર મળ્યો, "જે છોકરા-છોકરીઓ સાધનના અભાવે ભણી જ ન શકતા હોય તેમને જ અમે તે દાખલ કરીએ છીએ."

જ્યોર્જિયાના રોમ શહેરની સહેજ ઉત્તરે તમે જાવ એટલે પહોળા દરવાજા અને સફેદ વાડથી વીંટળાયેલ એક કુંગરાળ સ્થળ તમને માલૂમ પડશે. દરવાજાથી એક સાંકડે રસ્તે તમે પ્રવેશ કરો કે તરત રસ્તાની બંને બાજુ સ્વસ્થતાથી ચરતા ગાય અને ઘેટાંવાળું ઘાસનું મેદાન નજરે પડશે. ત્રીસ હજાર એકરના એ વિસ્તારમાં ઓક અને પાઈનના જંગલો, લીલાછમ શાકભાજી અને ફળફળાદીની વાડીઓ, પાકથી લચી પડતા ખેતરો, રજતની જેમ ચળકતા સરોવરો અને આ સૌથી ઘેરા થયેલા ગગન સાથે વાતો કરતા મથતા મિનારાવાળા મકાનો નજરે પડશે.

આવી આ સુંદર વિશાળ મરુભૂમિ સાધનહીન બાળકોને ચરણે ધરનાર અને જીવનના ચાલીસ ઉત્તમોત્તમ વરસ એમને કાજે ખરચનાર બહેનનું નામ કુમાર્થા બેરી. એના પિતા એ આ વિસ્તારના જમીનદાર. એ એના પૈસાદાર પિતાની એકની એક પુત્રી. એક રવિવારે એ ત્યાંના દેવળમાં એક વાજિંત્ર સાથે ભજન ગાતી હતી ત્યારે બારી બહાર એ ભજન સાંભળતા, ફાટ્યાતૂટ્યા કપડામાં સજ્જ થયેલા એ પર્વત વિસ્તારના થોડા બાળકો એની નજરે પડ્યા. એ સૌને એણે અંદર બોલાવ્યા અને ભજન પૂરું થયે પૂછ્યું, 'તમે સૌ રવિવારે શાળામાં

જાવ છો ને ?" બધાં એકબીજા સામે વિસ્મયથી તાકવા લાગ્યાં એટલે બેરી સમજી ગઈ અને એમને બાયબલની વાર્તાઓ કહી અને ફરી વાજિંત્ર વગાડયું.

વળતા રવિવારે એ બાળકો બીજા મિત્રો સાથે આવી પહોચ્યાં. એમાના કોઈએ પુસ્તકને કદી સ્પર્શ કર્યો નહોતો અને પેન્સિલની વાત કદી સાંભળી જ નહોતી! આ સૌની સાથે વાતચીત કરતાં એને સમજાયું કે આ વિસ્તારમાં સાવ નિરક્ષરતા જ પ્રવર્તતી હતી એટલે એણે પોતાના ખેતરની પાસે એક નાની ઓરડી બંધાવી અને બાર વિદ્યાર્થીઓની એક શાળા શરૂ કરી. આ શાળાની વાત સાંભળી કઈ કેટલા ય બાળકો કુતૂહલપ્રેરિત ત્યા છાનામાંના આવી ડોકિયા કરવા લાગ્માં પણ એ સૌને ઘેર, ઢોરને ચરાવવાનું, એને પાણી પાવાનું, ખેતરમાં લણવા, વેંટાવવા જવાનું વગેરે એટલા બધાં કામ ચાલતાં કે એમની હાજરી અતિશય અનિયમિત રહેવા લાગી.

વિચાર કરતાં કુ. બેરી નિર્ણય પર આવી કે સ્વાવલંબનના ધોરણે ચાલતી આશ્રમશાળા સિવાય આ કોયડાનો બીજો કોઈ રામબાણ ઈલાજ નથી. એટલે સને ૧૯૦૨ના જાન્યુઆરી માસના એક શુભ દિવસે એ રોમ શહેરમાં પહોચી અને ત્યાં પોતાની સઘળી મિલકતનો બક્ષિસ ટ્રસ્ટ દસ્તાવેજ આ શાળાને નામે કરી આવી! એના વકીલે એને ઘણીયે સમજાવી ત્યારે એણે એટલો જ જવાબ આપ્યો કે મારાં ખેતરમા થાય છે તેવી ઘણો સારો પાક– માનવપાક–મારે લેવો છે.

અને પેલી નાની શાળાઝૂંપડી પાસે એણે બીજી ઝૂંપડી ઊભી કરી અને પાચ બાળકો સાથે એણે પોતાની આશ્રમશાળા શરૂ કરી. શાળાની ફી ૨૫ ડોલર રાખી પણ તે નાણાંને બદલે અનાજ, ઢોર કોઈ પણ રીતે આપી શકાતી.

વિદ્યાર્થીઓનો એને ત્યાં દરોડો પડયો. એને પહોંચી વળવા બેરી ન્યૂયોર્ક પહોચી, ત્યા એણે એક દેવળમા પ્રાર્થના સમયે પોતાની શાળાની વાત કહી અને એને પૈસા મળ્યા. એટલેથી ન જંપતાં એ

એમેરિકન પ્રમુખને મળી અને પોતાની વાત કરી. પ્રમુખે એના માનમાં એક ભોજનસમારંભ ગોઠવ્યો અને સમારંભને અંતે બેરીને સંખ્યાબંધ ચેક મળ્યા.

એ પૈસા વડે એણે શિક્ષકો રોક્યા. એના ૧૫૦ શિક્ષકો આજે ય માંડ પૂરું થાય એટલું જ મેળવે છે છતાં એ ત્યાં લગનથી કામ કરે છે એ એની સંસ્થાની ભાવનાને કારણે. એ પૈસામાંથી એણે ઇમારતી લાકડાંના ઝાડવાળી પારોની એક ટેકરી ખરીદી અને ખેડી શકાય તેવી નીચાણવાળી ભોંય પણ લીધી!

અને ૧૯૦૯ની એક વહેલી સવારે એ પોતાના વિદ્યાર્થીઓ સાથે જંગલમાં પહોંચી ગઈ. ખટાખટ કુહાડીના ઘા જંગલોનાં વૃક્ષો પર પડવા લાગ્યા અને એ લાકડાં વડે બેરીએ વિદ્યાર્થિનીઓ માટે એક શાળાનું મકાન બાંધ્યું. તરત જ પેલા છોકરાઓની બહેનો આજુબાજુના ડુંગરવિસ્તારમાંથી આવી પહોંચી અને ભાઈઓ સાથે બહેનોની શાળા પણ શરૂ થઈ. આજે ય બેરી શાળાનાં સો મકાનોમાં અલગ અલગ છોકરા-છોકરીઓની માધ્યમિક શાળાઓ અને એક કૉલેજ ચાલે છે.

દરેક વિદ્યાર્થી સપ્તાહમાં ચાર દિવસ શાળામાં જાય છે અને બે દિવસ પોતાનું ખર્ચ કાઢવા, કમાવા કામ કરે છે. ત્રીસ હજાર એકરની એ વસાહતમાં કોઈ પગારદાર મજૂર કે નોકર છે જ નહિ. સૌ વિદ્યાર્થીઓ પોતપોતાના શિક્ષકોની રાહબરી નીચે સંસ્થાનાં નાનાંમોટાં સૌ કામ કરે છે.

એક વખત એમને ખેતીવિદ્યા માટે એક નવા મકાનની જરૂર લાગી એટલે વિદ્યાર્થીઓની એક ટુકડી ઈંટો માટેની જમીન ખોદવા ગઈ. એ માટીમાંથી એમણે દસ લાખ ઈંટો બનાવી, પોતાનાં જંગલમાંથી લાકડું કાપી લાવી ઈંટો પકવી. બારીબારણાં માટેનું લાકડું કાપી વહેરી નાખ્યું. પણ માળના અને બસો ફૂટ લાંબા એ મકાનોને સૌએ આપમહેનતથી ઊભું કરી દીધું અને એને વીજળીના તાર, પાણીની પાઈપો વગેરે નાખી અદ્યતન બનાવી દીધું.

# દીલાવરીનું ઝરણું

મેક્સીકો શહેરનો સૌથી દિલાવર આદમી છે કેમેરોન મેકફર્સન કેમેરોનને સૌ કોઈ 'કેમ' ના ટૂંકા નામથી ઓળખે છે મેક્સિકોથી ૪૦ માઈલ દૂરના એક કસ્બામા મહેલ જેવા એક વિશાળ મકાનમાં એ રહે છે. એનો મહેલ ઘણો પુરાણો છે, અને એની પ્રાચીનતાના અવશેષો આજે પણ નજરે પડે છે. આ વિશાળ મકાનના એકેએક ભાગનો ખૂબ ઉપયોગ થાય છે. કેમની હડીએ ચઢે એ સૌ રખડતાં રઝળતા, પીડીત કે દુઃખિત, માનવી કે પ્રાણી એનું એ આશ્રયસ્થાન છે, અને એ બધાં એના વિશાળ કુટુંબનાં સભ્ય છે.

એક દિવસ ફરતાં ફરતાં એની હડફેટમા આવ્યો એક અર્ધભૂખ્યો, અર્ધમૂઓ ચિત્રકાર. કેમ એને ઘેર લઈ આવ્યો. કેમેરોનને ત્યાં થોડા દિવસમાં એની ધવા વળી અને એણે હાથ ચલાવ્યો ત્યારે ખબર પડી કે એણે તો ચિત્રકળામા મોટાં ઈનામ મેળવ્યાં છે અને થોડાં વખતમાં તો આખા મેક્સિકોમાં એના નામનો ડંકો વાગી ગયો. એના ચિત્રો ખરીદવા પડાપડી થવા લાગી. તે પછી એની દિલાવરીનો સ્વાદ એક સંગીતકારે ચાખ્યો અને એના હૃદયમાંથી એક નવુ જ સંગીત ઝરણું વહેતુ થયુ. એ હતો ને 'કેમ'ની નજરે એક છબિ પાડનાર ચઢયો. આ ઉસ્તાદ પાસે કેમેરા જ નહિ એવી નસીબની બલિહારી હતી! કેમે એને કેમેરા અને જીવન બંને આપ્યાં.

આ વાચી આપણને કદાચ એમ લાગે કે સૌ કોઈ—ઉડાઉ અને ચોર પણ કેમની દિલાવરીનો દુરૂપયોગ કરી જતા હશે. પણ એવું નહોતું. કેમ આમ તો દિલચોરીનો દુશ્મન હતો અને ઉડાઉ કે નફાખોર એની પાસેથી કશું મેળવી શકતા નહિ. પોતાના કસબને વાપરનાર, વાપરવાની તૈયારીવાળા અને તક કે ઉત્તેજનના અભાવે મહેનતથી વંચિત રહેલાને જ તે હાથ વગાડતો અને એમ કરવામાં

પોતાના દિલ પરનું કપડું પણ ઉતારી આપતાં પાછું વાળીને જોતા નહિ. આ બધું એની પાસે અઢળક પૈસો હતો તેથી બનતું એમ નહિ. એનું મૂળ હતું એના દિલની દિલાવરીમાં.

એક વખત એના એક જૂના દોસ્તને પૈસાની ભારે જરૂર ઊભી થઈ. એ રકમ પાછી વાળે એવી કોઈ શક્યતા પણ નહોતી, છતાં એણે એને એ રકમ આપી અને કહ્યું, "જો દોસ્ત, આને મારી બક્ષિસ ગણજે. એને પાછી વાળવાની ચિંતા કદી કરીશ નહિ કે મેં તને આપી છે એવું પણ કદી કહીશ નહિ. હાં, પણ એક વાતનું તું મને વચન આપ કે તારી પાસે કદીયે પૈસા થાય તો આવી ભીડમાં આવી પડેલા કોઈકને આપવામાં એનો ઉપયોગ કરીશ"

એક દિવસ રાત્રે કેમ અને હું (નીલા પુટનમ) વાતો કરતાં બેઠાં હતાં ત્યાં એણે કહ્યું, "કાલે તો વહેલી સવારે પાંચ વાગ્યે ઊઠી મારે વિમાનઘર પર જવાનું છે. એક અપરિચિત વૃદ્ધા તેના પતિનું શબ લેવા આવવાની છે એટલે એને ઓળખી કાઢી એને સાંત્વન આપી બધું ઠીક કરવાનું છે."

"તમારી વાત તો, ભાઈ, થાય એમ જ નથી," મેં કહ્યું, "મને ઘણી વખત વિચાર આવે છે કે પરિચિત, અપરિચિત સૌને માટે આવું બધું કરી છૂટવાની ઇચ્છા તમને કેમ થાય છે? મને ઘણી વખત એમ લાગે છે કે તમારાથી એ કર્યા સિવાય રહેવાતું જ નથી અને જાણે કોઈ અંદરથી તમને એ કરવા ધકેલતું હોય!"

"તમારું અનુમાન કંઈક સાચું છે." કેમ બોલ્યો.

"તો, એ શું છે તે તમે મને કહેશો?" મેં કહ્યું.

થોડો વખત તો એ એવો શાંત પડી ગયો કે મને લાગ્યું કે હવે એ નહિ જ બોલે. પછી એણે આસ્તેથી શરૂ કર્યું, "ઘણાં વર્ષો પહેલાંની વાત છે. ત્યારે હું આપણા તેલમથકમાં રહેતો હતો. ત્યાં

એવામાં સૌને લાગ્યું કે એક દેવળ બાંધવું જોઈએ. એટલે એમણે દેશી પથ્થરના ટુકડા કોરી કાઢયા અને જંગી દીવાલો ચણી કાઢી, ઓકનાં બારણાં કર્યાં. લોખંડ ઢાળી મૂર્તિઓવાળી જાળીઓ બનાવી અને સુંદર કોતરકામવાળો મોટો વ્યાખ્યાન ખંડ ઊભો કરી દીધો.

આશ્રમ માટે નવા મકાનની જરૂર પડે એટલે એ મકાનની સાથોસાથ એ ખાટલા, ખુરશી, કબાટ, બધું જ તૈયારી કરી દે. એ ખાટલા માટેની ચાદરો, ગાદલાં માટેના ખોળા સંસ્થાની બહેનો ત્યાં જ શાળ પર વણી લે, ગાદલા ભરી તેને સીવી લે, એ ગાદલાં ચાદરોને રંગવાનું કામ પણ ત્યાં જ કરી લેવાનું.

એમના ખેતરમાં એક હજાર એકર જમીનમાં અનાજ ઉગાડવામાં આવે છે, બે હજાર એકર ગૌચર છે. ચાલીસ એકર શાકભાજીના ઉછેર માટે છે અને ત્રણસો એકરમાં ફળઝાડની વાડીઓ છે. એમના ગૌચર પર ૧૪૦૦ ઢોર ચરે છે અને મરઘા બતકાંની સંખ્યા ૧૩૦૦૦ ઉપરાંતની છે. પ્રતિવર્ષ એમનાં જંગલમાથી ચોકબંધ ઈમારતી લાકડું વિદ્યાર્થીઓ કાપી બજારમાં વેચે છે. અને પ્રતિવર્ષ નવાં ઝાડ ત્યાં રોપે છે. દાખલા તરીકે એમણે આગલા વર્ષે એમનાં જંગલમાં દોઢ લાખ રોપા નવા નાખ્યા.

બહેનો રસોઈ કરે છે, પીરસે છે, કપડાં ધૂએ છે, અથાણાં કરે છે, પુસ્તકાલયમાં કામ કરે છે અને કોલેજની ઓફિસોમાં કારકુન તરીકે સેવા આપે છે. વધારામા શિક્ષક મંડળના બૂલકાં માટે એ બાલમંદિર પણ ચલાવે છે.

આ બધા ય છોકરા છોકરીઓ આ પકમાઈ પર નભે છે; સ્વાવલંબન એમનું ગૌરવ છે. લગભગ બધા જ પોતાની શાળા કૉલેજની ફી–સત્રના ૧૦૦ થી ૧૫૦ ડોલર પોતેજ ભરે છે. એ કમાવા માટે ઘણી વખત એ રજાઓમાં ખૂબ કામ કરે છે અગર છ માસ અભ્યાસ છોડી દે છે, પણ સૌના મુખ પર સ્વાવલંબનમાથી જન્મેલું આત્મગૌરવનું તેજ ચમકયા કરે છે.

એ ચમત્કારનો અનુભવ સંસ્થાની મુલાકાત લેતા સૌ કોઈને થયા સિવાય રહેતો નથી. એક વખત વિખ્યાત ઉદ્યોગપતિ ફોર્ડ અને એમના પત્ની સંસ્થાના મહેમાન બન્યા. જમણ પછી શ્રીમતી ફોર્ડની નજર બેઠકનિયા પર પડી તો એની લાદી એક જ પ્રકારની નહોતી એટલે એમણે આશ્ચર્ય વ્યક્ત કર્યું. કુ. બેરીએ જવાબ આપ્યો, "વધતા બાળક ને રૂમનું નાનું પડે તો ચીરો કરી આપણે નવો કકડો સંધાડીએ છીએ એમ અમને કોઈ ઓરડો નાનો પડે તો અમે એક દીવાલ ખસેડી બાકીનું સરખું ગોઠવી લઈએ છીએ.

સંસ્થાની તે દિવસની મુલાકાતે એ બંનેના હૃદય એવા તો માનવ સુવાસથી ભરી દીધા કે એમણે વીસ લાખ ડોલર એ સંસ્થાને ચરણે ધર્યા એમાથી તૈયાર થયેલા મકાનોએ મેદાનનો એક મોટો સમચોરસ ચૉકબંધી બનાવ્યો. ફોર્ડની ઉદારતા માટે એમને કોઈએ શાબાશી આપી ત્યારે એ બોલી ઊઠ્યા, "મે તો કશું જ આપ્યું નથી કારણ કે જે શાળાઓ ત્યાં ઊભી થઈ છે એ આખી દુનિયાના પૈસા ઊભી ન કરી શકે. મહત્ત્વની વાત તો એનો પ્રાણ છે"

એ બેરીશાળાઓના પ્રાણની જન્મદાતા એની ધાત્રી કુ બેરી સને ૧૯૪૨મા આ ઐહિક દુનિયામાથી વિદાય થઈ છે. આજે એની સંસ્થાનો પ્રાણ એના જ શિષ્યશિષ્યાઓ શિક્ષક-શિક્ષિકાઓ બની ટકાવી રહ્યા છે આજે ય ત્યા કાવ્ય અને કાર્ય વચ્ચેનો સુમેળ જીવનમા આનંદનું સંગીત રેલાવી રહ્યો છે અને એ ડુંગરાળ વિસ્તારના સૌ ભોળા લોકો આજે ય એ સંસ્થાની જનેતા કુ બેરીને પોતાની ગામઠી ઢબે 'આતવારિયા દેવી' તરીકે મનોમન પૂજે છે;

*

એ ધધામાં હું સાવ નવોસવો હતો. મારું કામ પણ ઘણું અઘરું હતું. મને પાકી તાલીમ આપવા મારા પિતાએ મને તેલની પાઇપ લાઈન નાખવાથી માંડીને બધું જાતે કરીને શીખવા મૂકેલો. ત્યારે મારી ઉંમર એકવીસ વર્ષની. મોજશોખમાં મહાલેલ મને તો જાણે જડમૂળથી ઊખેડી નવી દુનિયામાં મૂકાયો હોઉં એમ લાગતું. મને કામની કઠ્ઠણાશ એટલી નહોતી નડતી જેટલી ત્યાંની ધુમાડી અને એકાંત નડતાં.

મને પગાર પણ એટલો ટૂંકો મળતો કે મોજશોખનું સ્વપ્ન જ ન આવે. રાત પડયે શું કરવું તેજ સવાલ થતો એટલે કાં તો ફરવા જતો કે સિનેમા જોવા કે બિલીઆર્ડ રમતો. મોટે ભાગે હું ફરવા જ જતો કારણ કે એમા ખર્ચ થતું જ નહિ. એક દિવસ આમ શુષ્ક મને જ્યારે હું ટહેલતો હતો ત્યારે બેકારીથી પીડાતા હોય એવા એક આદમીએ મને રોકયો અને પૂછયું, "તમારી પાસે બીજું ખમીસ છે?"

આવા લેભાગુઓથી કે મારણથી હુ ટેવાયેલો નહોતો. એટલે હું બરાડી ઊઠયો, "ધાલી મૂકયાં છે!" એ જુવાન કશુક બબડયો અને ભાગી છૂટયો. ઝડપથી ચાલતો હું સામી બાજુએ નીકળ્યો પણ એવામાં મારા મનમાં એક વિચાર અચાનક ઝબકયો અને હું અટકી જ ગયો. મને થયું, "મારી પાસે બીજું ખમીસ છે અને હું એને આપી શકયો હોત. એને બિચારાને એવી કેવી જરૂરિયાત ઊભી થઈ હશે કે આમ અજાણ્યા પાસે માગણી કરે! એને નોકરી માટે મુલાકાતે જવાનું હશે અને એવું ગંદુ, મેલું ખમીસ પહેરી જતાં શરમ આવતી હશે! જેમ જેમ હું એનો વિચાર કરતો ગયો તેમ તેમ મને મારા ઉપર શરમ છૂટતી ગઈ. મને એવું મનોદુઃખ એટલું વધી ગયું કે હું પાછો ફર્યો અને એની શોધમા ઘૂમવા લાગ્યો. કલાકો સુધી હું રખડયો પણ એ મને ન જ મળ્યો તે ન જ મળ્યો."

આટલું બોલી કેમ થોડુક અટકયો અને દીર્ઘ નિઃશ્વાસ લઈ

એણે આગળ ચલાવ્યું, "ત્યારથી હું એને શોધ્યા કરું છું. લોકોને મદદરૂપ થના હું જે કંઈ કરું છું તે એને તે દિવસે મેં જે લાગણીહીન જાકારો આપ્યો તેના પ્રાયશ્ચિત્તરૂપે છે"

ઉપરની વાતને થોડા દિવસ વીત્યા હશે ત્યા એક દિવસ મેક્સિકોમા વેપારીઓનું એક મોટું સમેલન કે પરિષદ ભરાઈ. આવી પરિષદોમાં ભાષણો, ચર્ચાઓ, ભોજનસમારંભોની એવી હારમાળા ચાલે છે કે મેક્સિકો જેવા ગરમ શહેરમા મુલાકાતી થાકી જાય અને તાપ તથા થાકથી બચવા એકાદ તરવાના હોજમાં ડૂબકી લગાડવા માડે. ત્રણ દિવસની ભારે કામગીરી પછી ઉપરની પરિષદ પૂરી થતાં એ વેપારી મંડળના અર્ધા ડઝન જેટલા હોદ્દેદારો કેમેરોનના હોજમા તરવા આવ્યા. તેમા 'એવરી મેન ડોલર શર્ટ કંપની'ના માલિક શ્રી બેન બ્લેકમેન પણ હાજર હતા. એ કેમની ઉંમરના અને એમના જ જેવા શરીરે હતા એટલે કેમેરોનનો સ્નાન ગણવેશ પહેરી એ હોજ પર બેઠા અને બળબળતા તાપથી પીઠને બચાવવા ખમીસ નાખ્યુ; છતા રહેવાયું નહિ એટલે કિનારે ખમીસ મૂકી તેમણે હોજમા પડતું નાખ્યું.

એ બહાર આવ્યા ત્યા સુધીમા તો તેમના કૂતરાએ તેના ખમીસના ચીરેચીરા ઉડાડી દીધા હતા!

"તમારી પાસે બીજું ખમીસ છે, કેમ?" એણે પૂછ્યુ.

"અવશ્ય," કેમે જવાબ આપ્યો.

"બ્લેકમેને ચલાવ્યું, "તમને એ જાણીને આશ્ચર્ય થશે કે આ પૂછતા પૂછતા મને વર્ષો પહેલાની મારી એક જૂની વાત યાદ આવે છે. ત્યારે હું હતાશ થયેલો હતો તેવામા નોકરી મળવાનો એક પ્રસગ ઊભો થયો. પણ મુલાકાત વખતે પહેરવા મારી પાસે એકેય સારુ ખમીસ જ નહોતું; ખરીદવાના પૈસા તો હોય જ ક્યાથી? તે વખતે મને એક જુવાનિયો મળ્યો. મે એને પૂછ્યુ—તારી પાસે બીજું ખમીસ છે?

આમ તો એ સફાઈદાર કપડાંમાં સજ્જ હતો અને ઘરનો સુખી લાગતો હતો પણ એ બહુ કમાતો નહિ હોય! ફાવે તેમ એણે મને કહ્યું કે એની પાસે વધારાનું ખમીસ નથી, પણ હું ચાલતો હતો એવામાં મને થયું, "મારે કપડાંની એવી શી જરૂર છે? મારામાં આત્મા હશે, જેમ હશે તો બધું બરાબર થઈ રહેશે." એમ વિચારી ઘેર જઈ મારાં ફાટલાંતૂટલાં બને કપડાં ધોઈ નાખ્યાં અને વળતે દિવસે ત્રણ ડૉલરે વેચાતાં કપડાં તૈયાર કરવાના મને નોકરી મળી ગઈ! થોડા દિવસમાં મને એ વિચારે ઘેરી લીધો કે આવા ફક્કડ દેખાતા જુવાનિયા પાસે બીજું ખમીસ ન હોય એ કેવી દશા! અને મારી 'એવરી મેન ડૉલર શર્ટ કંપની' સ્થપાઈ. એ જુવાનિયો મને ન મળ્યો હોત તો કોણ જાણે આજ હું શું કરતો હોત!"

એમ કહેતાં કહેતાં તેમણે કેમેરોનનું ખમીસ અંગ પર ચડાવી દીધું.

"કેવો વિચિત્ર અનુભવ! મિ. મેકફર્સન, વર્ષો પહેલાં પેલા તેલમથકમાં આ બનેલું." અને ઉમેર્યું, "તમે કદી ત્યાં ગયા છો?"

કેમેરોન સાભળી જ રહ્યો!



# કૃતજ્ઞતાની વૃષ્ટિ

હું (રોમન ટરર્ઝ) પોલેન્ડનો વતની, નાનપણથી જ ધાર્મિક અસહિષ્ણુતાના વાતાવરણમાં ઉછરેલો, વૉરસોમાં મારા પિતા મનાઈ કરે તો પણ હું યહૂદી વિરોધી ચળવળમાં ભાગ લેતો અને તેમની દુકાનો પર પથ્થરનો મારો ચલાવતો. મારી આ પ્રકારની વર્તણૂંક માટે મને જરા પણ ઉદ્વેગ થતો નહિ, ઈસુ ભગવાનના 'તારી માફક જ તારા પડોશી પ્રત્યે પ્રેમ કર'—એ સૂત્રની સમજ મેળવતાં મને જે લાંબી યાતનાઓ અને મુશ્કેલીઓમાથી પસાર થવું પડ્યું તેની કહાણી અહીં રજૂ કરું છું.

હિટલરે ઑસ્ટ્રિયા પચાવી પાડ્યું એટલે યુદ્ધ નજદીક દેખાતાં ફ્રાન્સના લાયોન્સ શહેરમાં એક ઉડ્ડયન કલબના શિક્ષક તરીકેનું રાજીનામુ આપી મારા વિમાનમા હું દેશ ભણી વિદાય થયો. રસ્તામાં એન્જિનમાં ગરબડ થવાથી, મારે વિયેના ઊતરવું પડ્યું અને રાત રોકાવું પડ્યું.

વળતી, સવારે યાદગીરી માટે થોડી ચીજો ખરીદવા મારી હોટલમાંથી મેં જેવો બહાર પગ મૂક્યો કે એક માણસ દોડતો આવી મને એવા જોરથી અથડાયો કે મને તમ્મર આવી ગયાં. ગુસ્સાથી લાલચોળ થઈ મેં એને ગળામાથી પકડી તમાચો લગાવવા જેવો હાથ ઉપાડ્યો કે મારી નજર બીકથી ફિક્કા પૂણી જેવા થઈ ગયેલા તેના ચહેરા ઉપર પડી. જોરથી હાંફતાં હાંફતાં, તેની જાતને મુક્ત કરવા તરફડિયાં મારતાં મારતાં, જર્મન ભાષામાં બોલ્યો, 'ગેસ્ટાપો, ગેસ્ટાપો!' મને ઝાઝું આવડતું નહોતું પણ હું કળી ગયો કે ભયંકર જર્મન છૂપી પોલીસના ત્રાસમાથી તે છૂટવા માગે છે.

મેં એને મારી પરસાળમાં થઈ ઉપર દાદરે ધકેલી દીધો અને મારા પલંગની પાંગતે સૂઈ જવાની તેને ઈશારત કરી. એના પાતળા બેવડા વળેલા શરીર પર મેં એવી તો સફાઈથી ધાબળા ગોઠવ્યા કે જોનારને ખાટલો ખાલી લાગે. પછી મેં કૉલર, ટાઈ, જાકીટ વગેરે ઉતારી નાખ્યા કે જેથી આવનારને એમ ભાસે કે હું હમણાં જ પથારી છોડું છું.

થોડી જ મિનિટોમાં ગેસ્ટાપોની ટુકડી આવી પહોંચી અને મારો પાસપોર્ટ વગેરે તપાસી જર્મન ભાષામાં મારા પર ક્રોધ વરસાવવા લાગી. 'હું કંઈ સમજતો નથી.' એ ભાવાર્થવાળું એક વાક્ય ભાંગીતૂટી જર્મન ભાષામાં બોલતાં મને આવડતું હતું. તે મેં વારંવાર બોલ્યા જ કર્યું, એ લોકો ઓરડી તપાસ્યા સિવાય જ ચાલ્યા ગયા.

એ વિદાય થતાં જ મેં બારણે તાળું દીધું અને કામળા ઉપાડી લીધા. પેલા માણસે એ ઊભા થતાં જ જર્મન ભાષામાં મારો ઉપકાર માનતાં કેટલાંયે વાક્યો બોલી નાખ્યાં. મેં મારો ઉડ્ડયન નકશો ઉઘાડ્યો અને તેને નિશાનીઓ દ્વારા એ સમજાવ્યું કે મારી પાસે વિમાન છે અને હું તને ઑસ્ટ્રિયા-બહાર લઈ જઈ શકું એમ છું. વૉરસો શહેર ઉપર આંગળી મૂકી તેણે મને પૂછ્યું, "તમે મને ત્યાં લઈ જશો?"

માથું ધુણાવી મેં ના પાડી અને તેને સમજાવ્યું કે મારે પેટ્રોલ લેવા કોઈ શહેરમાં ઊતરવું પડે તેમ છે અને જે વિમાનઘર પર હું ઊતરીશ ત્યાં પોલીસ તને તરત જ પકડી લેશે. એટલે પોલેન્ડની સરહદ નજદીક કોઈ મેદાનમાં હું તને ઉતારી દઉં અને ત્યાંથી તે સહીસલામત છટકી જાય. તેણે માથું હલાવી હા પાડી અને તેનો નાનો ચહેરો અને ઘેરી આસમાની આંખો અહેસાનમંદીનાં પ્રતિબિંબ પાડી રહ્યાં.

વિમાનઘરના અધિકારીઓએ તેને વિમાનઘરમાં પ્રવેશવા દીધો કારણ મેં કહ્યું કે એ મારો મિત્ર છે અને મને મૂકવા આવ્યો છે. અમારું વિમાન ગરમ થયું એટલે અમે બન્ને એમાં ભરાઈ ગયા અને પછી તો ઊંચે આકાશમાં ઝેકોસ્લોવેકીયા ઓળંગી અમે આગળ ગયા. ત્યાં વિસ્ચ્યૂલા નદીની લાંબી પટ્ટી નજરે પડી અને પાસે જ કોઈ શહેર. એક મોટા ખેતરમાં ઉતરાણ કરી મેં મારા એ સાથીને અમે ક્યાં ઉતાર્યો હતા તે નકશા પર બતાવ્યું. મારી પાસે હતા તેટલા બધા પૈસા તેને આપી દીધા અને કહ્યું, "शिवाः ते पन्थाः सन्तु !" મારો હાથ ઝાલી તે મારા તરફ અનિમેષ નજરે કૃતજ્ઞતા વરસાવતો તાકી રહ્યો અને પછી પાસેના જંગલમાં અદૃશ્ય થઈ ગયો.

હું જ્યારે ક્રોના વિમાનઘર પર પહોંચ્યો ત્યારે લશ્કરની એક ટુકડી મારા સાથીદારની શોધમાં મારી રાહ જોતી ઊભી રહી હતી. મને જોઈ ઈન્સ્પેક્ટરે કહ્યું, "તમારું વિમાન તપાસવાનું અમારી પાસે વોરંટ છે. તમે એક આદમીને વિયેનાથી ભગાડી લાવ્યા છો." મેં બેધડક કહ્યું, "ખુશીથી તપાસો. પણ તમે કોની શોધ કરી રહ્યા છો તે બતાવશો ?"

"એ તો એક યહુદી હતો." સામેથી જવાબ મળ્યો.

તેમણે વિમાન તપાસ્યું પણ સાબિતીના અભાવે મને જતો કરવો પડ્યો.

બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું અને પોલેન્ડ હારી ગયું એટલે સ્વાતંત્ર્ય યુદ્ધ પરદેશોમાંથી ચાલુ રાખવા હું ત્યાંથી છટક્યો. અમે રૂમાનીઆમાં પેઠા ન પેઠા ત્યાં તો અમને પકડી લીધા અને યુદ્ધકેદીની છાવણી ભેગા કરી દીધા. મહામહેનતે હું ત્યાંથી છટક્યો અને ફ્રેન્ચ વિમાની દળમાં જોડાયો. ફ્રાન્સના પતન પછી હું ઇંગ્લેન્ડ ભાગી ગયો અને ત્યાંથી લડવા લાગ્યો. એક વખત બ્રિટિશ ખાડી ઓળંગી સામી બાજુ અમે ગયેલા ત્યાં બૂલોન શહેર પર, અમારો અને જર્મન વિમાની દળોનો ભેટો થઈ ગયો. તુમુલ હવાઈયુદ્ધ જામ્યું. અમારા કરતાં એમની સંખ્યાં ઘણી ભારે હતી છતાં અમે તેમને ઠીક સ્વાદ ચખાડ્યો. પાછા ફરતાં દુશ્મન દળે મારા વિમાનને સીધી ચોટ લગાવી અને મારું વિમાન ઇંગ્લેન્ડની ધરતી પર તૂટી પડ્યું. હું તો તે પહેલાં જ બેભાન થઈ ગયો હતો. મને પાછળથી ખબર પડી હતી કે મારી ખોપરી તૂટી ગઈ હતી અને પાસેના ઇસ્પિતાલના સર્જને મને ઓપરેશન કરવાની ના પાડી કારણ કે એને બિલકુલ આશા નહોતી.

જ્યારે મને ભાન આવ્યું. અને મેં સહેજ આંખ ઉઘાડી તો મોટી મોટી આસમાની આંખે વાળો એક નાનકડો ચહેરો મારી નજરે ચઢ્યો. "ઓળખાણ પડે છે કે ?" એ આદમીએ પૂછ્યું, "તમે મને વિયેનામાં બચાવેલો."

મારી મૂંઝવણ એકદમ ઉકલી ગઈ. મેં કહ્યું, "તમે મને કયાથી શોધી કાઢયો ? તમે અહીં કામ કરો છો ?"

તેણે જવાબ આપ્યો—એ તો ઘણી લાંબી વાત છે તમે મને છોડી દીધો તે પછી હું જેમતેમ કરી વૉરસો પહોંચ્યો અને ત્યાંથી યુધ્ધ શરૂ થતાં અગાઉ હું મહામહેનતે સ્કૉટલેન્ડ સહીસલામત છટકી ગયો. જ્યારે બ્રિટનની લડાઈમાં એક પોલેન્ડની વિમાની ટુકડીએ ભારે બહાદુરી બતાવ્યાની વાત મેં વાંચી ત્યારે મને થયું કે તમે એમાના એક હશો એટલે મેં વિમાનીદળની ઓફીસે પૂછાવ્યુ અને મારી ખાત્રી થઈ.

"પણ તમે મારું નામ કયાથી જાણ્યું ?"

"તમારા નકશાના હાંસિયામા એ લખેલુ હતું અને એ મેં ખાસ યાદ રાખ્યું હતું. ગઈ કાલે છાપામાં મેં વાંચ્યું કે પોલેન્ડના એક બહાદુર વિમાનીએ પાંચ દુશ્મન વિમાનો તોડી પાડયાં તે પછી તેનું વિમાન આ હૉસ્પિતાલ નજીક તૂટી પડયું છે અને તે વિમાનની સ્થિતિ બિલકુલ આશાજનક નથી. એટલે મેં તરત જ એડિનબર્ગ વિમાનીદળને વિનંતિ કરી કે મને આ હૉસ્પિતાલમાં પહોંચાડવો."

"શું કામ?" મેં પૂછ્યું.

"મને લાગ્યું કે મારી ઉપકારની લાગણી વ્યક્ત કરવા મારાથી કંઈ થઈ શકતું હોય તો મારે કરી છૂટવું. આમ તો હું મગજનો સર્જન છું. આજે સવારે મેં જ તમારા પર ઑપરેશન કર્યું હતું."



# ભુલ્યો ભુલાય કેમ ?

હું (જેમ્સ સેકસન આર્ઇટ્ડર્સ) નાનો હતો ત્યારથી ઓક્સફર્ડ વિદ્યાપીઠ વિષે અનેક ગૌરવકથાઓ સાંભળતો એટલે એ વિદ્યાપીઠનો વિદ્યાર્થી બનવાનું એક મધુરું સ્વપ્ન મારા મનમાં સતત રમ્યા જ કરતું. ભાગ્યદેવીની કૃપા થતા મને એક શિષ્યવૃત્તિ મળી અને મારું સ્વપ્ન આકાર પામ્યુ.

અને ઓકટોબરની એક ઠંડી સવારે એ વિદ્યાપીઠની ૧૨'×૧૫' ની એક ખાવા ધસતી ઓરડીમાં હું ઊભો રહ્યો ત્યારે પેલાં બધાં મનોરચિત, મધુર સ્વપ્ન પત્તાના મહેલની માફક તૂટી જતા દેખાયાં. વતનથી (અમેરિકા) ઘણે દૂર આવેલા મને સઘળું નિરસ, સૂમસામ લાગતું હતું. માતાપિતાની મીઠી વહાલસોયી ગોદ યાદ આવતી હતી. અને શુષ્કમના બની હું નિશ્ચેત ખડો હતો ત્યાં મારી ઓરડીનું બારણું ધીમેથી ખુલ્યુ અને પચાસેક વરસની ઉંમરના, એક ઊંચા, સુરેખ, સફાઈદાર પોશાકવાળા પ્રૌઢે ડોકિયું કર્યું. તેમના દેખાવ પરથી તે વિદ્યાપીઠના ગૃહપતિ કે અધ્યાપક હશે એમ કલ્પનામાં હું રાચતો હતો ત્યાં એમના મુખમાંથી નીચેના શબ્દો સરી પડ્યા, 'સાહેબ, હુ આપનો નોકર, બ્યાટ.'

'ઘણુ સરસ' મેં મહાપરાણે ઉચ્ચાર્યું.

'આપનો આભાર, સાહેબ ભોજનમા શું અનુકૂળ આવે છે?'

શુ જવાબ આપવો એ મારે મન મૂઝવણ હતી. એ મૂઝવણ કળી જતા એણે કહ્યું, 'સાહેબ, અહીં સૌ કોઈ સામાન્ય ખાણું જ લે છે.'

'મને પણ તે જ અનુકૂળ આવશે.' મેં કહ્યું એટલે સીધા ટટાર ઊભા ઊભા નમન કરીને એ ચાલતો થયો.

તે દિવસથી વયે પહોંચેલો બ્યાટ મારા જીવનમાં પ્રવેશ્યો. એ પ્રવેશ એવો તો સહજ અને સ્વાભાવિક છતા ગભીર અને સમજ-

પૂર્વકનો હતો કે આજે ય મને લાગે છે કે મારા વિદ્વાન અધ્યાપકોએ મને સૈકાઓથી સંચિત જ્ઞાનવિજ્ઞાનમાં ડોકિયું કરાવ્યું ત્યારે એ અદના બ્યાટે તો મને એ જ્ઞાનવિજ્ઞાન જીવનમાં પ્રત્યક્ષ ઉતારી બતાવ્યું. શિખામણનો એક શબ્દ પણ કદી ય ઉચ્ચાર્યો સિવાય મને પળે પળે 'વૈદવાક્યો' એણે જીવી બતાવ્યા અને સેવક અને સેવ્ય વચ્ચેનો ગાળો જીવનમાં કેટલો અલ્પ હોય છે તેનું ભાન કરાવ્યું.

અમે બધા વિદ્યાર્થીઓ ઊઠીએ તે પહેલાં કકડતી ઠંડીને વિદારતો અગ્નિ તે પેટાવતો, અને અમારા માટે નાસ્તો તૈયાર કરી દેતો. હૂંફાળી પથારી છોડવામાં અમે વિલંબ કરીએ તો બ્યાટ બારણા પર એના ચીપિયા વડે એવા તો ટકોરા માર્યો જ કરે કે ભલભલાને પથારી છોડવી પડે અને અમે સ્નાનાગારમાં જઈ આવીએ ત્યાં સુધીમાં તો તે ઓરડી વાળીઝૂડી સાફ કરી દે.

સવારમાં અવિરતપણે અમે વાંચી શકીએ એ હેતુથી એ કદી અમારી ઓરડીમાં ફરકતો નહિ. બપોરે સમયસર થાળી લઈ તે હાજર થતો અને પાછલા પહોરના અમે સૌ રમવા કે કસરત કરવા જઈએ તે ચીવટાઈપૂર્વક જોતો. સંજોગવશાત્ અમે ઓરડીમાંથી બહાર નીકળતા ન દેખાઈએ તો એ તરત રૂમમાં દાખલ થાય અને 'સગડીમાં કોલસા પૂરતા કે નહિ તે જોવા માટે આવ્યો. આ જુઓને ઇંગ્લેન્ડની આબોહવા છે એવી છે કે દરેકે સાંજના ઘરબહાર જવું જ જોઇએ, ખેલકૂદમાં ભાગ લેવો જ જોઈએ.' છતાં અમારામાંથી કોઈનું દિલ બહાર જવા પર ચોંટે જ નહિ તો એ વારેઘડીએ ડોકિયું કર્યા જ કરે એનો ચીપિયો ખોવાયાનો એને ડર રહે કે ચોપડીઓ ઠીક ન ગોઠવાઈ હોવાની ભીતિ જન્મે કે ટેબલ બરાબર સાફ ન થયાની શંકા જાગે. એનાં આ બહાનાં અને ડખલ ક્યારે પૂરી થાય કે જ્યારે વિદ્યાર્થી ઓરડી બહાર જાય ત્યારે !

સાંજે સાત વાગ્યે ભોજનનો ઘંટ થતાં એ ભોજનગૃહના દ્વાર નજદીક પડો હોય જ અને સૌ ગોઠવાતાં એ પીરસવા લાગે

ઑક્સફર્ડમાં એક એવી વિચિત્ર લાગે તેવી પ્રણાલી છે કે કોઈ વિદ્યાર્થી શહેરના કોઈ પણ પીઠામાં દારૂ પીવા ન જઈ શકે પણ ભોજન સમયે તેને શીશીઓબંધ કે પીપબંધ દારૂ જોઇએ તો પણ મળે. એક વખત હું રંગે ચઢયો અને હરીફાઈમાં જીતયો. મારે એમ બતાવવું હતું કે અમેરિકનો ગમે તેટલું પીએ છતાં શરીર અને મન પરનો કાબૂ ગુમાવતા નથી. મેં તે દિવસે હદથી જ્યાદા ઢીંચ્યું.

નાનીમોટી સૌ ચીજો પર નજર રાખતો બ્યાટ બીજે દિવસે વહેલી સવારે હળવે પગલે ચાનો પ્યાલો લઈ મારી રૂમમાં દાખલ થયો અને ઠંડા પાણીમાં રૂમાલ બોળી મારા કપાળ પર મૂકવા લાગ્યો. મારી આંખો લાલઘૂમ હતી અને હું બબડતો હતો. આંખ ઉઘાડતાં શરમિંદો પડી ગયો. એ પારખી જતાં એણે કહ્યું, 'એનો કંઈ વાંધો નહિ ઘણા માણસો જીવનમાં એકાદ વખત તો નશો કરે છે.' ફરી કદી મેં આવા નશાનું પાપ વહોર્યું નથી.

એક વખત ઉનાળાની રજાઓમાં હું પેરીસ ફરવા ગયો. ત્યાંથી પાછો ફર્યો એટલે બ્યાટ મારો બિસ્તર છોડવા લાગ્યો. અને તેમાથી 'ઍબ્સીન્થ' નામના એક ઘણા ચઢાઉ દારૂની શીશી તેને હાથ લાગી. તે તરત જ ભડભડી ઊઠયો, 'માફ કરજો, સાહેબ પણ આ ઘણું ભયંકર પીણું નથી?' મેં એની ટીકાને સાંભળી ન સાંભળી કરી કારણ કે મેં તો ડઝનેક ઠેકાણે એ દારૂ પેરીસમાં પીધો હતો. મારી મનોદશા કળી જઈ એણે નમન કરી એ શીશી અભરાઈ પર ચઢાવી દીધી.

થોડા દિવસ વીત્યા પછી મને ભોજન પીરસતાં વળી પાછું તેણે ચલાવ્યું, 'સાહેબ, આ 'ઍબ્સીન્થ' પીવાથી જ પેલા જાણીતા લેખક ઑસ્કર વાઈલ્ડનું મૃત્યુ થયું તે આપ જાણો છો કે ? મને લાગે છે કે તેની બૂરી આદત પડી જાય છે.' છતાંયે મેં તેની વાત પર ધ્યાન આપ્યું નહિ.

તે સાંજે હું રૂમ ખોલી પાછો આવ્યો ત્યારે મારા ટેબલ પર એક શબ્દકોશ ઉઘાડો પડયો હતો અને એની એ બાજુ ઢાંકતાં બે પુસ્તકો મૂકેલાં હતાં. ઉઘાડી જગામાંથી એક શબ્દનો અર્થ વાંચી શકાતો હતો તે શબ્દ હતો 'એબ્સીન્થ' અને સામે નોંધ હતી કે લીલા રંગનો, ઘણો ચઢાકે એવો આ દારૂ છે અને તેના સતત ઉપયોગથી માણસની નસો નબળી પડી જાય છે. મેં હસતાં હસતાં એ શબ્દકોશને બાજુએ હડસેલી મૂકયો!

બે દિવસ પછી મારી એ શીશી છજા પરથી ગાયબ થઈ ગઈ, ન તો બ્યાટે ફરી કદી તેને સંભારી કે ન મેં.

એક અઠવાડિયું એવું ગયું કે ઘોડદોડની શરતોમાં હું ડૂબી ગયો. અભ્યાસમાં ધ્યાન ન રહ્યું એટલે 'ઓલીવર ગોલ્ડસ્મીથ', જે અભ્યાસનો વિષય હતો તે પરનું એક મામૂલી, બિનપાયાદાર, પુસ્તક વાંચી હું અધ્યાપક પાસે ગયો. ચૂંગીના ધુમાડામાં ઢંકાયેલા મુખવાળા અધ્યાપકે, આ બધું પામી જઈ, મારી કાપી કાઢતાં કહ્યું, 'વાહ, તમે તો મજાનો નિબંધ લાવ્યા છો ને! મારે એક જ સવાલ પૂછવાનો છે અને તે એ કે 'ઓલીવર ગોલ્ડસ્મીથ' નામના માણસે લખેલી એકાદે ય લીટી આ૫ મહાનુભાવની નજરે પડી છે ખરી!'

ગુસ્સામાં ધૂંધવાતો હું ઓરડી પર પહોંચ્યો અને બ્યાટ આગળ મેં વરાળ કાઢી. બ્યાટનો ચહેરો બિલકુલ કડક બની ગયો અને તે ધૂરકી ઊઠયો, 'તમે વાંચી છે ત્યારે!'

મારી અંતિમ પરીક્ષાનો સમય જેમ જેમ નજદીક આવતો ગયો તેમ તેમ બ્યાટની કડકાઈ વધતી ગઈ. દરરોજ સવારે નાસ્તો પતતાં જ, ટેબલ સાફ કરી તે પુસ્તકો ગોઠવી દેતો અને જોગાનજોગ એ પુસ્તકોમાં કોઈ નવલકથા હડીએ ચઢી જાય તો તરત જ તેને અભરાઈએ ચડાવી દેતો. એ દિવસોમાં એ મને વારંવાર પૂછતો, 'કેમ ચાલે છે, સાહેબ? બધી તૈયારી તો બરાબર થઈ જશે ને!'

જાતમહેનતે તૈયાર કરેલા પોતાના બાગમાથી અમને પસદ ફૂલ લઈ સવારે સાત વાગ્યે અમારી તહેનાતમા હાજર થતો બ્યાટ મોડી રાતે નવ વાગ્યા પછી છૂટો થતો. છતા એ રમતનો, ભારે શોખીન હતો આતરકૉલેજ ક્રિકેટ મેચમા અમારી કૉલેજના નોકરોની ટુકડીમા એ તેર વર્ષ સુધી રમ્યો અને એક વખત તો તાળીઓ પાડતા પ્રેક્ષકવૃદોની પ્રસશા ઝીલતા ગયી એક મેચમા તેણે એક સદી નોધાવી ત્યારે જ મને એના આ પાસાની ખબર પડી

બ્યાટે ચાર્લ્સ ડિકન્સ અને વિલિયમ સ્કૉટના પુસ્તકો વાચ્યા હતા થોડી ઘણી લેટીન ભાષા પણ પકડી લીધી હતી છતા એનુ પ્રિય પુસ્તક બાઈબલ હતુ.

" એક રાતે તેણે મને કહ્યુ, 'તમે અમેરિકનો ઘણા અધીરા છો. અહીં આવતા જ તમે ડિગ્રીના જ વાત કરો છો અને પાઠ્યપુસ્તકોની યાદી પહેલી સાભળો છો. તમને વર્ગો જ પડી હોય છે અને 'અ બ ક ડ' મા જ જ્ઞાનની પરિસીમા તમને દેખાતી લાગે છે પણ ઑક્સફર્ડ એ પુસ્તકિયા જ્ઞાન આપતી કોઈ પાઠશાળા નથી. ઑક્સફર્ડ એ તો એક જીવનપ્રણાલી છે. ભાષણો કે પુસ્તકપાઠમાથી એ પ્રાપ્ત થતી નથી. એ તો માણસના જીવનમા વણાઈ જાય છે, તેના લોહીમા ઊતરે છે અને તેને સારાસારનો વિવેક બક્ષે છે'

આવા આ બ્યાટે મારા જીવનમા એવો વિલક્ષણ ભાગ ભજવ્યો છે કે આજે વર્ષો પછી પણ એ મૃતાત્માને વદ્યા સિવાય મારાથી રહેવાતુ નથી અને એનો ભેટો થવાનો કોઈ પ્રસગ પ્રાપ્ત થાય તો એ મને કહેતો તે ઢબે 'Thank you Sir' (આપનો આભાર) કહ્યા સિવાય મારાથી રહેવાય નહિ



# જીવતો પુસ્તો

ફેબ્રુઆરી મહિનો વીતતો હતો ઠંડી કહે કે મારું કામ અને યૂરોપના દેશોમા તો ભારે હિમવર્ષા પણ થાય એવી એક શનિવારની રાતે હોલેન્ડના દરિયા કિનારે આવેલા પુસ્તા પર ચોકીદાર એની હમેશની ચોકી ભરતો પગલા માંડી રહ્યો હતો. ચાલતો ચાલતો એ પુસ્તકના ત્રીસ ફૂટ પહોળા એક ગરનાળા પાસે આવી પહોંચ્યો. આ ગરનાળુ માલની હેરફેરમા સવલત પડે તે ખાતર રાખેલુ અને ભરતીના પાણી જ્યારે વધવા લાગે ત્યારે પાટિયા નાખી દેવામા આવતા

ગરનાળા નજીક આવતા જ ચોકીદારની નજર દરિયાના પાણી પર પડી ગઈ. એ પાણી આજે ભારે જોરથી ઊમટ્યા હતા અને દરેક ક્ષણે તેમા વધારો થતો હતો ટોચ ભરતીના સમયે શુ થાય તેની સમજ ચોકીદારને પડી ગઈ એટલે ગામના સરપચ અને પચાયતના સભ્યોને એની જાણ કરવામા આવી.

તરત જ રેતીના કોથળા ભરેલી મોટરો દોડવા લાગી, ભયની નિશાનીરૂપ ગણાતા ગિરજાઘરના ઘંટ વાગવા લાગ્યા અને સાદ પાડનારો ઢોલી ઘંટ લઈને શેરીએ શેરીએ ઘૂમવા લાગ્યો. લોકો સફાળા જાગ્યા અને જેવા ને તેવા દોડી ગરનાળા આગળ એકઠા થઈ ગયા. કોકના પગમા પાવડીઓ હતી તો કોકનામા બૂટ, કોકે ચપલ પહેર્યાં હતા તો કોકે મોજડી.

પહેલા તો કોઈને સમજ ન પડી કે આફત આવી રહી છે. તેમણે માન્યુ કે ગરનાળાના પાટિયાને ટેકવી રેતીની થેલીઓની ઢગલી કરી દઈશુ એટલે કામ પતી જશે; છતા એ થેલા બરાબર ટકકર ઝીલી શકે તે માટે તેમને ટેકો આપવા લાકડા અને લોઢાના પાટડા મગાવવામા આવ્યા. પણ એ બધુ પતી રહે તે પહેલા તો ગરનાળાના થાભલા પાસે ઊભેલા એક જણે ચીસ નાખી "અરે આ થાભલો તૂટ્યો"

અને થાભલો તૂટે તો ! સારાયે ગામ પર ધસમસતા પાણીના પૂર ફરી વળે અને મનુષ્ય, પ્રાણી, મિલકત બધાનું સત્યાનાશ વળી

જાય. સાને આ ભય કર કલ્પના આવી ન આવી ત્યાં તો પુરતાધિકારીએ બૂમ પાડી, "દોડો દોડો, થાંભલાને ટેકો દો, એ તૂટશે !"

અને ચાલીસ જુવાનોએ ભૂસ્કો મારી એ તૂટતા, માગ દેતા થાંભલાને પોતાના શરીરે ટેકવી દીધાં એમને આમ રેતીની ગુણની જેમ, ટેકો દેતા જોઈ જાણે દરિયાનાં પાણીને શૂર ચડ્યું હોય તેમ એ વધુ ઊછળવા લાગ્યાં. વાંસપૂર ઊછળતાં મોજાં ને આવતાં જોઈ પુરતાધિકારી બોલી ઊઠતો, "ખમા ભલા, એક જોર" અને ઊઝરડાઈ ગયેલા ખભા અને શરીરવાળા એ ચાલીસ જુવાનો તન તૂટે એટલું જોર એકઠું કરી ભીંસ દેતા, સ્વયં કચડાતા-પિલાતા અને તૂટતાં પાટિયાં અને થાભલાને ટેકવી રાખવા મથતા.

માનવી અને પાણી વચ્ચેનું આ તુમુલયુદ્ધ પૂરા બે કલાક ચાલ્યું. હિમ જેવું ટાઢું સમુદ્રનુ પાણી ઘણી વખત તો પાટિયાની ટોચ સુધી આવી જતું, અને હમણાં આ બાજુ પડવા લાગશે, હમણા પડવા લાગશે એવું લાગવા કરતું હતું. એ પાણીના છાંટાથી પેલા જુવાનો નાહી ગયા અને સૌનાં શરીર ઠંડાગાર થઈ ગયા. છતા ચાલીસમાથી કોઈ ન હાલ્યું કે ન ચાલ્યું, કોઈને થાક પણ વરતાયો નહિ. એ તો બધા જાણે જીવતી રેતીની થેલીઓ ન હોય તેમ ખડકાઈને પડ્યા હતા. નહોતું કોઈ કશું બોલતું કે ચાલતું. જેમ જેમ જુવાનો આવતા ગયા તેમ તેમ એ બંધ આગળ ખડકાતા ગયા.

– પણ માનવશક્તિને મર્યાદા તો હોય જ ! સૌની નસો તૂટવા લાગી અને ઊભા રહેવાનું અશક્યવત્ થવા લાગ્યું. ત્યા દરિયાનાં પાણીથી ફંગોળાતું એક સો ટનનું જહાજ, ધકેલાતુ ધકેલાતું, ગરનાળા આગળ આવી ગયું અને દરિયાના પાણીની ભીંસ ઝીલવા લાગ્યું. સૌના તાળાવે ચોટેલા જીવ ઠેકાણે આવ્યા અને સૌએ છુટકારાનો દમ ખેચ્યો

આમ એ જીવતા ધકેલાયા ન હોત તો એમનું આખું ગામ અને હજારો એકર ફળદ્રુપ જમીન ભેળાઈ જાત અને સર્વત્ર નાશના પ્રચંડ પૂર ફરી વળ્યા હોત.

એ ગામનું નામ કોલિઝપાટ અને એ દિવસ ૧૯૫૩ના ફેબ્રુઆરીની પહેલી તારીખ.



*** ***

# જીવનનો આનંદ

ગયા વર્ષે સ્વીડનના એક છાપાએ દેશના છેક ઉત્તરના શહેરથી છેક દક્ષિણના શહેર સુધીના ૧૦૯૪ માઈલના અંતરની એક સાઈકલ રેસ માટે ૩૫૦ પૌંડના ઇનામની જાહેરાત કરી આવી લાંબી રેસ અને ઇનામ હોવાથી એક હજાર ઉપરાંત જુવાનોએ એ હરીફાઈમાં ઉમેદવારી નોંધાવી નિષ્ણાત દાક્તરોની એક સમિતિએ આ સૌ નવનોહિયાની દાક્તરી તપાસ કરી બધી રીતે રોગમુક્ત નબળાઈમુક્ત, સશક્ત અને ટક્કર ઝીલી શકે તેવા પચાસ યુવાનોની પસંદગી કરી તેમને જ આ હરીફાઈમાં ઊતરવાની પરવાનગી આપી. થાક ન લાગે તે માટે તેમને એક હજાર માઈલ દૂર હરીફાઈના પ્રસ્થાન સ્થળ પર ગાડીમાં સુખરૂપ ગનડથી લઈ ગયા અને હરીફાઈના દિવસો અગાઉ તેમને વૈજ્ઞાનિક પધ્ધતિએ યોજેલા ખોરાક અને આરામ આપવા માંડ્યા

આ હજાર ઉમેદવારોમાં એક હતો ૬૬ વર્ષનો, લાંબી દાઢી અને મૂછોવાળો એક ડોસો, તેનું નામ ગુસ્તાફ ધંધે મોટર ડ્રાઈવર. તેને જોઈને દાક્તરોએ મજાકમાં કહ્યું 'ગુઠ્ઠાજી, જાવ, ઘેરે જઈને નિરાંતે આરામખુરશીમાં લેટો છવ્વીસ વર્ષના નાના થાવ તો તમારો કંઈક પત્તો પડે ' દાક્તરોએ બુઢ્ઢાજીને હસી કાઢ્યા પણ તેમનું ચિત્ત તો એ રેસમાં જ ચોંટેલું હતું એટલે બીજાને ગાડીની મોજીલી સહેલ મળી ત્યારે આપણા આ ડોસાજી એક હજાર માઈલનું એ અંતર પેડલ મારતા મારતા કાપવા લાગ્યા અને બીજા હરીફો જ્યારે સુખચેનથી માલ-મલિદા ખાઈ આરામ કરતા હતા ત્યારે ડોસાને તો દિન આખો પેડલ મારવામાં જતો

પચાસે ય સત્તાવાર હરીફોએ રેસ માટે પ્રસ્થાન કર્યું એટલે ગુસ્તાફે પણ સાયકલ પર સવાર થઈ પોતાની આગવી હરીફાઈ શરૂ કરી. બીજા બધાની પાસે તો ભાતભાતનાં સાધનો, દવાઓ, વીટામીનની ટીકડીઓ વગેરે હતું ત્યારે આ ડોસા પાસે તો હતા. માત્ર તેમનો રેઈનકોટ,

પાણીની બેગ અને અંતર નોંધતું મશીન. સત્તાવાર હરીફ ન હોવાથી તેમને નંબર મળ્યો નહિ તો એટલે એમણે આગવો નંબર મીંડું બનાવ્યો અને છાતીએ લગાવી દીધો, અને અદાથી ઊપડયા.

સો માઈલ સુધી તો કોઈએ ડોસાની નોંધ લીધી નહિ પણ હવામાં ઊડતા લાંબા સફેદ દાઢીમાથાના વાળવાળો, અને ગ્રી-ખમીસ પહેરેલો એક બુઢ્ઢો પોતાની બાજુએથી પસાર થતો જોઈ એક દસ વર્ષનો છોકરો બોલી ઊઠયો, "અરે, જુઓ જુઓ, પેલા બડાદાદા ચાલ્યા!" પાસે ઊભેલા એક છાપાના પ્રતિનિધિને કાને પડતાં તેણે ડોસાની એક તસ્વીર ખેંચી લીધી અને ઉપરના 'બડાદાદા'ના નામ સાથે તેની રસપ્રદ કહાણી છાપાને પાને ચઢાવી દીધી.

અને પછી તો આ ૬૬ વર્ષના ડોસાએ જે શારીરિક તાકાત બતાવવા માડી, તેની રસપ્રદ વાતો પછી અખબારને પાને ચમકતી રહી. ઠેર ઠેર ટોળેટોળાં આ ડોસાને જોવા ઊમટયા અને સામાન્ય રીતે અતિ ચંચળ નહિ મનાતી એવી સ્વીડનની પ્રજા આ માનવી પાછળ ઘેલી બનતી લાગી. ડોસાની ફિલ્મો ઊતરી, છબીઓ પડી, રેડિયો પરથી તેની વાતો વહેતી મૂકાઈ અને તેના દરેક શબ્દ અને દરેક હિલચાલને અણધારી ભારે પ્રસિધ્ધિ મળતી રહી.

ડોસાએ પણ એવી ભારે કરી કે જ્યારે પેલા પચાસ જુવાન હરીફો દરરોજ રાત્રે નિરાંતે આરામ કરતા ત્યારે આ બુઢ્ઢાએ ત્રણ રાત સુધી મટકું ય માર્યું નહિ અને રાતદિવસ અવિરતપણે રસ્તો કાપવાનું ચાલુ રાખ્યું. ચાર દિવસના અંતે, પાંચ જ કલાકની ઊંઘ લીધા છતા ડોસાએ લખ્યું : "આવી પ્રફુલ્લિતતા જીવનમાં કદી ય નહોતી માણી. આટલી બધી માનવલાગણી ઢોળાતી હોય ત્યાં થાક શી રીતે લાગે ?" અડધે રસ્તે પોલીસોએ તેની ફરજિયાત દાક્તરી તપાસ કરાવી તો માલૂમ પડયું કે સબ સલામત છે.

ચાલીસ વર્ષની ઉંમરે ડોસાએ પહેલવહેલું સાઈકલનું પેડલ મારેલું કારણ કે પોતાના વિશાળ કુટુંબનું ભરણપોષણ ખેતમજૂરી કે મોટર

હાંકવામાંથી કરવાનું મુસીબતનું કામ હતું. પણ તેનાં દસ છોકરાં મોટાં થયાં એટલે ડોસાએ એક દિવસે પોતાની પત્નીને કહ્યું : "હું ઉત્તરમાં લેપ્લેન્ડ જાઉં છું. મારે મધ્યરાત્રિના સૂર્યનાં દર્શન કરવાં છે.'

પત્ની ભડકી જ ઊઠી : "પણ એ મુસાફરીના પૈસા જ ક્યાં છે?"

ડોસાએ ઠંડે પેટે જવાબ આપ્યો : "એમાં પૈસાની ક્યાં જરૂર છે ? તેમાં જરૂર છે માત્ર એક સાઈકલની અને બે મજબૂત પગની." અને ખરેખર એક બાચાની પોટલી, લોટો અને રેઈનકોટ લઈ ડોસો સાઈકલ પર સવાર થઈ ગયો અને ઉત્તરધ્રુવ પ્રદેશમાં પહોંચી ગયો. ત્યાં અહીંતહીં મજૂરી કરી ડોસાએ પોતાનું પેટિયું કાઢ્યું. અને આખો ઉનાળો ત્યાં વીતાવ્યો, શિયાળો બેસતાં જ એ પાછો ફર્યો. દિવસો સુધી ડોસાએ મધ્યરાત્રિના સૂર્યના એ પ્રદેશની વાતો કરી સૌનાં મન રંજન કર્યાં.

એવો આ ખડતલ ડોસો, આ હરીફાઈમાં કશી સગવડ નહિ, રસ્તામાં મોટરો, લોરીઓ, વાહનો મળ્યા જ કરે છતાં કશાયથી મૂંઝાયા કે નિરાશ પામ્યા સિવાય, અંતર કાપતો જ રહ્યા અને કુલ દસ જ કલાકની ઊંઘને લઈને, બીજા જુવાનો કરતાં પૂરા ચોવીસ કલાક પહેલો, ૭ દિવસ, ચૌદ કલાક અને વીસ મિનિટે, વિજયરેખાએ પહોંચ્યો ત્યારે તે સત્તાવાર ઇનામ માટે નાલાયક હોવા છતાં, હન્નરોના લોકસમુદાયે તેને આવકાર્યો, અગ્નિશાંતિ ખાતાના બેન્ડે તેના વિજયસરોદો ગાયા અને પ્રસંશકોએ તેને ફૂલ નીચે દાટી દીધો. ખભે બેસાડીને તેને પોલીસ સ્ટેશને લઈ ગયા અને સેંકડો લોકોએ તેના પર ભાતભાતની ભેટોનો વરસાદ વરસાવ્યો. બીજે અઠવાડિયે રાજાની મુલાકાતનું બહુમાન તેને મળ્યું. સાઈકલ, મોટર સાઈકલ વગેરેના વેપારીઓએ પોતાની જાહેરખબરોમાં તેનું નામ ને છબી મૂકવાની પરવાનગી બદલ ઠીક ઠીક રકમ તેને આપી. તેને પૂછવામાં આવતા તેણે જણાવ્યું કે આ રકમ હું મારા દીકરાઓને આપીશ જેથી તેઓ પોતાનાં છોકરાને ઠીક રીતે ઉછેરી શકે.

હરેક અઠવાડિયે પ્રસંશકો તરફથી તેના પર પત્રોએ મારો ચાલુ જ રહ્યા કરે છે. અને તેના સરનામામાં લોકો માત્ર 'સ્વીડનના બડાદાદા' એટલું જ લખે છે તો પણ તેને પત્રો મળી જાય છે. કુદરતી જીવનનો તે હિમાયતી છે. એની ઉંમરના એક ડોસાના મળેલા પત્રથી એ પોતાને કૃતકૃત્ય થયેલો માને છે. તે પત્રમા એ ડોસાએ લખ્યું છે કે 'વહાલા ગુરતાફ, હું તમારી જ ઉંમરનો છું. તમારી જાણ થતા પહેલાં હું એક અશક્ત ઘરડો દરદી હતો. પણ તમારા દાખલાએ મને નવું ચેતન અને પ્રેરણા આપ્યા છે. અને હું પુનઃ જુવાન, તંદુરસ્ત અને સુખી બન્યો છું. પ્રભુ તમારા પર મહેર કરે!'



# એકલો જાને રે!

એ હતો હોડીવાળો. એનું નામ ગાયડો. જીવન આખું હોડી હંકારી હંકારી એ કંટાળી ગયો. છેવટ એણે જે નદી ઓળંગતો એ પર પુલ બાંધવાનું મન સાથે નક્કી કર્યું. આમ તો તેના ગામ આગળ નદીનો પટ સો વાર પહોળો હતો, અને એને પોતાને પુલ બાંધવાની કશી આવડત નહોતી એટલે એની વાત હંગી કાઢવા જેવી લાગે—શેખચલ્લીનું સ્વપ્ન!

નાનો હતો ત્યારથી આ હોડીવાળો આનો નદી પર પુલ બાંધવાનાં સ્વપ્નાં સેવ્યા જ કરતો. એને એની 'નેપોલિયન' નામની હોડી વારસામાં મળેલી, પણ ગાયડોને આ પસંદ નહોતું. હોડીના ધંધામાં કામ બહુ અને દામ ઓછા. વધારામાં પોતાના મૃત્યુ પછી પોતાની યાદ આપે તેવું એકાદ 'કીર્તિકોટડું' ઊભું કરી જવાની પણ તેને હોંશ હતી બીજા વિશ્વયુદ્ધ પછી તેને લાગ્યું કે તે વૃદ્ધ થતો જાય છે અને પોતે નિઃસંતાન છે એટલે જીવન આખું જેનું સ્વપ્ન સેવ્યું છે તે પુલ બાંધવાનો સમય પાકી ગયો છે એમ તેને વસી ગયું.

અને પછી તો ઘેર કે હોડીમાં ગાયડો એ પુલના જ વિચારોમાં ગરકાવ રહેતો. તેની નીંદર ઊડી ગઈ. રાત્રે તે ઝબકી ઊઠતો અને બારીમાથી સામેના ગામ વસ્તીના તરફ અંધારી રાત્રિમાં ય તાકી રહેતો. એને વારવાર આમ કરતો જોઈ તેની પત્નીને વહેમ પડ્યો અને એક વાર ગુસ્સાના આવેશમાં તે બોલી ઊઠી, "બીજીનામા ચિત્ત ચોટી ગયું છે કે શું?"

ગાયડોએ શાન્તિથી ઉત્તર આપ્યો, "ના, ના, મારું ચિત્ત કોઈ સ્રી ચોરી ગઈ નથી."

બીજે જ દિવસે ગાયડો ફ્લોરેન્સના એક ઇજનેર પાસે પહોંચ્યો અને પોતાના સ્વપ્નની તેને વાત કહી અને પૂછ્યું "એ પુલ બાંધવાનું તમે શું લેશો?"

ઇજનેરે થોડી ગણતરી કરી કહ્યુ, "પાચ હજાર પાઉન્ડ."

ગાયડો પાસે તો પૂરા અઢીસો પાઉન્ડ પણ નહોતા એટલે તેણે જાતે જ પુલ બાધવાની મનમા ગાઠ વાળી અને બીજે દિવસે તે માટે જરૂરી લાયસન્સો લેવા ઉપડયો. નકશો તૈયાર કરતા તો કયાથી આવડે? એટલે પેન્સિલથી અહીંતહીં કાચી લીટી દોરી એ તો ઇજનેર સાહેબની ઑફિસમા જઈ ઊભો. તેનો આ નકશો જોઈ ઑફિસ આખી હસી પડી અને સૌ કોઈ એની મશ્કરી ઉડાડવા લાગ્યા અરે! એમણે તો એને કચરાપેટીમા પધરાવી પણ દીધો હોત પણ પાસે ઊભેલા ગાયડોના નયનમા જે તાલાવેલી અને નિશ્ચય તરવરતા નજરે પડતા હતા તેનાથી દબાઈ, તેમણે મશ્કરી ખાતર તેને લાયસન્સ કાઢી આપ્યું.

સને ૧૯૪૭ના માર્ચમા ગાયડોએ ખોદકામ શરૂ કર્યું અને તેની પત્નીએ હોડી સભાળી લીધી. ગાયડોએ દસ ફૂટ ઊડા અને બાર ફૂટ પહોળા બે ખાડા પુલના થાભલા ઊભા કરવા ખોદી કાઢયા, અને પોતાની સાઈકલ પર સવાર થઈ ફ્લોરેન્સ પહોચ્યો. યુધ્ધે સર્જેલા વિનાશને કારણે જે કાટમાળના ઢગલેઢગલા પડયા હતા તેને આ હોડીવાળો એકેએક ફેફોસી વળ્યો અને પોતાને જરૂરી પોલાદના થાભલા તેમાથી તેને હાથ લાગી ગયા પોતાની હાથલારીમા તેને ચઢાવી દઈ તે નદી કિનારે લાવ્યો અને પેલા ખાડામા તેને ઊભા કરી દીધા.

પછી તો દર અઠવાડિયે બે વખત તે ફ્લોરેન્સ જતો અને યુદ્ધના કાટમાળમાથી પોતાને જરૂરી ખીલા, બોલ્ટ વગેરે વીણી લાવતો અને સિમેન્ટની થેલીઓ વગેરે પોતાની હાથલારીમા વહી લાવતો આવી રીતે મથતા મથતા એક રાત્રે તો એ એવો થાકીને લોથ થઈ ગયેલો કે ખાડામા જ તે અમળાઈ પડયો અને તેની બે પાસળીઓ ભાગી ગઈ ડાકટરે તેને પૂરો એક મહિનો નિશ્ચેતન, જડવત્ પડી રહેવાનુ સૂચવ્યુ પણ એને ગળે એ વાત ઊતરી નહિ.

પાટિયા જડી દીધાં અને છેવ્યે ડામર પાથરી દઈ સુદર સડક બનાવી દીધી. આ પુલ માટે જરૂરી ૪૦ ટન લોખડ એ પાચ માઈલ દૂરના ફ્લોરેન્સ શહેરમાથી હાથલારીમા એકલો ને એકલો વહી લાગ્યો હતા

અને એનુ સ્વપ્ન સાકાર સ્વરૂપ પામ્યુ. તેના વતન આચેટા અને સામેના ગામ વર્નીના વચ્ચે વહેતી આર્નો નદી પર એક સુદર, મજબૂત અને ભેઠાવદાર પુલ ઝૂકી રહ્યો એક જ માણસના શ્રમથી ઊભો થયેલો, બે જ હાથની મદદથી ખડો થયેલો આ કદાચ દુનિયાનો સૌ પ્રથમ પુલ હશે !

સન ૧૯૪૯ના જુલાઈની દસમી તારીખે આ પુલના બે છેડે બે લોકસમુદાય એકઠા થયા હતા અને પુલની અધવચ એક દોરી બાધવામા આવી હતી. ગામના પાદરીએ આ બાધકામને પોતાના આશીર્વાદ આપ્યા અને પ્રભુની મહેર યાચી એટલે બને ગામના નગરપતિઓએ સામસામા આવી એકી સાથે પુલ પરની એ દોરીને કાપી. પુલની ઉદ્ઘાટનવિધિ કરી. આનદના આ પ્રસગની જાહેરાત કરતા બેન્ડના સરોદા ગૂજી ઊઠ્યા, લોકોએ ભાષણો કર્યાં અને એક નૃત્ય જલસો ગોઠવી પોતાનો હર્ષ વ્યકત કર્યો

ગાયડોના ઘરની દીવાલ પર આજે ય એક તકતી નજરે પડે છે જેમા લખ્યુ છે કે "આ બે પુલના એકમાત્ર નિર્માતા અને વિશ્વકર્મા એના ગાયડો બાર્ટોલોનીના સકલ્પબળ, હૈયાઉકલત અને સેવાભાવમાથી ભાવિ પેઢીઓને પ્રેરણા મળે એ હેતુથી આચેટા અને વર્નીનાના વતનીઓએ આ તકતી લગાવી છે."

નાકાના કર દ્વારા આવેલી આવકમાથી ગાયડોએ હવે પોતાનુ દેવુ ચૂકવી દીધુ છે તેણે એક મોટર વસાવી છે અને એ તથા એની પત્ની લીનાહહેર કરે છે પણ સૌથી વધુ આનદ ગાયડોને એ વિચારથી આવે છે કે પેઢીઓ સુધી 'બાર્ટોલોની' નામને ભાવિ પ્રજા યાદ કરતી રહેશે !

*

# મહમદ અઝીઝ

ઈન્ડોનેશિયાથી વેનેઝુએલા અને હેટીથી ઈરાન સુધીના ઉષ્ણ પ્રદેશોમા પ્રતિવર્ષ ત્રીસ લાખ માણસોનો ભોગ લેનાર મહારોગ મેલેરિયાને પોતાના સમગ્ર દેશમાથી નિર્મૂળ કરનાનુ મહામાન સાયપ્રસના વતની મહમદ અઝીઝને ફાળે જાય છે.

ભૂમધ્ય પ્રદેશમા આવેલો આ ટાપુ પર્વતોથી છવાયેલો છે, જેમના કેટલાક શિખરો તો ૭ હજાર ફૂટ જેટલા ઊંચા છ. એના સાડાચાર લાખ વતનીઓના એસી ટકા ગ્રીક છ, જ્યારે પાચમા ભાગના તુર્ક છે. આ ટાપુ અતિશય આકર્ષક છે અને તેની સુદર ફળદ્રુપ જમીનમા લીંબુની વાડીઓ ઉછેરી શકાય તેમ હતી છતા ત્યા મેલેરિયાનુ જોર એટલુ બધુ હતુ કે માણસો ત્યા આવી વસવાની વાત જ કરતા નહિ અને જે રહેતા તેમના શરીર એટલા દુર્બળ અને ચહેરા એટલા ફિક્કા રહેતા કે ખેતરોમા તેમનાથી કામ થતુ નહિ અને પરિણામે દેશમા કારમી ગરીબી હતી, જે સૂના ખેતરો અને ભાગીતૂટી ઝૂ પડીઓ દ્વારા મૂર્તિમત થતી હતી.

મેલેરિયાને પ્રસરાવનાર મચ્છર પાણીના નાના ખાબોચિયામા મોટા પ્રમાણમા ઉછરે છે સાયપ્રસના ખડકાળ પ્રદેશમા એક અબજ જેટલા આવા ખાબોચિયા છે. અને કેટલાક તો એવા અવાવરુ અને અવળડ જગાએ છે કે જયા કદી મનુષ્યનો સચાર જ થાય નહિ. તેમા વળી એ ખડકોમા સખ્યાબધ અધારી ગુફાઓ છે અને પર્વતોની ટોચે ખવાઈ ગયેલા એવા ખડકો છે કે જેમા મચ્છર સહેલાઈથી ભરાઈ રહે. આ બધી જગાઓને પહોચી વળવાની મુશ્કેલી ઉપરાત અઝીઝને નાણા, કાર્યકરો અને સાધનો–બધાની પારાવાર ખેચ હતી. આ ભગીરથ કાર્યને ઉપાડી સર્વાશે પૂરુ કરવાનુ કામ નાનુસૂનુ નહોતુ; છતા અઝીઝે એ સફળ કર્યું એટલે જ અઝીઝની મહત્તા ખાસ અને વિશિષ્ટ છે.

આ કામની તાલીમ લેવા માટે અઝીઝ ઇજિપ્ત ગયો અને ત્યા મચ્છરનિવારણની આખી યોજનાનો તેણે તલસ્પર્શી અભ્યાસ કર્યો ઇજિપ્તથી પાછા ફરી તેણે પોતાના કામની શરૂઆત કરી. સરકારનુ જે આરોગ્યખાતું હતું તેની મારફતે જ તેણે કામ લેવાનું હતું. કારણ કે વધારાના માણસો કે સાધનો વસાવવાના તેની પાસે કે સરકાર પાસે પૈસા નહોતા. એટલે સરકારની સામાન્ય આવકમાથી જ આ ઝુંબેશનું ખર્ચ તેણે પૂરું કરવાનું હતું. તેથી તેણે સ્થાનિક કારીગરો પાસે ટીનના ડી. ડી. ટી અને તેલ છાંટવાના ખાસ ઝારા તૈયાર કરાવ્યા અને તે એવા મોટા કર્યા કે છાટનારને હરઘડી નમવું પડે નહિ.

ટાપુની રાજધાનીમાં પોતાનું વડું મથક રાખી તેણે દેશને ૫૫૬ વિભાગમા વહેંચી નાખ્યો. એ દરેક વિભાગનું ક્ષેત્રફળ ૫૬૨ ચોરસ માઈલનું હતું. અને બાર દિવસમાં એક માણસ તે આખા વિસ્તારની ઇંચેઇંચ જમીન પર દવા છાટી વળે તેવી તેની ગણત્રી હતી. તેણે ચાર નવી અને છ સેકન્ડહેન્ડ મોટરસાઈકલો અને એક મોટરવોન્ચ વસાવ્યાં અને દૂર પ્રદેશમા જનારને તે સોપ્યા. ઠેંગણે ઠેકાણે મસાલસામાન પહોચતો કરવા એક મોટરલોરી ખરીદી અને પોતે પોતાની ખખડધજ જૂની મોટરગાડીમા બધે જવાનું ગોઠવ્યું.

આટલી પૂર્વ તૈયારી કરી એક વહેલી સવારે છપ્પન વર્ષના અઝીઝે પોતાના બસોથી ત્રણસો માણસો સાથે મચ્છરને નિર્મૂળ કરવાનું કામ આદર્યું. તેમની ગોઠવણ એવી હતી કે મચ્છર ઉપરાત મચ્છરના ઈંડા જ્યા જ્યાં હોય ત્યાંથી પૂગ કરવા અને તે માટે ખાડાટેકરા, પર્વતખીણ, નદીખાબોચિયા, ઝાડઝાખરા, ઘર, બહાર, કૂવાતળાવ સૌ જગાએ ખૂંદી વળવાની હતી. માથે રૂમાલ બાધેલા અને કોયળા જેવી ટર્કીશ પાટલૂન પહેરેલા અઝીઝના માણસો દરિયામાં લૂંટતા ચાચિયાઓ જેવા લાગતા. આખો દિવસ તેઓ ઝારો૫ ૫ લઈ સીધી લીટીએ, નાકની દાંડીએ જ ચાલતા. વાંસના ઝૂમખામા કે ઝાડીઝાંખરામા પણ જરેજર જગા પર દવા છાંટવાની હોવાથી, તેમના

કપડા કેર કેર ફાટી જતા તો શરીર પર ઉઝરડા ઉઝરડા થઈ જતા. કેટલાક લપસી પડતા અને હાથપગે કોઈ ભાગતા તો કોઈના પગ, હાથ કે કાંડા ઊતરી જતા.

આ રીતે તેઓ આખા ટાપુની ઇંચેઇંચ જમીન ખૂંદી વળ્યા. એકેએક બખોલ, સાઠસાઠ ફૂટ ઊંડા કૂવા, માઈલ માઈલ ઊંચા પર્વત, કાંટાળી ઝાડી, એ ઝાડીમાં આવેલા કળણો અને ખાબોચિયાં, શિયાળના દર, કબૂતરના માળા, અરે, કાદવમાં પડેલાં ઘેટાંના પગલા, ઘરની બહારની દીવાલો અને સૂકા નદીનાળામાં પડેલા પથ્થર, જ્યાં જ્યાં મચ્છરના ઇંડા ઉછરી શકે–તે સૌ જગાએ તેમણે ડી. ડી. ટી છાંટી નાખ્યું.

ભરવાડોને એવી બીક પેસી કે અઝીઝ તેમના ઘેટાંને પીવાનું પાણી ઝેરી બનાવે છે અને ગામડિયાઓને લાગ્યું કે એ એમના કોશેટા અને મધમાખીને તથા તળાવમાંના માછલી અને દેડકાને મારી નાખવા માગે છે આવા વહેમની દોરવાઈ તેમણે ઠેર ઠેર અઝીઝના માણસોને મારી હાંકી મૂક્યા. છતાં અઝીઝે નમતું ન જોખ્યું સૌને સમજાવ્યા અને ઊંચીઊંચી દેવઘરની છત કે કિલ્લાના બુરજોને પણ તણે ડી ડી ટી.ની ધૂણી લગાવી અને દરેક જગાને સ્વચ્છ ક્યારે ગણી કે જ્યારે એ જગા પર સોળ માણસ એક પછી એક ફરી વળ્યા હોય અને દવા છાંટી હોય!

ત્રણ વર્ષને અંતે સન ૧૯૪૯માં તેણે બસો માણસોને દેશને ખૂણેખૂણે બચેલા મચ્છરની શોધમાં મોકલ્યા અને જ્યાં દર દસ છોકરામાંથી સાતના લોહીમાં મેલેરિયાની અસર માલૂમ પડતી હતી, અરે, કેટલાક ગામમાં તો સોએ સો ટકા માણસો એ રોગની અસર નીચે હતા ત્યાં એક પણ નવો મેલેરિયાનો કેસ ન થયો ત્યારે જ તે જંપ્યો

આ ભગીરથ રોગ નિવારણની અસર એવી તો જાદુઈ થઈ કે જે લીલુની વાડીઓ, માવજત કરનાર માણસોના અભાવે, કરમાવામાં જવા તૈયાર હતી, ત્યાંથી મનમાન્યો પાક ઊતરવા લાગ્યો જે ખેતરો છોડી માણસો જતા રહેલા, તે બધા ખેતરોમાં નીલોઝમ પાક લહેરાવા લાગ્યો.

ભાંગીતૂટી ઝૂંપડીઓને સ્થાને સુઘડ મકાનો ચણાવા લાગ્યાં અને આનંદની નિશાની તરીકે એ મકાનોની દીવાલો પર સુશોભિત ચિત્રો દોરાવા લાગ્યાં.

પહેલાં જ્યાં દુબળાંપાતળાં માનવી, મરવાની આળસે જીવતાં હતાં, ત્યાં હવે ધમધમ ચાલતાં સ્ત્રીપુરુષો નજરે પડતાં. ફિક્કા કૃશ ચહેરાને ઠેકાણે હવે લાલ ટામેટા જેવા ચહેરા નજરે પડતા અને રાંટાંરાંટાં ચાલતાં દુબળાઓને સ્થાને સ્થિર સીધા મક્કમ પગલે ચાલતા જુવાનો નજરે પડતા. સુંદર એવા આ ટાપુની મુલાકાતે રોગની બીકે કોઈ મુસાફર કે પરદેશી આવતાં ડરતો હતો ત્યાં હવે પરદેશીઓને હોટલમાં જગા મેળવવા મુશ્કેલી પડવા લાગી અને દેશ આખાનો સીનો ફરી ગયો.

અઝીઝની આ કામગીરી બદલ જ્યારે બ્રિટિશ સરકારે તેને 'કમાન્ડર ઑફ ધી બ્રિટિશ એમ્પાયર'નો ખિતાબ આપ્યો ત્યારે અતિશય નમ્રતાભર્યો તેણે આપેલો ઉત્તર આ રહ્યો : "અસ્વચ્છ અને આરોગ્યના અભાવવાળા એક ગામડામાં હું ઉછર્યો હતો અને ત્યારે મેં મારી આસપાસ સંખ્યાબંધ જુવાનો મરતા જોયા હતા. એટલે મારા દેશ માટે મેં કંઈ કર્યું છે તેનો મને ઘણો આનંદ થાય છે."



# મેડમ હેલીકોપ્ટર

એ હતી સાવ નાજુક નમણી નાર. એનું વજન માત્ર ૮૪ રતલ અને એની ઊંચાઈ પાંચ ફૂટ ત્રણ ઈંચ, પણ એ હતી એક વિમાની અને ઉપરાંત સર્જન. સન ૧૯૪૯ થી ૧૯૫૨ સુધી હિંદીચીનમાં યુદ્ધ ચાલ્યું ત્યારે ચારેકોર શત્રુથી ઘેરાયેલા ઘવાયેલ સૈનિકોની સારવાર માટે પોતાનું હેલીકોપ્ટર લઈ એ ત્યાં પક્ષી ઊતરે એમ ઊતરી પડતી; એની તાત્કાલિક શુશ્રૂષા પતાવી, પોતાના જ હેલીકોપ્ટરમાં જડેલા બે સ્ટ્રેચર પર દરદીને મૂકી એ પાછી ઊડી જતી અને એને હૉસ્પિતાલમાં પહોંચાડી એની સારવારમાં લાગી જતી. આમ એણે ત્રણ વરસમાં ૧૨૦ વખત આવું જોખમી ઉતરાણ કરી ૧૬૮ માણસોને મોતના મોમાંથી ઉગારેલા.

એની આ શૌર્યકથાની સૌરભ હિંદીચીનના ખૂણેખૂણાના જંગલ વિસ્તારોમાં પણ એવી પ્રસરી ગઈ હતી કે ગમે ત્યાં ગેરીલા યુદ્ધમાં ય સૈનિકો ઘવાય તો તરત સંદેશો આવતો, "કૅપ્ટન આન્દ્રે, બે સૈનિકો ખૂબ ઘવાયા છે. ચારે બાજુ સૈનિકદળની હરોળ છે. કૃપા કરી બચાવો."

ઝટપટ તૈયાર થઈ કુ. એડમી આન્દ્રે પોતાના હેલીકોપ્ટરમાં બેસી જતી અને પોતાની સંજ્ઞા મોકલી આગમનની ખબર કરતી. થોડી જગ્યા મળતાં એ કુશળતાપૂર્વક ઉતરાણ કરતી. એક વખત તો કાંટાળા તારથી વીંટળાયેલ માત્ર સો ચોરસવારનો જ એક જમીનનો ટુકડો હતો. એને ચારે ય ખૂણે તોપો ડોકિયાં કરી રહી હતી, છતાં પોતાના વિમાનને સીધી ભમરડી ખવડાવી એ ઊતરી પડી. વિમાન ચાલુ રાખ્યું, અને દર્દીઓ પાસે દોડી ગઈ. સાથળના ઊંડા ઘાથી ભયંકર રીતે પીડાતા એકને ઘેનનું ઇન્જેક્શન આપી વિમાનના સ્ટ્રેચર પર મોકલી દીધો અને બીજા તરફ વળી, ભાગેલા ખભાવાળા એને વિમાનમાં બીજી બાજુ ગોઠવી એ ઊડવા કરે છે ત્યાં એક હવાલદાર દોડતો આવ્યો, "મહેરબાની કરી આટલા પત્રો ટપાલપેટીમાં સહીસલામત જગાએ ન પહોંચાડી દો? એક વરસથી અહીં છીએ ત્યારે આ બીજી વખત ટપાલ

દરદીઓ સાથે એક ટ્રકમાં બેસી દુશ્મન ચોકિયાતોને થાપ આપતી ઠેકાણે પહોંચી ગઈ.

એનાં આ પરાક્રમોને પરિણામે પારીસ સરકારે એને ત્રણ વખત સર્વોચ્ચ ક્રોસ અને સાથે સાથે 'લિજન ઑફ ઑનર'' એનાયત કરી તેનું બહુમાન કર્યું છે, અને ૧૩૩° સુધી પહોંચતા ઉષ્ણતામાનમાં એણે જે અપાર મર્દાઈનાં અને અખૂટ માનવતાનાં કામ કર્યાં છે તેની કદર કરવા યત્ન કર્યો છે. પણ એની ખરી કદર તો એ ફરવા નીકળે છે કે લશ્કરનાં મથકોએ જાય છે ત્યારે થાય છે. વરેક વળાંકમા એકાદ સૈનિક તો એને મળે જ છે, જે એને ઊભી રાખી આર્જવયુક્ત સ્વરે એના ઉપનામથી એને સંબોધી કહે છે. ''મેડમ હેલીકોપ્ટર, તમને તો શાનું યાદ હોય, પણ તમે મને બચાવેલો !''



# યુવાન વૃદ્ધ

થોડાં વર્ષ પહેલાં અમેરિકાના પૂર્વ કિનારે દરિયાની રેતીમાં વહેલી પ્રભાતે એક ઘરડો માણસ એકલો ફરતો હતો. તેના શરીરેથી પરસેવાના રેલા ઊતરતા હતા. દિવસોથી તેમણે હજામત કરી નહોતી. તેનાં કપડાં જૂનાં ચીંથરેહાલ જેવાં હતાં. ઉઘાડે પગે તે ચાલતો હતો. ચાલતાં ચાલતાં તેની નજર દરિયા કિનારે આવેલા એક સુંદર બંગલા પર પડી. બંગલાના દરવાજે 'વેચવાનું છે' એવું એક પાટિયું લગાવેલું હતું. એટલે તે તો મકાનમાં પેઠો અને બાગમાં ફરતાં ફરતાં મકાનને જોવા લાગ્યો. આવા ચીંથરેહાલ ડોસાને જોઈને ઘરમાંથી નોકર બાઈ દોડતી બહાર આવી અને હાંફતી હાંફતી બોલી ઊઠી, "અરે ડોસા, બહાર જાય છે કે પોલીસને બોલાવી લાવું ?"

"કેમ ? દરવાજા પર તો લખ્યું છે કે 'વેચવાનું છે' તેથી હું જોતો હતો."

"અરે ગાંડા ન કાઢ- આ મકાન ખરીદવું તે કાંઈ જેવાતેવાનું કામ નથી. લાખોપતિ હોય તો બને."

"હા, હા, તે હું લાખોપતિ જ છું. અને મારે ખરીદવું છે."

ડોસાએ પેલું ઘર તો ખરીદી લીધું અને પેલી બાઈ તો મોંમાં આંગળાં નાખ્યા ગઈ.

આવો ચીંથરેહાલ ઉઘાડા પગે ફરતો ડોસો તે બીજો કોઈ જ નહીં પણ કુદરતી ઉપચાર એટલે વ્યાયામ યોગ્ય ખોરાક અને કુદરતના સંસર્ગમાં માનનાર ૮૧ વર્ષનો વૃધ્ધ વ્યાયામપ્રેમી અમેરિકાનો વતની બર્નાર્ડ મેકફેડન.

તેની માતા ક્ષયથી અને પિતા અસ્થિર મગજથી મૃત્યુ પામવાથી બાળક અવસ્થામાં તે અનાથ થયેલો. તે પછી કાકા, મામા, ફુઆને ત્યાં તે અતિશય ગરીબાઈ અને બેદરકારીમા ઉછરેલો. એને ઘર-ખેતરનું ગમે તે કામ કરવું પડતું. એક દિવસ તેના કાકાકાકીનો એક

લખવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.'' પત્રોનું બંડલ બાજુમાં મૂકી સરરર કરતું એણે વિમાન ઉડાડ્યું તે પહોંચી હેનોઈની ઇસ્પિતાલમાં અને પેલા સૈનિકોને સારનાર હેઠળ મૂકી દીધા

આવી આ યુવતીનો જન્મ ફ્રાન્સના સ્ટ્રેસબર્ગ શહેરમાં થયો હતો અખૂટ હિંમત અને સ્વતંત્ર મિજાજ—એ બે નાનપણથી જ એની ખાસિયતો તેર વરસની ઉંમરે એને મોટર સાઈકલનો નાદ લાગ્યો. એક વખત એક સરકસના ખેલમાં મોટર સાઈકલના અંગપ્રયોગ જોઈ એણે બેન પત્યે એનું પુનરાવર્તન કરી બતાવ્યું ત્યારે સરકસવાળા એ છોકરી એમને સોંપી દેવા એનાં માતાપિતા પાછળ પડયા.

એ સોળ વરસની હતી ત્યારે એક દિવસ એની બહેનના પ્રેમપાત્રે એને સૌ પ્રથમ વિમાન ઉડ્ડયનનો સ્વાદ ચખાડયો. પછી તો એ વિમાની કલબમાં દાખલ થઈ વિમાનીના પાઠ લેવા લાગી, પણ બીજા વિશ્વયુદ્ધ સમયે જર્મનોએ ફ્રાન્સનો કબજો લીધો ત્યારે આવી કવાયતો બંધ કરાવી દીધી અને સ્ટ્રેસબર્ગ વિદ્યાપીઠમાં વૈદક શીખવા લાગી ગઈ. એક દિવસ આ શિખાઉ ડાકટરોને પકડી પકડી જર્મની મોકલવાના હેતુસર એ વિદ્યાપીઠ પર જર્મનોએ ૧૯૪૩ના નવેમ્બરમાં છાપો માર્યો ભાગ્યવશાત્ ત્યારે એ ઈસ્પિતાલમાં હતી. ત્યાંથી એ ઘરમાલિકણની મદદથી છટકી ગઈ તે પહોંચી પારીસ અને ત્યાંની વિદ્યાપીઠમાં 'મગજની વાઢકાપ' નો વિષય લઈ એણે અભ્યાસ આગળ ચલાવ્યો, અને એક સંશોધન નિબંધ લખ્યો એના પરિણામે સર્જનની ઉપાધી મળી અને ઈનામ પણ પ્રાપ્ત થયું

હવે એણે છત્રીદળની તાલીમ આપતા એક વિમાનઘર પર ડાકટર તરીકે નોકરી લીધી એણે એ સૌ બરછટ, કદાવર છત્રીસૈનિકોના દિલ એવા જીતી લીધા કે એક દિવસ ગમ્મત ખાતર પોતાની નાજુક ડાકટરને વિમાનમાંથી ભૂસકો મારવા સૌ લઈ ગયા એનું વજન એટલું ઓછું હતું કે સૌથી પહેલી કૂદે તો પણ સૌથી છેલ્લી જમીન પર પહોંચતી પછી તો એને એની લત લાગી

એક દિવસ આમ એ બધાં કૂદકો મારવાની તૈયારી કરતાં હતાં ત્યા સેનાપતિએ આવી સૌની તપાસ હાથ ધરી. પેલી નાની આન્દ્રે બે છ ફૂટિયા સૈનિકોની આડે સંતાઈ રહેવા યત્ન કરતી હતી ત્યાં પેલાએ પકડી પાડી કહ્યું, "અરે, આ તો બહેન છે!" બધાએ આ અગાઉના કૂદકાની વિગત આપી એટલે એને ભૂસકો મારવા કહ્યું. એ છત્રી કૂદકો–એટલો પદ્ધતિસરનો હતો કે એને છત્રીદળની સભ્ય બનાવવામાં આવી.

એવામાં હિંદીચીનના યુદ્ધમોરચેથી ડાકટરો માટે હાકલ આવી એટલે આન્દ્રે ત્યા પહોચી ગઈ. એક દિવસ દુશ્મનથી ઘેરાયેલા એક વિસ્તારનો ડાકટર માટે સદેશો આવ્યો ત્યારે છત્રીકૂદકાથી ત્યાં પહોંચવા વડા ડાકટરે આન્દ્રેને કહ્યું. એ તરત જ ત્યા પહોચી ગઈ અને સારવારમા લાગી ગઈ. પણ ત્યાથી નીકળવાનો એક કોયડો થયો. ત્રણ અઠવાડિયાં રોકાઈ એ થોડાક માણસો સાથે એ ગાઢ જંગલવિસ્તારોની કેડીએ નીકળી પડી, એના આગમનના સમાચાર સાંભળી થોકબધ જંગલનિવાસી, સારવાર માટે એની પાસે સવારસાજ આખેય રસ્તે વીંટળાઈ વળતા, અને મોડી રાત સુધી એનુ હરતુ ફરતુ દવાખાનુ ચાલતુ.

આ અનુભવને અંતે તેને સમજાયુ કે જો હેલીકોપ્ટર વિમાન હોય તો ઘણી સરળતા પડે. વડી કચેરી તરફથી મંજૂરી મળતાં, રજા લઈ એણે વિમાન ચલાવતા શીખી લીધુ અને પછી આપત્તિમા આવી પડેલાં સૌની આશાદેવી બની. સૌ એવા સમયે એની જ રાહ જોતા અને એ એકાકી, અટૂલા ઘવાયેલ સૈનિકોને ઉગારી લેતી.

એક વખત સાત દિવસથી વિખૂટી પડી ગયેલી સત્તર સૈનિકોની ટુકડીને સારવાર આપવા એ પહોચી અને બબ્બે સૈનિકોને હેલીકોપ્ટરના ખાટલામા બહાર પહોંચાડવાનુ કાર્ય પોતાના એક સાથીને સોપ્યુ. બે ફેરા પૂરા થતા જ વિમાન બગડ્યુ અને બધા પૂરાઈ રહ્યા. દરમિયાન આન્દ્રે બે સૈનિકોના મગજ અને એકના ઘૂટણ પર રાતની પથારી પર શસ્ત્રક્રિયા કરતી રહી. વિમાન પાછુ ફર્યુ જ નહિ એટલે ?

દરદીઓ સાથે એક ટ્રકમા બેસી દુશ્મન ચોકિયાતોને થાપ આપતી ઠેકાણે પહોચી ગઈ.

એના આ પરાક્રમોને પરિણામે પારીસ સરકારે એને ત્રણ વખત સર્વોચ્ચ ક્રોસ અને સાવે સાથે ' લિજન ઓફ ઓનર" એનાયત કરી તેનુ બહુમાન કર્યું છે, અને ૧૩૩° સુધી પહોચતા ઉષ્ણતામાનમા એણે જે અપાર મર્દાઈના અને અખૂટ માનવતાના કામ કર્યા છે તેની કદર કરવા યત્ન કર્યો છે પણ એની ખરી કદર તો એ ફરવા નીકળે છે કે લશ્કરના મથકોએ જાય છે ત્યારે થાય છે વરેક વળાકમા એકાદ સૈનિક તો એને મળે જ છે, જે એને ઝીલી રાખી આર્જવયુક્ત સ્વરે એના ઉપનામથી એને સબોધી કહે છે "મેડમ હેલીકોપ્ટર, તમને તો શાનુ યાદ હોય, પણ તમે મને બચાવેલો !"



# યુવાન વૃદ્ધ

થોડાં વર્ષ પહેલાં અમેરિકાના પૂર્વ કિનારે દરિયાની રેતીમાં વહેલી પ્રભાતે એક ઘરડો માણસ એકલો ફરતો હતો. તેના શરીરેથી પરસેવાના રેલા ઊતરતા હતા. દિવસોથી તેમણે હજામત કરી નહોતી. તેનાં કપડા જૂનાં ચીંથરેહાલ જેવા હતાં. ઉઘાડે પગે તે ચાલતો હતો. ચાલતાં ચાલતાં તેની નજર દરિયા કિનારે આવેલા એક સુંદર બંગલા પર પડી. બંગલાના દરવાજે 'વેચવાનું છે' એવું એક પાટિયું લગાવેલું હતું. એટલે તે તો મકાનમાં પેઠો અને બાગમાં ફરતાં ફરતાં મકાનને જોવા લાગ્યો. આવા ચીંથરેહાલ ડોસાને જોઈને ઘરમાંથી નોકર બાઈ દોડતી બહાર આવી અને હાંફતી હાંફતી બોલી ઊઠી, "અરે ડોસા, બહાર જાય છે કે પોલીસને બોલાવી લાવું ?"

"કેમ ? દરવાજા પર તો લખ્યું છે કે 'વેચવાનું છે' તેથી હું જોતો હતો."

"અરે ગાંડા ન કાઢ- આ મકાન ખરીદવું તે કાંઈ જેવાતેવાનું કામ નથી. લાખોપતિ હોય તો બને."

"હા, હા, તે હું લાખોપતિ જ છું. અને મારે ખરીદવું છે."

ડોસાએ પેલું ઘર તો ખરીદી લીધું અને પેલી બાઈ તો મોંમાં આંગળાં નાખી ગઈ.

આવો ચીંથરેહાલ ઉઘાડા પગે ફરતો ડોસો તે બીજો કોઈ જ નહીં પણ કુદરતી ઉપચાર એટલે વ્યાયામ યોગ્ય ખોરાક અને કુદરતના સંસર્ગમાં માનનાર ૮૧ વર્ષનો વૃધ્ધ વ્યાયામપ્રેમી અમેરિકાનો વતની બર્નાર્ડ મેકફેડન.

તેની માતા ક્ષયથી અને પિતા અસ્થિર મગજથી મૃત્યુ પામવાથી બાળક અવસ્થામાં તે અનાથ થયેલો. તે પછી કાકા, મામા, ફુઆને ત્યાં તે અતિશય ગરીબાઈ અને બેદરકારીમા ઉછરેલો. એને ઘર-ખેતરનું ગમે તે કામ કરવું પડતું. એક દિવસ તેનાં કાકાકાકીનો એક

રાનિસવાદ તેણે સાંભળ્યો અને દૃઢ નિશ્ચયપૂર્વક તેણે જીવન પલટી નાખ્યું.

"આ છોકરાની ઉધરસ તમે જોઈ કે ? તેના નાનો રોગ તેને લઈ પડવો હોય તેમ લાગે છે."

'હા એમ જ છે ડૉક્ટર કહેતા હતા કે હવે થોડા દિવસ મહેમાન છે." કાકાએ ઉમેર્યું. અને બન્ને વિષાદમય શાંતિ ડૂબી ગયાં.

છોકરો આખી રાત જાગ્યો, સવારે ઊઠી એક વ્યાયામમંદિર ગયો. પણ તેની ફી આપવા જેટલી તેની તાકાત નહોતી. એટલે સેકન્ડ હેન્ડ વપરાયેલી ચીજો વેચનારની દુકાનેથી એક ડમ્બેલ્સની જોડી અને વ્યાયામનું એક પુસ્તક સસ્તામાં ખરીદ્યાં. તેમાંની સૂચનાઓનું કડક પાલન કરી તેણે વ્યાયામ શરૂ કર્યો અને ટૂંક સમયમાં તેની ઉધરસ નિર્મૂળ થઈ ગઈ. પછી તો તેણે રખડવા માંડયું. અને કસરતનાં પુસ્તકોનું વેચાણ કરવા લાગ્યો. વળી પોતાના પ્રયોગો પણ કરી બતાવવા લાગ્યો. અનુભવે તેને સમજાયું કે, લોકો છાપેલું વાચવા વધારે ઉત્સુક હોય છે. એટલે તેણે જોખમ વહોરી "વ્યાયામ" માસિક શરૂ કર્યું, જેમાં તે ફળનો, દૂધ, સૂર્યસ્નાન, વ્યાયામ, કુદરતી જીવન વગેરેની હિમાયત કરતો. પૂર્તિમાં તે પોતાનો દાખલો ટાંકતો પોતાના શરીરના જુદા જુદા ભાગોની છબીઓ આપતો. કુદરતી જીવન અને વ્યાયામ તથા નૈસર્ગિક આહારવિહારથી શરીરને સુખી બનાવવા જાણે 'ધર્મયુદ્ધ' ખેલતો પોતાના સિદ્ધાંતોના પ્રચારને માટે તે ગમે તે ભોગે કે જોખમે ઠીક લાગે તે માસિક ખરીદતો અને ચલાવતો, બંધ કરતો અને શરૂ કરતો એક એવો સમય હતો કે જ્યારે તેના આ માસિકની ૧ કરોડ અને ૭ લાખ નકલો ત્રણ માસે ખપતી.

અતિશય ગરીબાઈમાં જન્મેલા આ પુરુષ પાસે ત્રણ કરોડ ડૉલર જેટલી એટલે પંદર કરોડ રૂપિયા મૂડી થઈ તો પણ તેની સાદાઈ નમૂનેદાર હતી. તે જૂના કપડાં પહેરતો, ઉઘાડે પગે ચા... તેના